

# ॥ श्रीसदुपदेशदिवाकर ॥

## चतुर्थ किरण

અથવા

પૂજ્યપાદ શ્રીમન્નથુરામશર્માનાં જિજ્ઞાસુજનોપરનાં
પત્રોમાંનાં હિતોપદેશક વચનોનો

**ચોથો ભાગ.**

પ્રકટકર્તા


શિવશંકર વીરજી રાવળ. એલ. એમ. એન્ડ એસ.
ડૉક્ટર, ખંભાળિયા. કાઠિયાવાડ.


દોહરા.

"બ્રહ્મરૂપ છે બ્રહ્મવિત્, તેની વાણી વેદ;
ભાષા અથવા સંસ્કૃત, કરે ભેદભ્રમછેદ. ૧
યથા ભાનુ જગ પ્રકટીને, તમનો કરે વિનાશ;
તેમ દિવાકર આ કરે, ઉરમાં જ્ઞાનપ્રકાશ. ૨


શાકે ૧૮૪૪ સંવત્ ૧૯૭૮
આવૃત્તિ પહેલી. પ્રત ૧૦૦૦
મૂલ્ય રૂ. ૧-૨-૦
મળવાનું સ્થળ:–વ્યવસ્થાપક, આનંદાશ્રમ.
બીલખા. કાઠિયાવાડ.



# ॥ श्रीसदुपदेशदिवाकर ॥

## चतुर्थ किरण

અથવા

પૂજ્યપાદ **શ્રીમન્નથુરામશર્માનાં** જિજ્ઞાસુજનોપરનાં
પત્રોમાંનાં હિતોપદેશક વચનોનો

**ચોથો ભાગ.**


પ્રકટકર્તા

**શિવશંકર વીરજી રા[illegible]. એલ. એમ. એન્ડ એસ.**

**ડૉક્ટર, ખંભાળિયા.** કાઠિયાવાડ.


**દોહરા.**

"બ્રહ્મરૂપ છે બ્રહ્મવિત્, તેની વાણી વેદ;
ભાષા અથવા સંસ્કૃત, કરે ભેદભ્રમછેદ." ૧

યથા ભાનુ જગ પ્રકટીને, તમનો કરે વિનાશ;
તેમ દિવાકર આ કરે, ઉરમાં જ્ઞાનપ્રકાશ. ૨


શાકે ૧૮૪૪ સંવત્ ૧૯૭૮

આવૃત્તિ પહેલી. પ્રતિ ૧૦૦૦

**મૂલ્ય રૂ. ૧-૨-૦**

મળવાનું સ્થળ:-વ્યવસ્થાપક, આનંદાશ્રમ.

**બીલખા.** કાઠિયાવાડ.

ॐ

# પ્રસ્તાવના.

પૂજ્યચરણ કૃપાસિંધુ સદ્ગુરુ પરમાત્મા શ્રીમન્નથુરામશર્માં આચાર્યજી, એઓશ્રીએ સાધકજનોપર તથા જિજ્ઞાસુજનોપર લખેલાં-લખાવેલાં પત્રોમાંથી જે પત્રો મળી શક્યાં તેમાંનો જે ભાગ મુમુક્ષુઓને સાક્ષાત્ વા પરંપરાવડે ઉપયોગી જણાયો તે ભાગ તેવા જનોના હિતાર્થે શ્રીસદુપદેશદિવાકરના પ્રથમ કિરણરૂપે સં. ૧૯૫૦ માં પ્રકટ કરવામાં આવ્યો હતો;× અને ત્યારપછીનાં પત્રોનો સારભૂત ભાગ અનુક્રમે સં. ૧૯૬૪ તથા સં. ૧૯૬૯ માં દ્વિતીય કિરણરૂપે તથા તૃતીય કિરણરૂપે પ્રસિદ્ધ કરવામાં આવ્યો હતો. હવે ઉક્ત સમયપછી એકઠાં કરેલાં પત્રોનો ઉપદેશાત્મક ભાગ મુમુક્ષુજનોના હિતાર્થે આ ચતુર્થ કિરણરૂપે પ્રસિદ્ધ થાય છે.

શુદ્ધ વ્યવહાર, નીતિ, નિષ્કામકર્મ, ભક્તિ, યોગ અને જ્ઞાન-સંબંધિ અનેક વાતોનો ઉપદેશ જેમાં અધિકારભેદે અનેકરૂપે મધુર ભાષામાં સમાયેલો છે એવી આ પત્રાવલિ મુમુક્ષુઓને અત્યંત ઉપયોગી થાય એ સ્વાભાવિક છે. એક અનુભવી વૃદ્ધ સજ્જન આવાં પુસ્તકોને " જીવતાં પુસ્તકો " કહે છે ! શ્રીસદ્ગુરુના મુખારવિંદરૂપ આવાં પુસ્તકો કયા ભિન્ન ભિન્ન હેતુઓથી મુમુક્ષુઓને લાભદાતા છે તેવિષે પ્રથમ તથા દ્વિતીય કિરણની પ્રસ્તાવનામાં વિસ્તારથી કહેલું હોવાથી અત્ર તેનું વિશેષ કથન ન કરતાં તેવિષે એક વ્યક્તિના આંતર ઉદ્ગારો લખી, તથા થોડાંક અંતિમ વચનો કહી, આ પ્રસ્તાવના સમાપ્ત કરીશ. એ વ્યક્તિ સ્પષ્ટપણે વદે છે કે:—

" જ્યારે જ્યારે હું વ્યવહારના ક્લેશોથી અસ્વસ્થ થઇ જાઉં છું ત્યારે ત્યારે હું શાન્તિ મેળવવામાટે અવશ્ય એ પત્રો વાંચું છું;

---

× સં. ૧૯૬૭ માં એ પ્રથમ કિરણની દ્વિતીયાવૃત્તિ પ્રસિદ્ધ થઇ છે.

અને એકાદ પત્રનાં સુધાધારાસમાન થોડાં વચનો વાંચનાંજ મારી આશા પૂર્ણ થાય છે. ખરે ! મને શાંતિ થાય છે,–હું બદલાઇ જાઉં છું,–ક્લેશોથી મુક્ત થાઉં છું. વાંચતાં વાંચતાં નિરાધારના આધાર ને દયાના સાગરરૂપ શ્રીઇષ્ટપરમાત્માના મહિમાનું, તથા તેઓશ્રીની દયા અને ઉપકારોનું ભાન થતાં મને રોમાંચ થાય છે, ઘણી વાર નેત્ર પ્રેમાશ્રુપૂર્ણ થાય છે, કવચિત્ આનંદાશ્રુ વહે છે, દષ્ટિ સ્થિર થાય છે, અને હૃદય શાંત થઇ પ્રેમરસ પીવા માંડે છે,–અનિર્વચનીય આનંદ અનુભવવા લાગે છે. એ વેળાની સુખમય સ્થિતિનું હું શું વર્ણન કરું ? એ પત્રના દર્શનમાત્રથી પણ મને આનંદ થાય છે. ગમે એવા માનસિક વ્યાધિઓથી પીડાયેલો હોઉં તોપણ એ મને શાંતિ આપવાને સમર્થ છે. અનેક વાર વાંચ્યા છતાં પણ જ્યારે હું તે પુનઃ વાંચું છું ત્યારે મને તેમાં નવીનતાજ ભાસે છે. ખરેખર ! એ મારા દુઃખનું મિષ્ટ ઔષધ છે, સુખ અને જ્ઞાનની મંજુષા છે, મારું અવર્ણનીય આનંદસ્થાન છે. નિશ્ચય, એ વાંચતાં મને નવું જીવન જેમ છે, અને હું યથેચ્છ રીતે તેનો ઉપભોગ કરી સુખી થાઉં છું."

સજ્જનો ! તમારે મહાપુરુષનો સત્સંગ ઘેર બેઠાં કરવો છે ? અનેક શાસ્ત્રોના સારરૂપ અમૃત પીવું છે ? કલિયુગમાં સત્યયુગનું દર્શન કરવું છે ? હૃદયનો અંધકાર ટાળવો છે ? શાંત અને સુખી થવું છે ? જો તેવી ઇચ્છા હોય તો આ "દિવાકર"ને હૃદયમાં ધારણ કરો.

સદ્ભાગી જિજ્ઞાસુ બંધુઓ ! વાંચો, વિચારો, ઉંડા ઊતરો, અને આપણને અત્યંત ઇચ્છિત અમૂલ્ય વસ્તુને–પરમાનંદને–હાથ કરો ! કૃપાના મહાસાગરરૂપ શ્રીઅંતર્યામી પ્રભુની કૃપા આપણો શુદ્ધભાવવાળો પ્રયત્ન સફલ કરો ! અસ્તુ. ૐ

શ્રીજુનાગઢ. }
સં. ૧૯૭૮ ના આષાડ સુદિ ૧ }

શ્રીસદ્ગુરુપાદપદ્મરજોંકિત
માણિક્યવર્મા.



# ॥ श्रीसद्‌उपदेशदिवाकर ॥

## चतुर्थ किरण.

### પત્ર ૧-૫.

* મનની નિરર્થક વૃત્તિઓ ને ઇંદ્રિયોની નિરર્થક પ્રવૃત્તિઓ રોકી મન આદિનો પ્રવાહ એકજ ભક્તિપોષક શુભ માર્ગે ચલાવવાનો સ્વભાવ પાડવાથી પરિણામે મનુષ્યના મનમાં દૈવીબલ પ્રકટે છે.

પ્રભુનાં દર્શન કર્યાં, તેમની સેવા કરી ને તેમનો પ્રસાદ લીધો ત્યારેજ સફલ ગણાય કે જ્યારે પ્રભુનાં દર્શન કરનાર, પ્રભુની પોતાના અધિકારપ્રમાણે સેવા કરનાર ને પ્રભુનો પોતાના અધિકારપ્રમાણે પ્રસાદ લેનાર મનુષ્ય પ્રભુના જેવા ઉત્તમ વિચારવાળો ને ઉત્તમ આચારવાળો થાય.

કોઇ મનુષ્યમાં બુદ્ધિ થોડી હોય તો તેની કાંઇ અડચણ ગણાય નહિ, પણ તેના હૃદયનો પ્રભુપ્રતિ શુદ્ધભાવ ને પ્રભુની આજ્ઞાપાલકતા એ થોડાં નજ જોઇએ.

સદ્‌ગુરુએ ઉપદેશ કરેલા મંત્રના જપનો પ્રવાહ પ્રેમપૂર્વક સતત ચાલુ રાખવાનો સ્વભાવ પાડવાથી પ્રભુની કૃપામાં ઉત્તરોત્તર વધારો થાય છે, ને પરિણામે તે જપ કરનાર મનુષ્યના હૃદયમાં રહેલા પ્રભુ તે જપ કરનાર મનુષ્યને દર્શન આપવાની કૃપા કરે છે.

તમારા મનમાં જે જે પ્રાણિપદાર્થમાં વધુ પ્રીતિ રહેતી હોય તે તે પ્રાણિપદાર્થમાં રહેલી પ્રીતિને તમારે ધીરે ધીરે ઓછી કરી નાખવી જોઇએ.

## દોહરા.

શરીર ગમે ત્યાં હોય પણ, મન રાખો હરિપાસ;
વસીને જનસમુહમાં, મન રાખવું ઉદાસ. ૧
હરિકૃપામૃત પામવા, મનને કરો તૈયાર;
એ કૃપામૃત પામતાં, થાશે સુખ અપાર. ૨
જે જે કર્તવ્ય હોય તે, કરવું રાખી પ્રીત;
ગાફલતા નહિ રાખવી, સમજી સર્વે રીત. ૩
પ્રભુ વહાલા બહુ ભક્તને, પ્રભુને પ્રિય બહુ ભક્ત;
લવણ મળે જ્યમ નીરમાં, નીર જ્યમ લવણે રક્ત. ૪
જલ મળે જો દૂધમાં, તો તે દૂધરૂપ થાય;
કપટ ખટાઇ જો પડે, તો તે ફાટી જાય. ૫
સર્વે મમતાઓ ત્યજી, કરજો ભક્તિ સુજાણ!
જો મમતા રહી અન્યમાં, તો દૂર ગણો કલ્યાણ. ૬
શુદ્ધ ભાવથી ભક્તિમાં, વધવા ઇચ્છા હોય;
સંશયભય ત્યજી ચાલતાં, રોકી શકે ન કોય. ૭
સ્વભાવ પ્રાણી વસ્તુ જે, કરે ભક્તિનો ભંગ;
ત્યાગ કરે જો તેમનો, ચઢે ભક્તિનો રંગ. ૮
ત્યાગી આશા જગતની, રાખે પ્રભુની આશ;
પ્રભુભક્તિમાં મગ્ન રહે, રાખી દૃઢ વિશ્વાસ. ૯
ભવસાગર સેજે તરે, પામે દુઃખનો અંત;
પરમધામને પામીને, પરમાનંદ લહંત. ૧૦

## ગીતિ.

પાત્રને મોટું કરતાં, તેમાં આકાશ અધિક દેખાશે;
ત્યમ મન મોટું કરતાં, પ્રભુની કૃપા અધિક દરશાશે. ૧
પ્રભુભક્તિથી રંગો, મનને નિત્ય નવો ઉમંગ આણી;
સંસારી રંગ કાઢો, તેને મિથ્યા તુચ્છ દુઃખદ જાણી. ૨
કરી શુભ ગુણનું સેવન, દોષોથકી દૂર સદા રહેવું;
પ્રારબ્ધને ભોગવવું, સમાન ગણી સુખદુઃખને સહેવું. ૩

અનન્યભક્તિને વધારે વધારે શુદ્ધ ને દઢ કરવામાટે ભક્તિમહિમા, ભક્તિપોષક સંવાદો ને શબરીનો સંવાદ એ પુસ્તકો ઉંડા ઊતરીને સમજપૂર્વક વંચાતાં હશે, ને પોતાના હૃદયની તેમાં દર્શાવેલા ગુણોની સાથે તુલના કરી જોવાતી હશે.

કોઇ પણ મનુષ્ય જ્યારે શ્રદ્ધાથી ભરેલા હૃદયવડે ને જગતના સર્વ આશ્રયોના ત્યાગપૂર્વક પરમાત્માના અનન્યશરણમાં જાય છે ત્યારે તેના મનપરનો સર્વ ભાર દૂર થઇ જાય છે, તેના મનના સર્વ દાહો શમી જાય છે, ને કોઇ અલૌકિક આનંદ અનુભવવા તેનું હૃદય ભાગ્યશાલી થાય છે.

સંસારના જીવોને પ્રિય લાગતા વિષયોના કરતાં પ્રભુની અનન્યભક્તિમાં તમારા મનને કાંઇ વધારે રસ પડે છે કે કેમ ? તે વારંવાર તમારા મનને પૂછતા રહેશો, ને તેને ભક્તિનું આરૂઢ વ્યસન થઇ જાય એમ તમારાથી બની શકે તો કરશો.

૨ * પારમાર્થિક, વ્યાવહારિક ને પ્રાતિભાસિક એવી ત્રણ પ્રકારની અથવા પારમાર્થિક ને પ્રાતિભાસિક એવી બે પ્રકારની સત્તા વેદાંતસિદ્ધાંતમાં સ્વીકારવામાં આવે છે. પારમાર્થિકસત્તામાં એક બ્રહ્મજ છે. ત્યાં માયા, ત્રણ ગુણો કે શોકમોહાદિ કાંઇ પણ નથી તેવી જ્યાં

ગુણાદિને મિથ્યા કહ્યા હોય ત્યાં તે પારમાર્થિકસત્તામાં મિથ્યા કહ્યા છે એમ જાણવું; અને જ્યાં શોકમોહાદિ ગુણોનું કાર્ય છે, ગુણો માયામાંથી ઉપજે છે, ને માયા વા ગુણોનો હું નિયંતા છું એમ પરમાત્માએ કોઇ પણ શાસ્ત્રમાં કહ્યું હોય ત્યાં વ્યાવહારિક વા પ્રાતિભાસિક સત્તાને અવલંબીને તેઓશ્રીએ તેમ કહ્યું છે એમ જાણવું. ઉપદેશ દ્વૈતને અવલંબીને અદ્વૈત સમજાવવામાટે થાય છે, માટે જ્યાં દ્વૈતનું કથન હોય ત્યાં તે કથન વ્યવહારપૂરતું સત્ય સમજવું, ને જ્યાં તે સર્વનો નિષેધ કર્યો હોય ત્યાં લક્ષ્યાર્થે સમજાતું અદ્વૈત જણાવ્યું છે એમ સમજવું. *

૩ * * મનમાંથી ઉપજેલા સંસારને મનમાંથી કાઢી નાંખી તેના દ્રષ્ટા રહેવું. તમારા શુદ્ધસ્વરૂપમાં મનજ નથી, તો પછી ત્યાં વિક્ષેપ ક્યાંથી હોય ? રજોગુણથી તપેલી અંતઃકરણની વૃત્તિ જો દુઃખાકાર થાય તો તે વેળા તેના દ્રષ્ટા રહેશો, ને તેને દબાવવા પ્રયત્ન સેવશો.

સમર્થ સિદ્ધ યોગી પોતાના અંતઃકરણના યોગબળવડે પોતાનાં અનેક સ્વરૂપો રચી શકે. તેમણે ઉપજાવેલાં નવાં શરીરોમાં તેઓ કલ્પિત જીવો પોતાના સંકલ્પથી પોતાના પ્રતિબિંબરૂપે ઉપજાવે.

આત્મસ્વરૂપના વા બ્રહ્મસ્વરૂપના વિવર્તરૂપ આ જગત્ છે એમ કહેવાય. બ્રહ્માકારવૃત્તિમાં તો જગત્‌ની પ્રતીતિ થતી નથી. જગત્ બ્રહ્મમાં વા આત્મામાં તે વેળા વિલીન થઇ ગયું હોય છે.

પોતાનાં સ્થૂલાદિ ત્રણ શરીરોના ને નામરૂપાત્મક જગત્‌ના મિથ્યાપણાનો સંશયવિપર્યયરહિત નિશ્ચય થઇ જ્યારે સર્વત્ર બ્રહ્મની પ્રતીતિ થાય ત્યારે તે મનુષ્યને તત્ત્વજ્ઞાન થયું કહેવાય.

સ્વસ્વરૂપનું આદરપૂર્વક સ્મરણ વિશેષ રાખવા રહેશો.

૪ * હૃદયના અણુઅણુને વિશુદ્ધપ્રીતિથી ભીંજવી દેવું, એક પણ અણુને સૂકું ન રહેવા દેવું. નેત્રોને વિશુદ્ધપ્રીતિથી ભરેલાં રાખવાં. વાણી પણ વિશુદ્ધપ્રીતિથી ભરેલી, મધથી પણ વધારે મધુર ને સમયોચિત બોલવાના બલવાળી કરવા પ્રયત્ન કરવો.

નિત્યનિત્ય નવલા પ્રેમથી, ધરવું પ્રભુનું ધ્યાન;
વિવેકવાળી ભકિતથી, રીઝવવા ભગવાન. ૧

૫ * સર્વશાસ્ત્રોનું તાત્પર્ય મનુષ્યે પોતાના આત્માથી અભિન્ન બ્રહ્મનું અપરોક્ષજ્ઞાન મેળવી સર્વ દુઃખોથી રહિત પરમાનંદપદે સ્થિતિ કરવી જોઇએ એવું છે. તમારા અંતઃકરણની સ્થિતિ વિચારી તમારે જે કરવાયોગ્ય પ્રતીત થાય તે કરવું. કોઇ કાર્યમાં ઊતાવળ ન કરતાં દેશ, કાલ ને સ્વયોગ્યતા વિચારી ઇચ્છિત વિહિત કામ કરવું. આમ કરવાથી પરિણામે લાભ થાય છે.

## પત્ર ૬-૧૪.

× અંતઃકરણમાંથી ઊઠતા રજોગુણના તથા તમોગુણના ધર્મોને, સત્ત્વગુણના ધર્મોને બલવાન્ કરીને, બલહીન કરતા રહેશો.

તમારા અંતઃકરણની અંતર્મુખતા જેમ જેમ વધતી જશે તેમ તેમ તેના અશ્રદ્ધા, સંશય ને વિપર્યય એ દોષો નિવૃત્ત થઇ જશે. જ્યારે અંતઃકરણમાં સ્વસ્વરૂપ જાણવાનો તીવ્ર વેગ પ્રકટશે ત્યારે વર્તમાન પ્રતિબંધકો દૂર થઇ સ્વરૂપસાક્ષાત્કાર થશે.

બ્રહ્મના સત્યપણાની ને જગતના મિથ્યાપણાની ભાવના વારંવાર આદરપૂર્વક કરતા રહેશો.

જ્ઞાન થયા પછી જ્ઞાનીને બ્રહ્મથી ભિન્ન સર્વ મિથ્યારૂપ પ્રતીત થાય છે તેથી તેમની દૃષ્ટિએ પોતાનું શરીર કે પ્રારબ્ધકર્મ સત્ય નથી. અજ્ઞાનીઓની દૃષ્ટિએ તેમનું શરીર તથા તેમનું પ્રારબ્ધકર્મ

પ્રતીત થાય છે. જ્ઞાનીમાં અવિદ્યાનો લેશ રહે છે, તેને આધારે તેમનું પ્રારબ્ધકર્મ રહે છે, ને તે પ્રારબ્ધકર્મ જ્ઞાની અન્યની દૃષ્ટિએ ભોગવે છે એમ જે શાસ્ત્રમાં કહેવાય છે તે અજ્ઞાનીની દૃષ્ટિને અવલંબીને તેના સમાધાનમાટે કહેવાય છે એમ સમજવું. આનું વિશેષ નિરૂપણ અષ્ટાદશ રત્નમાંના અપરોક્ષાનુભૂતિમાં ને વિવેકચૂડામણિમાં કર્યું છે.

જે પક્ષમાં જ્ઞાનીના પ્રારબ્ધકર્મનો ઈશ્વરના પ્રારબ્ધકર્મની પેઠે અભાવ માન્યો છે, ને તેમનું શરીર અન્યનાજ પ્રારબ્ધકર્મવડે રહે છે એમ કહ્યું છે તે પક્ષમાં કેવલ એકાંતમાં રહેનાર પાંચમી ભૂમિકાવાળાને પણ જેમને તેમનાથી લાભહાનિ થવાનાં હોય તેમનું પ્રારબ્ધકર્મ તેમના શરીરનિર્વાહાદિમાં કોઇ પણ પ્રકારે હેતુભૂત થાય છે, પછી તે પ્રારબ્ધકર્મ જ્ઞાનીના મિથ્યાભૂત અંતઃકરણાદિમાં વેગ પ્રકટાવે, કે અન્ય કોઇ મનુષ્યાદિના અંતઃકરણાદિમાં વેગ પ્રકટાવે, ને તેમના દેહનિર્વાહાદિની સામગ્રીનો યોગ રચી આપે.

શીતલી ને સીત્કારીના પૂરકપછી જાલંધરબંધ કરવો.

* હઠયોગનો ઘણા દિવસનો સમાધિ કરવો હોય ત્યારે કેટલાક દિવસપહેલાં અન્ન ને થોડાસમયપહેલાં જલ છોડવું જોઇએ, વા શરીરમાંનો મલ દૂર કરનારી કોઇ યોગક્રિયાથી શરીરને મલરહિત કરવું જોઇએ.

હઠયોગના ફલરૂપે રાજયોગ પ્રાપ્ત થાય તોજ હઠયોગ ઉપયોગી ગણાય. સુદૃઢ બ્રહ્મજ્ઞાનવડે પ્રારબ્ધકર્મથી પ્રાપ્ત વ્યવહાર કરતાં છતાં પણ જેમનું મન વિક્ષેપને વશ ન થાય તે રાજયોગી જાણવા. હઠયોગનો સમાધિ અમુક સમયસુધી રહે છે, ને રાજયોગનો સમાધિ અનંતકાલસુધી અખંડ રહી શકે છે.

મનોવિકારોને ઓળખી પ્રથમ તેને વશ વર્તાવવા, ને પછી તેને નિર્મૂલ કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું. *

૭ × નવા વર્ષમાં સ્વધર્મમાં શ્રદ્ધા ને સ્વધર્મપાલનમાં ઉત્સાહ વધારશો, અને પ્રામવ્યવહારમાં વધારે ઉદ્યોગી ને વધારે પ્રામાણિક રહેશો.

દેવાદિને શ્રીફલ મસ્તકના એટલે અભિમાનના પ્રતિનિધિરૂપે ધરાય છે, ને સાકર તથા ભેટ મમતાના પ્રતિનિધિરૂપે ધરાય છે, અર્થાત્ હું મારી અહંતા ને મમતા આપને અર્પણ કરું છું એમ શ્રીફલાદિના અર્પણવડે અર્પણ કરનાર જણાવે છે.

સુગંધમય ફૂલનો હાર ધરવાવડે હું મારા અંતઃકરણની વૃત્તિઓનો સમૂહ આપને ભાવપૂર્વક અર્પણ કરું છું એમ જણાવાય છે.

મેરાયાં એ માંગલિક મશાલ છે. પર્જન્યવડે ચાલુ વર્ષનો પાક સારો થયો તેથી પર્જન્યનો ઉપકાર માનવામાટે, તથા વ્યાવહારિક ને પારમાર્થિક સુખના હેતુભૂત લક્ષ્મીને ને વિદ્યાને પ્રસન્ન કરવામાટે બાળકો મંગલપ્રદીપિકા—મેરાયાં—લઈને દીવાળીની રાત્રે પોતાનો આનંદ દેખાડવામાટે શેરીઓમાં ફરવા નીકળે છે.

૮ * નવા વર્ષમાં બ્રહ્મવિચાર વધારે આદરપૂર્વક કરશો, બની શકે તેટલો સમય નિયમપૂર્વક બ્રહ્મધ્યાન કરવાનો નિયમ રાખશો, ને દૃશ્યના મિથ્યાપણાદિના વિચારવડે દૃશ્યપરનો અંતઃકરણમાં રહેલો મોહ ન્યૂન કરવા પ્રયત્નવાન્ રહેશો.

જ્ઞાનના ચાર વર્તમાનપ્રતિબંધકોમાંના ત્રણ વર્તમાનપ્રતિબંધકોનો સદ્ભાવ તમારા અંતઃકરણમાં સંભવી શકતો નથી, વિષયાસક્તિનામના ચોથા વર્તમાનપ્રતિબંધકનો જેટલો સદ્ભાવ તમારા હૃદયમાં હોય તેટલા સદ્ભાવને સ્ત્રી, પુત્ર ને દ્રવ્યાદિમાં રહેલી તૃષ્ણાના ત્યાગવડે દૂર કરવાનો પ્રયત્ન સેવશો.

૯ × નવા વર્ષમાં વ્યવહાર ને પરમાર્થમાં આગળ વધવા તમે બંને બહુ શ્રદ્ધા, બહુ ઉત્સાહ, બહુ દૃઢતા ને બહુ સાવધાનતાથી

પ્રયત્ન સેવતા રહેશો. પ્રમાદાદિના વેગોને વશ નહિ થવામાંજ લાભ છે એ તમારા ધ્યાનબહાર નહિજ હોય.

હૃદયને ઉન્નતભાવનાથી ભરેલું રાખવા બની શકે તેટલો શાસ્ત્રીય પ્રયત્ન કરતા રહેશો.

* કેશરની કડવાશમાં પણ બહુ રમણીયતા રહેલી હોય છે તે ભૂલશો નહિ.

૧૦ * બેસતા વર્ષને દિવસે જે શુભ ભાવનાઓ તમે કરી છે તેને હૃદયમાં સુદૃઢ છાપી દેશો, ને તેને અનુસરવા મનને જાગતું રાખશો.

અસંગ ને અવિકારી બ્રહ્મમાં એકદમ આખું જગત્ પ્રતીત કરાવી દેવાના મહાબલવાળી માયાના વેગમાં કદીપણ મનને તણાવા દેશો નહિ. એવો વેગ પરિણામે બહુ દુઃખદાતા નીવડે છે એ ન ભૂલશો.

કોઇ પણ કામમાં અસાધારણ દીર્ઘસૂત્રી નજ થશો, ને શાસ્ત્રાદિની આજ્ઞાઓને હિતકર સમજી તે પ્રમાણે વર્તવાનો સ્વભાવ પાડશો. ×

૧૧ * વૃત્તિની ઉપરામતા ને શાંતિવાળી સ્થિતિ જાણી સંતોષ થયો. મનનાદિવડે આત્મસ્વરૂપના નિશ્ચયમાં હવે ઉડાણમાં પણ સંશય-વિપર્યય ન રહે એમ પ્રયત્ન સેવતા રહેશો. જે જે સંશય કે વિપર્યય સ્ફુરે તેનું યોગ્ય અનુકૂલ યુક્તિથી સમાધાન કરતા રહેશો.

સંસારના સ્વરૂપનો ને પરિણામનો વિચાર કરી મનને જેટલું નિરુપાધિક આનંદમાં સંલગ્ન કરી શકાય તેટલું સંલગ્ન કરતા રહેશો.

૧૨ * જગત્ ઇશ્વરના માયારૂપ અંશમાંથી થયેલું હોવાથી મિથ્યા છે. સોનાનાં ઘરેણાં જેમ સોનારૂપે સાચાં છે, પણ નામે ને રૂપે તે સાચાં નથી, તેમ જગત્ તેના અધિષ્ઠાનરૂપ જે બ્રહ્મ તે રૂપે સાચું છે, પણ નામે ને રૂપે તે સાચું નથી.

મરનારની પછવાડે જો વિધિપ્રમાણે શ્રદ્ધાપૂર્વક શ્રાદ્ધાદિ કરવામાં આવે તો તેનું પુણ્ય મરનારને પહોંચે છે એમ ધર્મશાસ્ત્રો કહે છે.

૧૩ * દેવોનાં ને અપ્સરાઓનાં શરીરો પાંચ સ્થૂલભૂતોના કાર્યરૂપ છે, પણ મનુષ્યોનાં શરીરોના કરતાં તેમનાં સ્થૂલશરીરોમાં તે શરીરોનાં ઉપાદાનકારણ પાંચ ભૂતોની ઉજ્જ્વલતા વધારે હોવાથી તે શરીરોની યોગ્યતા વધારે છે. અપંચીકૃત વા સૂક્ષ્મ પાંચ ભૂતોના કાર્યરૂપ દેવાદિનાં શરીરો નથી. બ્રહ્માંડની ઉત્પત્તિ ભૂતોનું પંચીકરણ થયા પછી થયેલી હોવાથી ને દેવાદિનો પણ બ્રહ્માંડમાંજ સમાવેશ થતો હોવાથી તેમનાં શરીરો અપંચીકૃત વા સૂક્ષ્મભૂતોના કાર્યરૂપ કહેવાય નહિ. જે તપસ્વીએ, યોગીએ કે ભક્તે પોતાના સૂક્ષ્મશરીરની તથા સ્થૂલશરીરની યોગ્યતામાં વધારો કર્યો હોય તેમનો અપ્સરાઓ સાથે વ્યવહાર તેમની યોગ્યતાને લીધે સંભવી શકે છે. શ્રીપાતંજલયોગદર્શનની ટીકામાં બીજી ભૂમિકાવાળા યોગીઓને મોહ પમાડવા દેવાદિ આવે છે એમ જણાવ્યું છે તે તથા પૂર્વે કેટલાક બ્રહ્મર્ષિઓને તથા રાજર્ષિઓને દેવાદિની સાથે વ્યવહાર હતો એ બંને વાતો ઉપરની રીતે વિચારતાં સંભવિત થઇ શકે છે.

બ્રહ્માના સંકલ્પથી ઉપજેલાં શરીરો પણ સ્થૂલ ગણવાં. નારદાદિ પણ સ્થૂલશરીરવાળા સમજવા. તેમનું સૂક્ષ્મશરીર મનુષ્યોના મોટા ભાગના સૂક્ષ્મશરીરના કરતાં ઘણું સાત્ત્વિકબલવાળું ને પવિત્ર હોય તે વાત સ્મરણમાં રાખવી જોઇએ. *

... માં શાંતતેજોમયરૂપ ને પરમાનંદરૂપ બ્રહ્મની ભાવના કરી તેનો પરિપાક કરવો, ને તેનો પરિપાક થયે શરીરની અંતર ને બહાર સર્વત્ર તે વસ્તુની ભાવના કરી તેનો સાક્ષાત્કાર કરી તેમાં અહં હું, નો ને ઇદં( આ ,નો અત્યંતાભાવ નક્કી કરી કૃતાર્થ થવું.

હૃદયની શાંતિમાં બહુ વધારો કરશો. પ્રારબ્ધકર્મવશાત્ પ્રાપ્ત થતા પ્રતિકૂલઅનુકૂલ સર્વ વ્યવહારના દ્રષ્ટા રહી મનની પ્રસન્નતા જાળવશો. ત્રણે ગુણોનું અતિક્રમણ કરવા પ્રયત્નવાન્ રહેશો. ×

૧૪ * અંતઃકરણમાં તથા વાણીમાં સાવધાનતા રાખીને ઉત્તરોત્તર સહનશીલતા વધારવી. કુપ્રારબ્ધના પરિપાકથી ગમે તેવો પ્રતિકૂલ પ્રસંગ પ્રાપ્ત થાય તોપણ પોતાના મનને તપવા દેવું નહિ, મુખપર કે આંખમાં રીસની કે અણગમાની છાયા પ્રકટવા દેવી નહિ, રીસને વશ થઇને કદીપણ અયોગ્ય બોલવું નહિ, ને રીસને વશ થઇ કોઇને કદીપણ અયોગ્ય લખવું નહિ.

વિચારમાં, બોલવામાં ને લખવામાં સર્વદા બહુ ઉત્તમપ્રકારના વિવેકનો ઉપયોગ કરવાનો દૃઢ સ્વભાવ રાખવો.

જે જે દૃશ્ય પદાર્થમાં આસક્તિ રહેતી હોય તે તે દૃશ્ય પદાર્થનું મિથ્યાપણું, તુચ્છપણું ને બંધકપણું વિચારીને તે પદાર્થની આસક્તિને અંતઃકરણમાંથી તથા ઇંદ્રિયોમાંથી દૂર કરવા સર્વદા જાગ્રતિ સેવવી.

ભૂખ લાગે ત્યારે ખાવામાટે માણસનું મન વેગવાળું થાય એ સ્વાભાવિક છે, પણ જો પાછલી રાત્રે ભૂખનો વેગ વધ્યો હોય તો તે વેગને સમજુ હિંદુએ શમાવવો. વળી સવારના નવ વાગ્યાસુધીમાં નિત્ય જમે તો શરીરમાં રસની વૃદ્ધિ થઈ આરોગ્ય બગડવાનો સંભવ જનાય છે માટે નિત્ય વહેલું પણ ન જમવું.

પાડાને ધાવવાનું મન થાય તે વેળા જો તેની મા ઉંઘી ગઇ હોય તો પાડાએ પોતાના સ્વાર્થને માટે તેની માની સુખદ નિદ્રાનો ભંગ ન કરવો. તેની મા જ્યારે જાગશે ત્યારે તે પોતાના વાત્સલ્ય-ભાવને વશ થઇ પારસો મૂકી તે પાડાને અવશ્ય ધાવવા દેશે એમાં સંદેહ નથી, અર્થાત્ પોતાનો સ્વાર્થ સાધવા અન્ય જનોને પીડા થાય એમ સમજુએ નજ વર્તવું જોઇએ.

શુભવિચાર, શુભકર્મ ને એકમરખા ઉત્તમપ્રકારના વર્તનવડે સારું પ્રારબ્ધ બંધાય છે, ને પ્રતિષ્ઠા વધે છે, અને તેથી વિપરીત વિચારાદિથી વિપરીત પ્રારબ્ધ બંધાય છે, ને ફલ પણ તેવુંજ ઉદય થાય છે.

અખંડ પુરુષપ્રયત્નવિના શુભફલનો લાભ થતો નથી, સદ્દગુરુના વચનમાં અગાધ વિશ્વાસવિના શિષ્યથી અખંડ પુરુષપ્રયત્ન થઇ શકતો નથી, અંતઃકરણની પવિત્રતાવિના સદ્દગુરુના વચનમાં અગાધ વિશ્વાસ ઉપજી શકતો નથી, ને અંતઃકરણની પવિત્રતા, શુભવિચાર ને શુભકર્મમાં દૃઢ આગ્રહ રાખ્યા વિના પ્રાપ્ત થતી નથી. ધાર્યું કરવામાં લાભ નથી, પણ આજ્ઞાપાલનમાંજ જિજ્ઞાસુને લાભ છે, એ નજ ભૂલવું જોઇએ. પ્રભુના સ્મરણવડે ને ધ્યાનવડે મનોવૃત્તિ બીજે જતી અટકે છે, તે હૃદયભણી પાછી વળે છે, ને પરિણામે તે પ્રભુનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થાય છે.

પડેલા કુસ્વભાવોને વશ વર્તાવવા મુમુક્ષુએ બહુજ પ્રયત્ન સેવવો જોઇએ, નહિ તો તે કુસ્વભાવો ક્ષણવારમાં બધી બાજી બગાડી નાંખે છે, માટે મુમુક્ષુએ નિત્ય પોતાના મનને તપાસતા રહેવું જોઇએ.

* દેશકાલની પ્રતિકૂલતાનો ને પોતાના સામર્થ્યની ન્યૂનતાનો વિચાર કર્યા વિના જે મનુષ્ય કોઇ પણ વસ્તુની પ્રાપ્તિની ઇચ્છા કરે છે તેની તે ઇચ્છા ફલીભૂત થતી નથી, ને તેથી ( ઇચ્છાની સફલતા નહિ થવાથી ) તેના મનને ક્લેશાનુભવ થાય છે. આ ક્લેશાનુભવ કરાવવામાં અન્ય કોઇ પણ કારણ નથી, પણ તે મનુષ્યનું વિવેકહીન મનજ કારણ છે એમ વિચારદૃષ્ટિએ જોતાં જણાય છે.

પત્ર ૬૫-૨૫.

× મનુષ્યના હૃદયમાં આસુરીસંપત્તિ ને દૈવીસંપત્તિ રહેલ હોય છે. તેમાં મુમુક્ષુ જીવે સર્વદા દૈવીસંપત્તિનાજ પક્ષપાતી રહેવું જોઇએ, ભૂલથી કદીપણ આસુરીસંપત્તિના પક્ષપાતી નજ થવું જોઇએ.

સદ્ગુરુ જિજ્ઞાસુને તેની ભૂલમાટે જે જે શીખામણ આપે છે તે તે શીખામણ તે જિજ્ઞાસુને આસુરીસંપત્તિમાંથી મોકળો કરી તેના ભાવિહિતની પ્રાપ્તિમાટે આપે છે. પોતાના મનને શાંત કરી તેણે ગમે તેટલે પ્રયત્ને તે આસુરીસંપત્તિના પાશમાંથી છૂટવું જોઇએ.

સાથે રહેનારાઓના સ્વભાવ તેમના સંસ્કારોની ભિન્નતાને લીધે એક પ્રકારના નજ હોય એ સ્પષ્ટ છે તેથી પ્રત્યેક વિવેકી મનુષ્યે પોતાના સ્વભાવપર વિચાર કરવો, ને તેમાં જે સુધારવાજોગો ભાગ હોય તે સુધારવો, અને અન્યના પ્રતિકૂલ સ્વભાવથી પોતાના મનને કલેશયુકત ન કરતાં તેમાંથી લેવાજોગો ઉપયોગી સાર લેવો.

કોઇ પાપસંસ્કારોના ઉદયથી જે મનુષ્યના હૃદયમાં શ્રદ્ધા મોળી પડે છે તે મનુષ્યનું હૃદય પોતાના ધર્મકર્મમાં મોળું પડે છે, ને તેથી તે વ્યવહારમાં બહુવા દુઃખી થાય છે, તથા તે પરમાર્થમાં આગળ વધી શકતો નથી.

હૃદયનું અવલોકન કરતા રહી, તેમાં શાંતિ વધારી તથા સમયનો સદુપયોગ કરી, અંતઃકરણની યોગ્યતામાં વધારો કરવા પ્રયત્ન સેવવાથી લાભ છે.

૧૬ * જેઓ પરમાર્થના સાધનનો મૂલ મુદ્દો સમજી શકતા નથી, વા પરમાર્થના સાધનનો પૂર્વાપરનો સંબંધ જોઇએ તેવો સમજી શકતા નથી, ને સત્યભાષણનું માહાત્મ્ય સમજી તે પ્રમાણે વર્તી શકતા નથી, તેવા મનુષ્યોના દોરવ્યા દોરાતાં મનુષ્યને કેટલીક હાનિઓ ભોગવવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે તે સ્મરણમાં રાખશો.

× અભ્યાસ અભ્યાસને શીખવે છે, કોઇના અનુભવનો કોઇને લાભ થવાનો સંભવ થોડો હોય છે. અભ્યાસનો પરિપાક ને સિદ્ધિ આદરપૂર્વક એકનિષ્ઠાથી સતત અભ્યાસ કરવાવડે થાય છે. હઠયોગનો કોઇ પણ પ્રકારનો અભ્યાસ મનની યોગ્યતાવિના ફલ ઉપજાવતો નથી.

× પ્રભુની શુદ્ધભાવથી વારંવાર સ્તુતિ કરતા રહેવાથી તથા શાસ્ત્રાદિની સર્વ આજ્ઞાઓનું વિનાવિસ્મરણે સાવધાનતાપૂર્વક પરિપાલન કરવાથી પોતાના ચિત્તના દોષો સમજાય છે, તથા તેમને તજવાનું બલ પ્રાપ્ત થાય છે. પોતાની પાછળની ભૂલભરેલી પ્રવૃત્તિઓપરથી સાર લેવાનો સ્વભાવ પણ મુમુક્ષુએ પાડવો જોઇએ. આવેશોને રોકવાનો તથા તેમનું વર્ગીકરણ કરી ત્યજવાજેવા આવેશોને ત્યજવાનો સ્વભાવ પાડવાથી પણ તેના ચિત્તની યોગ્યતામાં વધારો થાય છે.

* કોઇ પણ પ્રકારનો અભિનિવેશ નહિ રાખતાં પરમાત્મા જેમ રાખે તેમ પ્રસન્નતાથી રહેવાનો તથા પોતાનું કર્તવ્ય સમજ ને ઉત્સાહ-થી નિયમિતરીતે કરવાનો સ્વભાવ પાડવાથી મનુષ્યને લાભ થાય છે. અભ્યાસના પરિપાકમાટે જનસંગ પરિમિતજ રાખવો જોઇએ.

૧૭ * પ્રત્યેક કામમાં ભાવિનો વિચાર કરી વિવેકપૂર્વક વર્તાય તો શ્રમ, સમય ને દ્રવ્યનો બચાવ થઇ કામ વહેલું ને સારું થાય છે. *

૧૮ × મનને ઉત્તરોત્તર વધારે એકાગ્ર ને વધારે એકનિષ્ઠાવાળું કરવાનો પ્રયત્ન સદાગ્રહપૂર્વક સતત સેવવાની અપેક્ષા છે.

વ્યવહારપરમાર્થનાં કાર્યોમાં વિશેષ નિયમિત રહેવાની પણ બહુ અગત્ય છે.

તમારા જેવા અંતઃકરણવાળાએ બે એક વર્ષસુધી વર્ષમાં એકાદ માસ ખાસ સત્સંગમાં રહેવું જોઇએ, ને પોતાના અંતઃકરણમાં જે જે યોગ્ય શંકાઓ ઊઠે તેનું સમાધાન મેળવી તેનું શાંતચિત્તે એકાંતમાં સાવધાનતાપૂર્વક મનન કરવું જોઇએ.

તમારે ક્રમપૂર્વક જે વાંચવાનું છે તે સમજપૂર્વક ન વંચાયું હોય તો હવે ચિત્તને શાંત રાખી સમજપૂર્વક વાંચી લેશો. *

૧૯ * તમારા અંતઃકરણને ઓળખવા હજુ તમારે વધારે

પ્રયત્ન કરવો જોઇએ. તમે વિનાસમજે પારકા દોષો જુઓ છો. તમારે તમારું કર્તવ્યજ કરવું જોઇએ, અન્યના દોષો ને પોતાના ગુણો ન જોવા જોઇએ.

* તમને નકામું બંધન થાય, પરિણામે પશ્ચાત્તાપ કરવો પડે, સાધન વિધિવત્ ન થઇ શકે, ને પારકા દોષો જોવા પડે, તેવા કામની પ્રવૃત્તિ તમે વિનાવિચારે આવેશવાળા સ્વભાવથી કરી દો છો તેજ તમને પરિણામે નકામા ક્લેશનું કારણ થાય છે તે તમે આટલી વયે પણ હજી પૂરું સમજી શકતા નથી તે ઠીક થતું નથી.

* ધૈર્ય, દઢતા ને ઔદાર્ય રાખી પ્રયત્ન કરવાથી સર્વ પ્રતિકૂલતાઓ દૂર કરી શકાય છે એ સર્વદા સ્મરણમાં રાખી તમારે તદનુસાર નિરંતર વર્તવું જોઇએ.

૨૦ × હૃદયને પરમાત્માની સ્તુતિ, સ્મરણ ને ધ્યાનવડે ઉત્તરોત્તર વધારે સ્થિર, શાંત ને આનંદમય કરવા સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ.

પ્રયોજનવિનાનું કોઇને કાંઇ પૂછવું નહિ, પ્રયોજનવિનાનું કાંઇ બોલવું નહિ, સ્વપ્નમાંથી સવળો સાર લેવો, પણ મનને નકામું સુખીદુ:ખી ન કરવું. મનને દુરાગ્રહરહિત ને વિવેકવાળું રાખવું. પાછળનું કાંઇ સંભારી મનને નકામું દુ:ખી ન કરવું, પણ ભવિષ્યમાં યોગ્યરીતે વર્તવું.

પ્રત્યેક વાતને તથા પ્રસંગને ધીરજ તથા સાવધાનતાથી સમજવાનો તથા નક્કી કરવાનો સ્વભાવ રાખવો, ઉતાવળો સ્વભાવ ન રાખવો.

ચમત્કારનો વિચાર નહિ કરતાં મનની સ્થિરતાનો ને શાંતિનો મુખ્ય વિચાર કરવો.

વાંદરાના અધિષ્ઠાન સચ્ચિદાનંદનો વિચાર કરી કલ્પિત વાંદરાનો વહેમવાળો વિચાર દૂર કરવો જોઇએ.

પરમાનંદરૂપ પરમાત્માનું માહાત્મ્યજ્ઞાનપૂર્વક સર્વથી અધિક ને અડગ ભાવથી સ્મરણધ્યાન કરતા રહી મનની દુઃખી સ્થિતિને દૂર કરી તેને સુખી કરો.

૨૧ * * * દોહરા.

સર્વલોકનું સુખ સદા, કદી પ્રાપ્ત જો થાય;
પ્રભુથી ક્ષણ સુખ જે મળે, તે સમ તે ન ગણાય. ૧
મનુષ્યભાવ શિથિલ કરી, તન–અભિમાન તજાય;
નિજ સ્વરૂપમાં સ્થિર થતાં, સર્વે સંકટ જાય. ૨
પ્રબલ પ્રેમ પરગટ થતાં, પ્રતિબંધક બળી જાય;
અખંડ પ્રાપ્તિ ઇચ્છિતતણી, ત્યારે તેને થાય. ૩
રજતમને વશ રાખીને, ત્યજી સત્ત્વ–અભિમાન;
સદા શુદ્ધસત્ત્વે વસી, પામો સુખ મહાન. ૪
પ્રારબ્ધના અવધિલગી, મનમાં ધરવી ધીર;
પ્રારબ્ધભોગ પૂરો થતાં, દૂર થશે સૌ પીડ. ૫

૨૨ × "વંચક ભગત કહાઇ રામકે, કિંકર કંચન–કોહ–કામકે."
"જો નહિ કરું શઠ દંડ મેં તોરા, તો ભ્રષ્ટ હોઇ શ્રુતિમારગ મોરા."

"असाधनानुचिंतनं बंधाय भरतवत् ॥"

"કહે ધાધ યે તીનું ભકવા, કિયે કામ પછિતાવે."

એ વચનોનો વિચાર કરી, વિવેકબલ વધારી, કુસ્વભાવનો પરિત્યાગ કરવો જોઇએ.

કુસ્વભાવના ગુલામ પ્રભુના ગુલામ થઇ શકતા નથી.
મહાપુરુષો ને રાજાઓ આજ્ઞાનો ભંગ સહન કરી શકતા નથી.

શાસ્ત્રાદિની એક એક આજ્ઞાના ભંગની પાછવાડે ભયંકર શિક્ષા ચાલી આવે છે એમ મુમુક્ષુએ સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ.

જે સગાંવહાલાંને તથા ઘરને ત્યજે, પણ મનની નબળાઇને ન ત્યજે તે સાધક નજ ગણાય.

મનની નબળાઇવાળા મનુષ્યો પોતાના ગુરુની આજ્ઞાનો ભંગ કરે છે, જૂઠું બોલે છે, ખોટાં બાનાં કાઢે છે, પરિણામે પસ્તાય છે, ને રોવે છે. આવા મનુષ્યો પરમાર્થનાં સાધનોનું સેવન યથાયોગ્યરીતે કરી શકતા નથી.

પોતાને મુમુક્ષુ માનનાર મનુષ્યે ગામના ભુંડજેવા થવાને બદલે દેવજેવા થવું જોઇએ.

ઉપરનાં સર્વ વચનોનો એકાંતમાં શાંતચિત્તે વિચાર કરી ભાવિ પ્રવૃત્તિનો છેલ્લામાં છેલ્લો સાચોજ નિર્ણય કરશો કે જેથી તમે તમારું હિત સાધવા કાંઇક પણ પ્રયત્ન કરી શકો.

૨૩ × પાશ્ચાત્ય વિદ્વાનોએ પ્રતિપાદન કરેલો ઉત્ક્રાંતિવાદ આ પૃથિવીપર પ્રાણીઓના સ્થૂલશરીરની રચનાની ઉત્ક્રાંતિ કેવે ક્રમે થયેલી હોવી જોઇએ તેનું ભૂસ્તરશાસ્ત્રાદિને અવલંબીને યુક્તિપૂર્વક નિરૂપણ કરનારો છે.

સર્વ જડવસ્તુઓના મૂલકારણરૂપ માયા છે. એ માયાના અધિષ્ઠાનભૂત વા આધારભૂત બ્રહ્મ વા ચૈતન્ય છે. એ ચૈતન્યના આધારથીજ માયાની ઉત્ક્રાંતિ થઇ તેનું જગદ્રૂપ પરિણામ થાય છે.

આપણાં શાસ્ત્રો સૃષ્ટિને અનાદિ માને છે. કોઇ પણ સૃષ્ટિને પ્રથમસૃષ્ટિરૂપ માનતાં નથી. પ્રથમસૃષ્ટિ માનતાં આ વિશ્વની વિચિત્રતા અકારણ માનવી પડે છે, ને કર્મના અબાધ્ય નિયમનો પરિત્યાગ કરવો પડે છે. વર્તમાનસૃષ્ટિની પૂર્વે અસંખ્ય સૃષ્ટિની ઉત્પત્તિ ને વિનાશ

થયાં છે, ને ભવિષ્યમાં પણ તેમ થયા કરશે. વર્તમાનસૃષ્ટિની ઉત્પત્તિ આપણાં શાસ્ત્રો આ પ્રમાણે કહે છેઃ—

માયાનામનું બહુ સૂક્ષ્મ દ્રવ્ય (વસ્તુ) છે. તેના મધ્યભાગમાંણી ખેંચાણ વધવાથી પ્રથમ આકાશનામનું (ઇથરનામનું) તત્ત્વ ઉપજ્યું. આકાશમાં તે મધ્યાકર્ષણ વધવાથી તે આકાશમાંથી વાયુનામનું ગતિપ્રધાન દ્રવ્ય ઊપજ્યું. તે વાયુમાં મધ્યાકર્ષણનું અતિજોર લાગવાથી ગતિનો બહુ વધારો થતાં ઘર્ષણથી તેજનામનું (નેબ્યુલાનામનું) દ્રવ્ય ઉપજ્યું. તેમાંથી ધૂમકેતુજેવા દ્રવ્યનું ને સૂર્યજેવા દ્રવ્યનું ક્રમથી ઉપજવું થઇ તે દ્રવ્ય ટાઢું પડતાં તેમાંથી જલદ્રવ્યની ઉત્પત્તિ થઇ. જલદ્રવ્યમાંનો ઘનભાગ સ્થિર થતાં તેમાંથી પૃથિવીતત્ત્વની ઉત્પત્તિ થઇ. પૃથિવી ને તેની સ્થિતિજેવા અન્ય ગોળાપર પછી ક્રમથી તૃણજેવાં મોટાં વૃક્ષો થઈ કાલે કરી તે ઉપર પોતપોતાના કર્માનુસાર ક્રમપૂર્વક અન્ય પ્રાણીઓની ને છેવટ મનુષ્યોની ઉત્પત્તિ થઇ. ઉપર પ્રમાણે સર્વ જડ વસ્તુઓની ને સર્વ પ્રાણીઓની ઉત્પત્તિ ચેતનને આશરે રહેલી માયામાંથી થઇ છે.

સૃષ્ટિ અનાદિ માનવાથી જે જે જીવો વર્તમાનસૃષ્ટિમાં મનુષ્ય-શરીરને પ્રાપ્ત થયા તેમને પણ પૂર્વજન્મોમાં તેમણે પાડેલા સંસ્કારરૂપ પ્રારબ્ધકર્મ હતાં.

વર્તમાનસૃષ્ટિમાં પ્રથમ ઉપજેલા મનુષ્યોને પ્રારબ્ધકર્મ હોવાથી તેમનાં પ્રારબ્ધાનુસાર તેમની ભિન્ન ભિન્ન સ્થિતિ ને શુભાશુભ વિચારમાં ને કર્મમાં પ્રવૃત્તિ થઇ એમ સમજવું. મનુષ્યની શુભાશુભ પ્રવૃત્તિમાં તેમનાં પ્રારબ્ધકર્મ હેતુભૂત હોવાથી ઇશ્વરમાં વિષમતાનો દોષ આવતો નથી.

મનુષ્યશરીરની પ્રાપ્તિ થયા છતાં પણ જેમનું અંતઃકરણ વાસ્તવિક મનુષ્યના જેવું ન હોવાથી જો તેઓ પાપકર્મ કરે તો તે પાપકર્મના બલપ્રમાણે તેઓ મનુષ્યશરીરથી નીચાં શરીરોને પણ કર્મના નિયમ-પ્રમાણે પામે. પશ્ચિમનો ઉત્ક્રાંતિવાદ જીવની ઉત્ક્રાંતિવિષે મૌન છે તેથી કર્મના નિયમને તથા ઉત્ક્રાંતિવાદને વિરોધ આવતો નથી.

વેદાદિ શાસ્ત્રો, જૈનો ને બૌદ્ધો કર્માનુસાર જીવની ગતિ માને છે, ને વેદાદિમાં તથા જૈનાદિનાં શાસ્ત્રોમાં મનુષ્યોને તેમના કર્માનુસાર નીચ યોનિની પ્રાપ્તિ થયાનાં ઉદાહરણો આપેલાં પણ જોવામાં આવે છે. કર્મપ્રમાણે ફલનો ઉદય થવો જોઇએ એમ આઘાત ને પ્રત્યાઘાતના નિયમથી પણ સમજાય છે.

મનુષ્યશરીરનો પાત થાય ત્યારે તેનો જીવાત્મા પોતાના કર્માનુસાર ઉંચ કે નીચ યોનિને પામે છે. ચોર આદિની તેમના કર્માનુસાર ગતિ થાય. નૃસિંહમહેતા ને મીરાંબાઇના જીવાત્માની ઉત્ક્રાંતિ પરમાત્માની ભક્તિથી થયેલી સમજવી જોઇએ. ભક્તિના ને જ્ઞાનના વેગના પ્રમાણમાં ઉત્ક્રાંતિનો અવધિ પ્રાપ્ત થાય છે. કોઇ થોડા જન્મોમાં ઉત્ક્રાંતિના અવધિને પ્રાપ્ત થાય છે, ને કોઇ ઘણા જન્મોમાં ઉત્ક્રાંતિના અવધિને પ્રાપ્ત થાય છે.

* નિત્યકર્મ, જપ, પ્રાણાયામ, ધ્યાન ને વાચનમાં મનને વધારે વધારે જાગ્રત્ રાખતા રહેશો. નવા શુભસંસ્કારો પાડવાથી પડશે, માટે ઉદ્યોગી રહેશો. શ્રદ્ધા, ઉત્સાહ ને દૃઢતા રાખી અવકાશ મેળવવા ધારશો તો સ્વધર્મપાલનમાટે અવશ્ય અવકાશ મળશે, ને પરમાર્થમાં આગળ વધી શકશો. × ×

૨૪ × તમારું અંતઃકરણ જ્યારે સ્વચ્છ ને શાંત હોય ત્યારે શુભાશુભનો નિર્ણય કરી પછી શુભ પ્રવૃત્તિ કરતા રહેશો, ને અશુભથી

ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાથી દૂર રહેતા હશો.

વિવેકીએ પોતાનું ને અન્યનું હિત થાય એમ વર્તવું યોગ્ય છે, આવેશને વશ થઇ પોતાનું ને અન્યનું અહિત થાય એમ વર્તવું યોગ્ય નથી.

સ્વધર્મ શ્રદ્ધા ને પ્રીતિથી પાળવો. સદાચરણમાં આદર રાખીને તે પ્રમાણે વર્તવું. ×

૨૫ × વેદાંતસિદ્ધાંતનું સ્વરૂપ પરોક્ષપણે સુસ્પષ્ટ સમજી પછી તે પ્રમાણે ભાવપૂર્વક પ્રયત્ન કરવામાં આવે તો તેનું ફલ અલ્પ સમયમાં સારું થાય છે.

નિયમવિના વ્યવસ્થાપૂર્વક કામ ચાલે નહિ, માટે નિયમની અગત્ય છે તે તમારા જાણવાબહાર ન હોવું જોઇએ.

તમે જો વેદાંતસિદ્ધાંતનું સ્વરૂપ બરોબર સમજી, મનને સતત એકનિષ્ઠાવાળું ને સ્વસ્થ રાખી સતત વિવેકપૂર્વક પ્રયત્ન કરતા રહો તો તમે તમારું ને અન્યનું સ્થાયી શુભ કરવા ભાગ્યશાલી થઇ શકો.

× અગત્યના કામમાં દીર્ઘસૂત્રતા ને અવ્યવસ્થા થાય છે કે નહિ તે તમારે પુનઃ વિચારવાનું છે. આજ્ઞાપ્રમાણે સમયસર ને સારું કામ થાય તે ઇચ્છવાયોગ્ય છે. અંગત હેતુઓ કાંઇ પણ ન છતાં શાસ્ત્રીય શૈલીથી કામ ન થાય એટલે તે કામ જોઇએ તેવું સંતોષકારક ન થઇ શકે એ સ્પષ્ટજ છે. ચિત્તની પવિત્રતા, એકાગ્રતા, શાંતિ ને એ સર્વથી અંતઃકરણમાં ઉપજતો બ્રહ્માવિર્ભાવ એ લક્ષ્યબિંદુને ધ્યાનમાં રાખીનેજ પ્રત્યેક વિચાર ને પ્રત્યેક પ્રવૃત્તિ સેવતા રહેશો તો તમે અવશ્ય ઇચ્છિતને પ્રાપ્ત કરવા સુભાગી થશો. *

## પત્ર ૨૬-૩૨

* પ્રભુની અનન્યભક્તિની પ્રાપ્તિ કરવા ઇચ્છનાર મનુષ્ય પોતાની સર્વ સામગ્રીનો ઉત્સાહપૂર્વક પ્રભુની સેવામાં ઉપયોગ કરવા આતુર રહે છે, અર્થાત્ તે પોતાની માનેલી બાહ્યસામગ્રી, પોતાનું શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણના અણુઅણુનો પરમાત્માની સેવામાં વિનિયોગ કરવા સર્વદા આતુર રહે છે.

જે હૃદય પરમાત્માના રમણીય પ્રકાશથી પ્રકાશી રહેતું હોય તે હૃદયમાં ખેદાદિ કેમ પ્રવેશ કરી શકે ? ને જ્યાં વિવેકવિચારનું સામ્રાજ્ય હોય ત્યાં અવિવેકાદિ કેમ રહી શકે ?

૨૭ * * * દોહરા.

ઈશબુદ્ધિને નિજ ગણી, નિજ બુદ્ધિ કરી ત્યાગ;
વર્તે આ સંસારમાં, પામે સુખ અથાગ. ૧
સદા પ્રભુપાસે રહે, નિમેષ ન રહે દૂર;
શાંત સદા તે જન રહે, ભાળે સુખ ભરપૂર. ૨
રોગરહિત તન મન શુચિ, સત્સંગમાં અતિપ્યાર;
કર્તવ્યમાં આરૂઢતા, મોક્ષ-નિશાની ચાર. ૩

૨૮ × અનન્યભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનારા મનુષ્યો પોતાના હૃદયને સદુપદેશામૃતનું ગ્રહણ કરવામાં ચાલણીજેવું રાખતા નથી, પણ ઉત્તમ કોશના ( તીજોરીના ) જેવું રાખે છે.

જેમ જે મનુષ્યોએ મહારાજાને યોગ્ય એવા ઊતારા આદિની આગળી યોગ્ય વ્યવસ્થા કરી મહારાજાને ત્યાં પધારવાનું નિમંત્રણ કર્યું હોય તો તે મહારાજા ત્યાં પધારે છે તેમ જે મનુષ્યોએ પરમાત્માની આજ્ઞાઓનું સ્મરણ રાખી, તદનુસાર વર્તન કરી, પોતાના હૃદયને યોગ્ય કર્યું હોય તેમના હૃદયમંદિરમાં પ્રાર્થના કરવાથી સર્વ-

વ્યાપક પ્રભુ કૃપા કરી પરમપ્રસન્નવદને અનંત ઐશ્વર્યસહિત આવિર્ભાવ પામે છે. *

ખેદ, ભય વા અન્ય પ્રતિકૂલ પ્રસંગનો સંભવ જણાય ત્યારે પૂરકવડે પ્રાણસાથે અંતઃકરણ તથા ઇંદ્રિયોને પરમાત્માની સાથે જોડી દેવાથી તે વેલા ખેદાદિ દૂર થઇ શાંતિ ને સુખ પ્રસરે છે. *

૨૯ * * "कामक्रोधौ लोभमोहौ देहे तिष्ठन्ति तस्कराः ।
ज्ञानरत्नापहाराय तस्माज्जाग्रत जाग्रत ॥१॥"[1]

૩૦ * સદ્‌ગુરુનો ઉપદેશ એ સદ્‌ગુરુનું સ્વરૂપ છે, ને તેથી તેઓ સર્વદા પાસે છે એમ સમજી મનને બહુ પ્રસન્ન રાખવું, લેશ પણ ખેદને વશ નજ થવા દેવું. પ્રભુનાં સ્મરણધ્યાન, નિત્યકર્મ ને શાસ્ત્રવાચનવડે મનની પ્રસન્નતામાં વધારો કરવો.

૩૧ * **धैर्य यस्य पिता** એ વચનોનો વિચાર કરી કોઇ પણ સમયે કોઇ પણ પ્રતિકૂલ પ્રસંગની પ્રાપ્તિ થયે મનને અધૈર્યને વશ નજ થવા દેવું. નકામી ઉદાસીનતા કે અયોગ્ય આવેશને વશ અંતઃકરણ ન થાય એમ પણ સાવધાનતા રાખવી જોઇએ.

* સંગમાં રહ્યા છતાં મનને અસંગી ને શાંત રાખવાનો પ્રયત્ન રાખવો. હૃદયની શુદ્ધિ, એકાગ્રતા ને શાંતિ વધારવા નિત્ય ઉત્સાહપૂર્વક પ્રયત્નશીલ રહેવું.

* જીવની દીનતા, અધમતા ને મિથ્યાભિમાનનો તથા પ્રભુનાં ઔદાર્ય, દયા ને ભક્તવત્સલતાનો વારંવાર વિચાર કરી મનુષ્યે પોતાની અનન્યભક્તિમાં વધારો કર્યા કરવો જોઇએ.

---

૧ મનુષ્યશરીરમાં કામ, ક્રોધ, લોભ ને મોહ એ ચોરો જ્ઞાનરૂપ રત્નને ચોરી લેવામાટે રહે છે તેથી હે મનુષ્યો! તમે સાવધ રહો, સાવધ રહો.

૩૨ * * દોહરા.

ચંદનવૃક્ષ-સમીપ રહે, વાંસ ન ચંદન થાય;
તે તેમનો તેમ રહે, કારણ શું કહેવાય ? ૧
જલમાં ચીરોડી રહે, જલરૂપ નવ થાય;
પૃથક્ રહે તે જલથકી, કારણ શું કહેવાય ?
કપૂરમાં તીખાં રહે, તોય ન ત્યજે તીખાશ;
કપૂર અસર લાગે નહિ, તેની કથ કયાશ ? ૩
શીતલ ચંદનવૃક્ષને, રહે વીંટાઇ સાપ;
છતાં ઝેર ટળે નહિ, તેનું શું છે પાપ ? ૪
મહાશ્રીમંતની સમીપમાં, રહે દીનજન કોય;
દીનતા તેની નવ ટળે, ત્યાં કારણ શું હોય ? ૫
સાહસકર્મ કર્યાં કરે, પાછળથી પસ્તાય;
મનને વશ રાખે નહિ, સુખી શી રીતે થાય ? ૬
દૃઢ નિષ્ઠા રાખે નહિ, વર્તનમાં ન વિચાર;
ભક્તિ ક્યાંથી પ્રકટશે ? તેના ઉર-મોઝાર. ૭

પત્ર ૩૩-૪૦

* દોહરા.

સમજણ રૂડી રાખીને, કરવી ભક્તિ હમેશ;
મનને પ્રસન્ન રાખવું, એજ મુખ્ય ઉપદેશ. ૧
નિત્યકર્મ જપ ધ્યાન ને, વાચન શુભ વિચાર;
પ્રભુમાં મનને જોડતાં, આવે દુઃખનો પાર. ૨
ડગમગ મનની મૂકીને, પ્રભુપદ ધરી વિશ્વાસ;
વિવેક ને ઉછરંગથી, કરો પરમપદ-વાસ. ૩

૩૪ × **દોહરા.**

પ્રભુનો જો વિશ્વાસ નહિ, તો કોનો વિશ્વાસ ?
મનનો કે અન્ય કોઇનો ? કે'વું રાખી હુલાસ. ૧
મહાવૈદ ભવરોગના, હણે તુરત દુઃખ જેહ;
અલ્પ રોગને તે હણે, એમાં શો સંદેહ ? ૨
કાકીડાની ડોકના, ને વાદળના રંગ;
પુનઃ પુનઃ બદલાય ત્યમ, અભક્ત–મનના ઢંગ. ૩
અગાધ દ્રઢતા પ્રેમથી, પ્રભુની પ્રાપ્તિ થાય;
જન્મમરણની આપદા, ત્યારે તુરત વિલાય. ૪
કડવા પ્યાલા માગવા, જગમાં સુલભ ગણાય;
પણ પીવાના સમયમાં, તે વસમાજ જણાય. ૫
હિતકર કડવાં વચનને, સુણે લાવીને પ્યાર;
તેજ પ્રમાણે વરતતાં, પામે સુખ અપાર. ૬
ચાતકના મનમાં સદા, રહે મેઘમાં પ્રેમ;
અનન્યભક્તના મનવિષે, પ્રેમ પ્રભુમાં તેમ. ૭
દયા રાખવી સર્વપર, દેવું ન કેને દુઃખ;
વાણી વદવી વિવેકથી, જેથી થાયે સુખ. ૮
મારે તેનું ખડ્ગ ને, પાળે તેનો ધર્મ;
નાનુંમોટું ન હરિકને, સમજી લેવો મર્મ. ૯
શ્રદ્ધાભક્તિ પાંખ ને, જ્ઞાન આંખ જો હોય;
પ્રભુપાસ પહોંચી જતાં, રોકી ન શકે કોય. ૧૦
મનતરંગ કે સત્ય એ, આવે સમય જણાય;
દ્રઢતા શ્રદ્ધા પ્રીતિથી, તરંગ પણ સત્ય થાય. ૧૧
પ્રભુકૃપા ને યત્નથી, સફલ થાય સૌ કાજ;
માટે આળસ ત્યાગીને, મેળવવો શુભ સાજ. ૧૨

૩૫ * જેમ જે નટ દોરના છેડાઉપર અડગ દૃષ્ટિ રાખી દોરપર ચાલે છે તે દોરપરથી પડતો નથી તેમ જે સાધક પરિણામ-ઉપર અડગ દૃષ્ટિ રાખી પ્રત્યેક પ્રવૃત્તિ કરે છે તે સાધક સાધનથી ભ્રષ્ટ થતો નથી.

વિચારવાળી પ્રવૃત્તિ મનુષ્યને સર્વદા નિર્ભય રાખે છે, ને વિચાર-હીન પ્રવૃત્તિ મનુષ્યને ભયની સાથે જોડે છે.

મનને નિરર્થક વહેમી ને ભ્રમણવાળું ન રાખવું. કોઇ પણ નિરર્થક તર્કના વમળમાં ન પડવું. ×

મંદ ને મધ્યમ પ્રકારનું પ્રતિકૂલ પ્રારબ્ધ પુરુષાર્થવડે દૂર કરાય છે. તેને દૂર કરવા ધૈર્ય, દઢતા ને સાવધાનતા રાખી સર્વદા પ્રયત્નશીલ રહેવામાં લાભ છે.

* શાસ્ત્રનાં ને સદ્ગુરુનાં વચનો બહુ રહસ્યથી ભરેલાં હોય છે માટે વિવેકીએ તેનું તાત્પર્ય સમજવા પોતાની બુદ્ધિને તેમાં ઉંડી ઊતારવી જોઇએ. જેમ જેઓ સમુદ્રમાં ઉંડી ડુબકી મારે છે તેજ તેમાંનાં મોતી કે રત્નો મેળવવા ભાગ્યશાલી થાય છે, પણ જેઓ ઉપરઉપરજ હાથ ફેરવે છે તેમને તો તે સમુદ્રમાંથી શંખો, છીપો, તણખલાં, જીવડાં, વાદળી, શેવાળ કે રીસુજ હાથમાં આવે છે, તેમ જેઓ સદ્ગુરુનાં વચનોનું બુદ્ધિને એકાગ્ર કરીને મનન કરે છે તેમના હૃદયમાં કોઇ અલૌકિક નવો પ્રકાશ પડે છે, પણ જેઓ તેમનાં વચનો ઉપરટપકે સાંભળે છે, ને તેનું વિધિવત્ મનન કરતા નથી તેમના હૃદયમાં તો ઊલટો અંધકાર વધારનારો ખેદ કે ભ્રમ પ્રકટે છે.

હિત કરનારા ઔષધના કડવા પ્યાલા પીધા વિના તથા પચાવ્યા વિના મહારોગ મટતો નથી એમ વિવેકી વૈદ્યો કહે છે. એ નિયમે સદ્ગુરુનાં પરિણામે હિત કરનારાં કડવાં વચનો સાંભળ્યા વિના તથા

તેને પરમપ્રેમથી અનુસર્યા વિના આ ભવરોગ મટતો નથી એમ મહાજ્ઞાનીઓ કહે છે.

* જ્યારે ચિત્તમાં કોઇ પણ પ્રકારનો વિકાર પ્રકટે છે ત્યારે ચિત્તનો પ્રકાશ ઝાંખો પડે છે, તે અવ્યસ્થિત ક્ષોભવાળું થાય છે, ને તેના ઇંદ્રિયોપર તથા શરીરપર અવ્યવસ્થિત તરંગો અથડાય છે. આવી વેળાએ જીવને કર્તવ્યાકર્તવ્યનું જોઇએ તેવું ભાન રહેતું નથી.

જેમ કેટલાક સાધકો શબ્દાદિ વિષયોમાં ને તેનાં ઉપકરણોમાં અનુરાગવાળા થઇ પારમાર્થિક સાધનોમાં આગળ વધતા અટકે છે તેમ કેટલાક સાધકો બાળકોના ને પ્રાકૃત માણસોના વખાણથી મિથ્યાભિમાનને વશ થઇને પણ પારમાર્થિક સાધનોમાં આગળ વધતા અટકે છે.

બાળકે પોતાના પડછાયામાં કલ્પેલો ભૂત જેમ તેને ભયદ્વારા દુઃખ આપનારો થાય છે તેમ વહેમીને પોતાનો વિપરીત વહેમ પણ ભયાદિદ્વારા પીડા આપનારો થાય છે.

યથાર્થ બ્રહ્મધ્યાનથી બ્રહ્મના ઉજ્જ્વલ સ્વભાવો બ્રહ્મધ્યાન કરનારની બુદ્ધિમાં સંક્રાંત થાય છે તેથી તેની બુદ્ધિ લોકોત્તર સામર્થ્યવાળી થાય છે.

જે સાધક પોતાનું કર્તવ્ય પૂરી સમજથી કર્યા કરે છે તેને ભયની પ્રાપ્તિ થતી નથી. ×

કઃ * દોહરા.

સીડી[1] દોર[2] ભવકૂપમાં, છે તમમાટ તૈયાર;
ઇચ્છા પ્રકટે તે સમય, ચઢી નીકળજો બા'ર. ૧
ભારસહિત[3] ચઢવું કઠણ, માટે ત્યજજો ભાર;
હલકા થઇને ચઢી જતાં, નહિ લાગે બહુ વાર. ૨

૧ પરમાર્થનાં સાધનોનો ક્રમ. ૨ પરમાત્માની કૃપા. ૩ હું ને મારું એ રૂપ બોજાસાથે.

નિજ ડા'પણુ જો નહિ ત્યજો, તો ચઢવું મુશ્કેલ;
નિજ ડા'પણુને ત્યાગતાં, ચઢી જવું છે સે'લ. ૩
જો પ્રીતિ ભવકૂપમાં, તો વસવું તે ઠાર;
પ્રકટે વિરતિ પ્રબલ જવ, તવ નીકળવું બા'ર. ૪
કર્તવ્ય પૂરું સમજીને, કરશો જો ધરી પ્યાર;
તો આ સર્વે દુઃખતણો, સુખે પામશો પાર. ૫
ગુરુના ઉપદિષ્ટ તત્ત્વનું, ભાન જીવને થાય;
ત્યારે તે કૃતકૃત્ય થઇ, વિચરે આ જગમાંય. ૬

૩૭ × પોતાના અંતઃકરણની સર્વ વૃત્તિઓને પાછી વાળી એકત્ર કરી એકજ અધિષ્ઠાનમાં લીન કરવી તેનું, અને આ સમગ્ર જગતને પોતાના બ્રહ્મસ્વરૂપે જોવું ને તેના નામરૂપને મિથ્યા નક્કી કરવાં તેનું પરિણામ એકજ છે. તે બેમાંથી જેને જે અનુકૂલ આવે તેને તે સિદ્ધ કરે.

* તમારા મનની ભક્તિથી ભક્તિના લેખો વાંચતાં તમારા મન-ઉપર ભક્તિની વધારે અસર થાય તે સ્વાભાવિક છે. પરમાત્માની અનન્યભક્તિમાં સતત વધારો કર્યા કરવો, ને પોતાના આત્મસ્વરૂપમાં પણ નિષ્ઠા વધારવી.

દોહરો.

મનમાં ધીરજ ધારીને, ધરવું નિત્યે ધ્યાન;
દેહગેહમમતા ત્યજી, મૂકી દેવું માન. ૧

મનને પ્રસન્ન રાખવું, ને સ્વકર્તવ્ય નિયમપૂર્વક ઉત્સાહથી કર્યા કરવું.

૩૮ × મનને અત્યંત નિર્ભય ને પરમાત્માની અનન્યભક્તિથી પરિપૂર્ણ રાખવું જોઇએ.

સંસારમાંના કોઇ પણ પ્રાણિપદાર્થમાં કાંઇ પણ આસક્તિ રહી હોય તો તે વિવેકવૈરાગ્યવાળી દૃષ્ટિથી કાઢી નાંખવી જોઇએ.

વ્યવસ્થાપૂર્વક પ્રભુની અનન્યભક્તિમાં ને જ્ઞાનનિષ્ઠામાં વધારો કર્યા કરવો જોઇએ.

મનની પ્રસન્નતા ને શાંતિ વધારી તેને પરમાત્મસ્વરૂપમાં વિલીન કર્યા કરવું એ હિતકર છે.

વાણીને ને સંસારની તૃષ્ણાને સારી રીતે વશ રાખી અંતઃકરણરૂપ વહાણને ભવસાગરના પરતીરરૂપ પરમાત્માના પ્રદેશમગ્ની વગ્નામાં ઘણા વેગથી મોકળું મેલી દેવું, ને આનંદાનુભવ કર્યા કરવો. પરમાત્માની સેવા, સ્મરણ, કીર્તન ને ધ્યાનવડે મનની મસ્તીમાં વધારો કર્યા કરવો.

૩૯ × જેમ ચકોર ને પોયણીથી ચંદ્ર દૂર છે, કમલ, સૂર્યમુખી ને ચકવાથી સૂર્ય દૂર છે, અને બપૈયાથી ને મોરથી મેઘ દૂર છે, છતાં ચકોર આદિ ચંદ્રાદિમાં સર્વદા પોતાનું મન રાખે છે, તેમ પ્રભુના સાચા અનન્યભક્ત પ્રભુ પોતાનાથી દૂર જણાતાં છતાં પણ શુદ્ધભાવથી પોતાના મનમાં સર્વદા પ્રભુનું સ્મરણધ્યાન કર્યા કરે છે.

જે મનુષ્યનું મન પરમાત્માની અનન્યભક્તિવડે પૂરી રીતે રંગાયેલું હોય છે તે મનુષ્ય સર્વદા બહુભાવપૂર્વક પરમાત્માની સેવા, સ્મરણ, કીર્તન ને ધ્યાન કર્યા કરે છે, ને એવા પવિત્ર રંગમાં પોતાના મનને સર્વદા રંગતા રહી અંતે તે તેમના પવિત્રતમ ને પરમાનંદરૂપ ધામને પામે છે.

મનુષ્યજીવન વીજળીના ઝબકારાજેવું, વાદળાની છાયાજેવું, ઘાસના ભડકાજેવું, દર્ભની અણીપર રહેલા જલના બિંદુજેવું, પાણીના પરપોટાજેવું, કમલપત્રપર પડેલા ઓસના ટીપાજેવું, પાણીમાં રાખેલા

કાચા ઘડાજેવું ને સંધ્યાના રંગજેવું ક્ષણભંગુર છે એમ સમજી મુમુક્ષુએ પરમાત્માના સ્મરણધ્યાનમાં આળસ કે પ્રમાદ નજ રાખવાં જોઇએ.

૪૦ × ધ્યાનમાં નિત્ય સવા કલાક લેવા પ્રયત્ન કરશો. વિશેષ સમય ન મેળવી શકો તો જપ તથા પ્રાણાયામમાંથી થોડો સમય ઓછો કરી ધ્યાનના સમયમાં વધારો કરશો.

અલ્પ સમય પણ સૂક્ષ્મ લય ન થાય, તથા વિક્ષેપનું પ્રમાણ ક્રમથી ઘટતું જાય એમ પ્રયત્ન સેવશો.

ધ્યાનવેલા શાંતપ્રકાશ, એકાગ્રતા, શાંતિ ને સુખનો અનુભવ થવો જોઇએ. અંતઃકરણને બ્રહ્મમાં વિલીન કરવાનો પ્રયત્ન પણ ઉપયોગી છે.

તમોગુણના વધારાથી મનની જડતા થતી હશે તે ન થવા દેવી.

આસન બરાબર કરશો, ને બની શકે તેટલો મૂલબંધ રાખશો તો આસનના સમયમાં વધારો થઇ શકશે. *

ચિત્તનું સંશોધન પણ કરતા રહેશો.

## પત્ર ૪૧-૫૩

× શુભવિચાર ને શુભક્રિયાથી પરમાત્માની અનન્યભક્તિને ઉત્તરોત્તર વધારે વધારે દૃઢ કર્યા કરવાથી જીવને આ લોક પરલોકમાં લાભ છે. *

પરમાત્માથી ભિન્ન કોઇ પણ પ્રાણિપદાર્થમાં અનન્યભક્તો મમતા બાંધતા નથી. પ્રારબ્ધવશાત્ માણસોના સમાગમમાં રહ્યા છતાં પણ પરમાત્માના અનન્યભક્તો પોતાના મનને જલકમલવત્ નિર્લેપ રાખે છે. ×

મનમાં કદીપણ રીસ, રોષ કે અપ્રસન્નતાનો આવિર્ભાવ નજ થવા દેવો. મનને સર્વદા શાંત ને પ્રસન્ન રાખી પરમાત્માનું પરમાદરપૂર્વક સ્મરણ,

કીર્તન ને ધ્યાન કર્યાં કરવાં, તથા પોતાના આત્મસ્વરૂપનો વિચાર પણ કર્યા કરવો, અને શ્રદ્ધા ને કર્તવ્યનિષ્ઠા વધારવાં. ×

મનની સ્થૂલતા મટાડી તેની સૂક્ષ્મતા કરવાથી, મનની ચંચલતા મટાડી તેની એકાગ્રતા કરવાથી, પરિણામે પશ્ચાત્તાપ ન કરવો પડે ને મન સર્વદા આનંદમાં રહે એવી રીતે પરિણામ વિચારીને વર્તવાનો સ્વભાવ પાડવાથી, અને પરમાનંદરૂપ પરમાત્મામાં સર્વદા શ્રદ્ધાભક્તિપૂર્વક પોતાના મનને જોડવાથી ભક્તના હૃદયના સર્વ પરિતાપો શમી તે સર્વદા સુખમય રહેવા ભાગ્યશાલી થાય છે.

જે ઉત્સાહપૂર્વક સર્વદા સદ્‌ગુરુની આજ્ઞાનું પરિપાલન કરે તેની સમીપ શોકાદિ આવી શકતાં નથી.

૪૨ × પરમાત્માની અનન્યભક્તિનો પરિપાક કરવા ઇચ્છનાર મનુષ્યે વારંવાર પોતાના મનની સ્થિતિ જોયા કરવી, ને તેને કોઇ પણ પ્રાણિપદાર્થમાં મમતા બાંધવા દેવી નહિ.

પાણીના વહનની પેઠે મનનો પડેલા સ્વભાવપ્રમાણે વહેવાનો સ્વભાવ હોય છે. વિવેકી ભક્તો પોતાના મનને ઓળખી તેને પડેલા અયોગ્ય સ્વભાવપ્રમાણે ચાલવા દેતા નથી, પણ જે પ્રમાણે તેને વર્તાવવાથી પોતાના જીવાત્માનું હિત થવાનો વાસ્તવિક સંભવ હોય તેજ પ્રમાણે તેને વર્તાવવા પ્રયત્ન સેવે છે.

નિર્ભયતા, ન્યાય, પ્રસન્નતા, સહનશીલતા ને શાંતિથી મનને ભરેલું રાખવું. શરીરનું આરોગ્ય જાળવવું. શ્રદ્ધાને બલવાન્ રાખી તે પ્રમાણેજ વર્તવા પ્રયત્નશીલ રહેવું

૪૩ * નવા વર્ષમાં સૌ પોતપોતાના નામને સાર્થક કરવા શ્રદ્ધા, ભક્તિ, ધૈર્ય, સાવધાનતા ને દૃઢતાથી સદાગ્રહવાળો પ્રયત્ન સેવશો. પહેલાં-એ આ સંસારની સર્વ બાજી મિથ્યા એટલે સ્વપ્નના જેવી સમજી

દ્રષ્ટારૂપે રહી સમભાવથી નવા વર્ષમાં પોતાનાં સર્વ કાર્યોનો નિર્વાહ કરવો જોઇએ. બીજાએ તુરીય જે કલ્યાણસ્વરૂપ છે તે સ્વરૂપે સ્થિત રહી પોતાના પ્રાપ્તવ્યવહારનો નિર્વાહ કરવા પ્રયત્ન કરવો જોઇએ. ત્રીજાએ પોતાના હૃદયને શ્રેષ્ઠ ચંદનના જેવું શીતલ રાખી પોતાના પ્રાપ્તવ્યવહારનો પ્રસન્નતાપૂર્વક નિર્વાહ કરવો જોઇએ.

પરમકરુણાલુ પરમાત્માની અનન્યભક્તિ, મનની શાંતિ ને પ્રસન્નતામાં વધારો કરતાં રહેશો. ×

૪૪ * જીવન્મુક્તના શરીરાદિની પ્રતીતિ અન્યને થાય છે, ને વિદેહમુક્તને શરીરાદિ નિવૃત્ત થઇ ગયાં હોય છે, તે તેમનામાં વિલક્ષણતા છે, અને બંને સ્થિતિમાં દ્વૈતના દર્શનનો અભાવ હોય છે એ બંને સ્થિતિનું મળતાપણું છે. ×

* નવા વર્ષમાં બુદ્ધિની સૂક્ષ્મતા, સંસારમાં રાગાભાવરૂપ પરમ ઉદાસીનતા અને પરમાત્માની અવ્યભિચારિણી અનન્યભક્તિમાં વધારો કરવા ઘણામાં ઘણી પ્રીતિ, ઘણામાં ઘણું ધૈર્ય ને ઘણામાં ઘણી સાવધાનતા સેવશો.

દોહરો.

મનને પ્રભુમાં રાખીને, જગથી રહો ઉદાસ;
સોંપી તન પ્રારબ્ધને, જોવો દૃશ્યવિલાસ. ૧

તમારા કાગળમાં તમે જણાવેલી સર્વ શુભભાવનાઓ સિદ્ધ કરવા તમારે સર્વદા પ્રયત્નવાન્ રહેવું જોઇએ.

૪૫ * શબ્દ એટલે વાણીના અવયવોથી વા બે ઘન પદાર્થોના ભટકાવાથી વા પ્રવાહી દ્રવ્યના વહેવાથી થતો અવાજ. વાણીના અવયવોથી જે અક્ષરોથી બનેલા અર્થવાળા શબ્દો ઉચ્ચારાય તે વર્ણરૂપ શબ્દો, ને અક્ષરવિનાના વાણીના અવાજો તથા વાજાં વગેરેના

અવાજો થાય તે ધ્વનિ.

× પોતાના પ્રત્યગાત્માથી અભિન્ન બ્રહ્મસ્વરૂપમાં બને તેટલી નિષ્ઠા નવા વર્ષમાં દૃઢ કરશો. વ્યવહારના પ્રસંગોમાં બની શકે તેટલો મનનો સમભાવ ને શાંતિ સ્થિર રાખશો. મનને નિર્લેપ રાખવાની યુક્તિનું વિસ્મરણ બનતે પ્રયત્ને ન થવા દેવું. *

૪૬ × પોતાના સદ્‌ગુરુના રચેલા ગ્રંથો વાંચતાં જો અવકાશ મળે તો તેમના વિચારને વધારે દૃઢ કરવા તેવા પ્રકારના બીજા ઉત્તમ ગ્રંથો વાંચવા.

વ્યાયામવેલા શ્વાસોચ્છ્‌વાસ ઊતાવળા ચાલે, પણ પછી તે નિયમિત ને કાંઇક મંદ ચાલે છે, તેથી પ્રાણાયામના પરિણામમાં ને વ્યાયામના પરિણામમાં સાધારણરીતે ફેર આવતો નથી. બહુ ઉંચા પ્રકારના પ્રાણાયામનો અભ્યાસ ચાલે ત્યારે વ્યાયામ માત્ર શરીરના આરોગ્યના હેતુરૂપ મનાય છે, શ્વાસનિરોધરૂપ હેતુવાળો મનાતો નથી.

ગાંગેયના ( ભીષ્મપિતામહના ) પરશુરામ સદ્‌ગુરુ નહોતા, પણ માત્ર ધનુર્વિદ્યાના તેમના ગુરુ હતા. ગાંગેયની સ્થિતિ ને પ્રતિજ્ઞાનો વિચાર કરતાં જણાય છે કે પરશુરામે તેમને તેવી ( કાશીરાજની ત્રીજી પુત્રીને પરણવાની) આજ્ઞા કરવી જોઇતી નહોતી. સદ્‌ગુરુની આજ્ઞા તો સર્વદા અનુલ્લંઘનીયજ ગણાય છે. જ્યારે કુસંસ્કારોના ઉદયથી મનુષ્યને પરમાર્થથી સર્વથા ભ્રષ્ટજ થવું હોય ત્યારે તેને પોતાના સદ્‌ગુરુનો ત્યાગ અનાયાસેજ થાય છે.

માયાના પ્રદેશમાં રહેલા મનુષ્યોને ફેરફાર રુચિકર લાગે છે, અર્થાત્ જીવભાવવાળાને ફેરફાર રુચિકર જણાય છે. બ્રહ્મ સર્વદા અ-વિકારી છતાં પણ તે સ્વભાવથીજ પરમ રમણીય હોવાથી વિવેકીને તેના ભિન્ન ભિન્ન ભવ્ય સ્વભાવો જોતાં તે પરમરુચિકર લાગે છે. ×

૪૭× " प्राप्तव्यमर्थं लभते मनुष्यो,
देवोऽपि तल्लंघयितुं न शक्यः ।
तस्मान्न शोचामि न विस्मयो मे,
यदस्मदीयं न हि तत्परेषाम् ॥ "

ભાવાર્થ:—મનુષ્ય પોતાના પ્રારબ્ધકર્મવડે પ્રાપ્ત થવાયોગ્ય પદાર્થને પામે છે, કોઇ દેવ પણ તેનું ઉલ્લંઘન કરવાને શક્તિમાન્ નથી, તેથી હું શોક કરતો નથી, ને મને આશ્ચર્ય પણ નથી, જે અમારું છે તે બીજાનું થવાનું નથી.

આવા વિચારવડે તમે તમારા મનને તૃષ્ણાજન્ય ખેદથી રહિત પ્રસન્ન રાખશો.

૪૮ * હૃદયની યોગ્યતા વિના કોઇ પણ કામનું સારું પરિણામ આવવાનો સંભવ નહિ. સંસારપ્રતિ વિરાગ, શાસ્ત્રાદિના વચનમાં શ્રદ્ધા, એકનિષ્ઠા, મનની વ્યવસ્થિત અવસ્થા, સહનશીલતા, પોતાના દોઢ ડહાપણનો પરિત્યાગ ને પોતાના સદ્‌ગુરુની આજ્ઞાનું શુદ્ધભાવથી નિરંતર પરિપાલન એ શુભ ગુણોવિના કોઇ પણ સાધકથી પરમાર્થમાં આગળ વધી શકાતું નથી.

૪૯ * તમારે બ્રહ્મચારીએ પાળવાના સાત્ત્વિક નિયમો બને તેટલા પ્રમાણમાં પાળવા જોઇએ. ×

અંતઃકરણની પવિત્રતા, સૂક્ષ્મતા, એકાગ્રતા ને શાંતિ વધારવાં.
વિચાર ને ક્રિયામાં સાત્ત્વિકભાવ ઝળકાવવા જાગ્રતિ સેવવી.
નવા વર્ષમાં વ્યવહારપરમાર્થની કર્તવ્યનિષ્ઠામાં વિશેષ વધારો કરશો.
નવા વર્ષમાં પરમાત્માની અનન્યભક્તિમાં ને મનની પ્રસન્નતામાં તથા શાંતિમાં વધારો કરવો.

પરમાત્માના અનન્યભકતો પરમાત્માને શુદ્ધભાવથી જે કાંઇ અર્પણ કરે છે તેને પરમાત્મા ભાવપૂર્વક સ્વીકારે છે, તેમાં પણ જે સ્વભાવો પરમાત્માને પ્રિય ન હોય તે સ્વભાવો તેમને અર્પણ કરવાથી તેનો તેઓ બહુભાવથી સ્વીકાર કરે છે. *

૫૦ × × પ્રભુના ભકતનું ભવિષ્યનું શૂળીનું દુઃખ કાંટે ઊકલી જાય છે એમ સમજી, તથા ઈશ્વર જે કરે છે તે ભક્તના ભાવિ હિતને માટે હોય છે એમ વિચારી તમે તમારા મનને શાંત રાખવા પ્રયત્ન સેવશો.

તમે તમારા મનની શાંતિ ને પ્રસન્નતા જેમ બને તેમ વધારે જાળવશો. ભજન, સ્મરણ, વાચન ને પરમાત્મધ્યાનવડે તેવી સ્થિતિ રાખી શકાય છે તે તમારા જાણવામાં છે.

૫૧ × × આહ્નિકપ્રકાશમાં સ્નાનવેલા પહેરેલું વસ્ત્ર ઉપરથી ઊતારવું એમ કહ્યું છે તેનો અર્થ એવો છે કે તેને નીચે પડવા ન દેવું, પણ તેને બંને હાથથી પકડી લઇ ગોઠણપાસેથી બહાર કાઢીને યોગ્ય સ્થલે મૂકવું, પગમાં કચરાય એમ નીચે પડતું ન મેલવું. માથા-ઉપરથી તે બહાર કાઢવાનું નથી.

"વેદાંતમનન"નું પ્રીતિપૂર્વક મનન કરતા રહેશો. પૂર્વના અન્ય પ્રકારના વાચનથી, શાસ્ત્રનિરપેક્ષ ને ધર્મનિરપેક્ષ વિચાર કરનારા-ઓના સંગથી ને સામાન્ય મનુષ્યોની વિપરીત પ્રવૃત્તિથી અંતઃકરણ-ના ઊંડાણમાં સ્વલ્પાંશે પણ સિદ્ધાંતમાં સંશયવિપર્યય રહ્યા હોય તો તે આ અવસ્થાએ વેદાંતના તીવ્રમનન ને પરમાદરવાળા નિદિધ્યાસન-થી પરિત્યાગ કરી દેવાયોગ્ય છે.

મનની અસર તનપર થાય છે એ આપના જાણવાબહાર હોવા સંભવ નથી. મનને પ્રબલ રાખવાથી શરીરના શ્રમની અસર વધારે

નહિ જણાય, માટે તનનું બને તેટલું વિસ્મરણ રાખી મનનું સાત્વિકબલ વધારતા રહેશો. આમ વર્તવાથી પ્રસંગોપાત્ત પ્રવાસ કરવો પડશે તો તેનો શ્રમ તમને નહિ જણાય. માત્ર એકાંતસેવન ને સામાન્ય સાધુઓનો સમાગમ મુમુક્ષુઓને પરમોપકારી થઇ શકતો નથી.

હૃદયની પવિત્રતા, એકાગ્રતા, સમભાવ, શાંતિ, સુખ ને તૃપ્તિમાં વધારો કરતા રહી ઉત્તમવર્ણવાળું પ્રાપ્ત મનુષ્યજીવન સફલ કરવા સર્વદા પરમાદરપૂર્વક પ્રયત્નવાન્ રહેશો.

પર * જો તમારે વ્યવહારમાં સુખી થવું હોય ને પરમાર્થમાં આગળ વધવું હોય તો આલસ્ય, પ્રમાદ, દીર્ઘસૂત્રતા ને અવ્યવસ્થા ત્યજી દેવાં જોઇએ. વિશેષે તમારા તનમનમાં ભરાઇ બેઠેલા આલસ્યને તમારે બીલકુલ ત્યજી દેવું જોઇએ.

વ્યવહારપરમાર્થના નિશ્ચયનો વિચાર કરી તે સુદૃઢ કરી તેજ પ્રમાણે તમારે જીવતાસુધી વર્તવું જોઇએ. જેવો નિશ્ચય તમે કર્યો હોય તેવુંજ તમારે વાંચવું, તેવુંજ વિચારવું ને તેવુંજ આચરવું. તમારા મનનું ભ્રમણ જો તમારે બંને લોકમાં સુખી થવું હોય તો લગાર પણ નજ રાખવું જોઇએ.

સ્વધર્મ પાળવામાં પણ આલસ્ય નજ રાખવું જોઇએ. સવારસાંજ મનમાં સૂર્યોપાસન, જપ ને પરમાત્માનું ધ્યાન અવશ્ય કરવાં. શરીરને ક્ષણભંગુર જાણી, સંસારનાં સુખદુઃખને મિથ્યા માની, ઉત્સાહ ને દૃઢતાથી નિયમપૂર્વક સ્વધર્મ પાળવો જોઇએ.

સંસારના કામકાજમાં પણ ઉદ્યોગી, સહનશીલ ને વિવેકી રહેવું.

૫૩ × × આ જગત્‌માં પોતપોતાના પ્રારબ્ધકર્મના ઉદયથી પ્રાણીઓનું આગમન, તેમની સ્થિતિ ને તેમનું નિર્ગમન થયા કરે છે

એમ જાણનાર દ્રષ્ટાને પ્રાણીઓના આગમનથી હર્ષ કે તેમના નિર્ગમનથી ખેદ થવાનો સંભવ નથી.

અશુભપ્રારબ્ધકર્મનો ઉદય થવાથી મનુષ્યના મનમાં નઠારા વિચાર ને ઇંદ્રિયોવડે તથા શરીરવડે નઠારી પ્રવૃત્તિ થાય છે. એવા પ્રારબ્ધકર્મનો ઉદય થયે તે મનુષ્યથી સારા સ્થાનમાં ને સારા સંગમાં રહી શકાતું નથી, તેના તેવા પ્રારબ્ધકર્મનો જ્યાં ભોગ થઇ શકે તેવા સ્થાનમાં ને સંગમાં તેને જવું પડે છે.

જેમ સતત બળતા અગ્નિમાંથી જુદો પડેલો લોઢાનો ગોળો ધીરે ધીરે ટાઢો પડી તેને કાટ ચઢે છે તેમ સત્સંગમાંથી જુદો પડેલો મનુષ્ય ધીરે ધીરે શુભવિચાર ને શુભક્રિયાથી મોકળો થઇ ભ્રષ્ટ થાય છે.

જેમ લાકડામાં રહેલી થોડી તરડ વાયુ ને વૃષ્ટિ આદિની અસરથી ધીરે ધીરે મોટી થાય છે, ને તેમાં જંતુઓ આવીને કે ઉપજીને તે લાકડાને ખરાબ કરી નાંખે છે, તેમ જે મનુષ્યના મનમાં શુભનિશ્ચયમાં કાંઇક પણ ખામી રહી હોય તે ખામીને સંશય ને વિપર્યય ધીરે ધીરે કાંઇક મોટી કરે છે, અને અંતે તેમાં દુષ્ટ વિચારો ને દુષ્ટ પ્રવૃત્તિ ઉપજી તે મનને ખરાબ કરી નાંખે છે.

જેમ આમ્રવૃક્ષપરથી જે કેરીને કાચી ત્રોડી લેવામાં આવે છે તે કેરી પાકતી નથી, પણ સડીને બગડી જાય છે, તેમ જે મનુષ્યો કૃતાર્થ થયા વિના પોતાના સદ્ગુરુથી જુદા પડે છે તેઓ પણ પરમાર્થમાં આગળ વધી કૃતાર્થ થઇ શકતા નથી, પણ ભ્રષ્ટ થાય છે.

જેઓ આ વિશ્વના કેંદ્રરૂપ પરમાત્માની ભણી પોતાના અંતઃકરણને વેગવાળું રાખી શકતા નથી તેમને કર્મફલપ્રદાતાની ઉત્સારિણીનામની બલવતી શક્તિ પરમાત્માથી દૂર ફેંકી દે છે.

સાત્ત્વિકી શ્રદ્ધા, અડગ ઉત્સાહ, પોતાના સદ્‌ગુરુની અનન્યભક્તિ, સદ્‌ગુરુની આજ્ઞાનું પરિપાલન કરવામાં પરમોત્સાહ, તેઓશ્રીની સેવા કરવામાં પરમપ્રીતિ, માનની તૃષ્ણાનો અભાવ, પોતાના દોષો જોવાનો ને ત્યજવાનો પ્રેમ, પરના દોષોની ઉપેક્ષા કરવાનો સ્વભાવ, પરમસહનશીલતા, અભ્યાસવૈરાગ્યની વૃદ્ધિ કરવામાં ઉત્સાહ ને મનના સર્વ પ્રકારના દુષ્ટ વેગોને તથા વાણીના દુષ્ટ વેગોને વશ વર્તાવવાનું બલ એ ગુણો જેમનામાં હોય તેઓજ પરમાર્થનાં સાધનો સિદ્ધ કરવામાટે જીવનપર્યંત સત્પુરુષોપાસે વસી શકે છે, ને કૃતાર્થ થઇ શકે છે; જેઓ સંસારના વિષયોમાં તૃષ્ણાવાળા, પોતાની ધૂનમાં આવે તેમ વર્તનારા, પોતાની ને પરની શાંતિ ખોઇ નાંખનારા, શાસ્ત્રાદિનું ગૂઢ તાત્પર્ય નહિ સમજનારા, પોતાના પાપસંસ્કારોને વશ થઇ અન્યજનોને અવળી સલાહ આપનારા, તુરત સિદ્ધ થઇ જવાની મિથ્યા લાલસાવાળા ને લોકોમાં પૂજાવાની લાલસાવાળા મનુષ્યો સત્પુરુષોપાસે લાંબો સમય રહી શકતા નથી.

જેઓ સજ્જનોએ કરેલા ઉપકારનું વિસ્મરણ કરી કૃતઘ્ન થાય છે તેઓ વ્યવહારમાં પણ બહુ અધમ ગણાય છે, ને શાસ્ત્ર તેમને પ્રાયશ્ચિત્ત આપવાની પણ ના પાડે છે:–

" ब्रह्मघ्ने च सुरापे च, चौरे भग्नव्रते शठे ।
निष्कृतिर्विहिता सद्भिः, कृतघ्ने नास्ति निष्कृतिः*॥१॥"

---

* બ્રહ્મહત્યા કરનારની, સુરાનું પાન કરનારની, બ્રાહ્મણાદિનું સોનું ચોરનારની, પોતાના વ્રતનો ભંગ કરનારની અને મોઢે મીઠું બોલનાર ને પછવાડે નિંદા કરનારની પ્રાયશ્ચિત્તવડે સત્પુરુષોએ શુદ્ધિ કહી છે; પણ કૃતઘ્નની પ્રાયશ્ચિત્તવડે શુદ્ધિ તેમણે કહી નથી, અર્થાત્ તેઓ પ્રાયશ્ચિત્તવડે પણ શુદ્ધ થઇ શકતા નથી.

## પત્ર ૫૪-૬૦

* પ્રભુનું માહાત્મ્ય સમજવાથીજ પ્રભુની અનન્યભક્તિમાં વધારો કરી શકાય છે, માટે પ્રભુનું માહાત્મ્ય સમજવા તમે તમારા અંતઃકરણને વધારે પ્રયત્નવાળું રાખશો. પ્રભુનું માહાત્મ્ય જાણનાર ભક્તો મોટા ભાગ્યશાળી ગણાય છે. એક ભક્તે તેના સંબંધમાં નીચે પ્રમાણે કહ્યું છે:-

" अहोभाग्यमहोभाग्यं नंदगोपव्रजौकसाम् ।
यन्मित्रं परमानन्दं पूर्णं ब्रह्म सनातनम् ॥ "

**ભાવાર્થ:**—નંદજી, ગોવાળો ને વ્રજવાસીઓનાં મોટાં ભાગ્ય, મોટાં ભાગ્ય, કે જેથી પરમાનંદરૂપ, પૂર્ણરૂપ ને અનાદિ પરમાત્મા તેમના મિત્રભાવને પ્રાપ્ત થયા હતા.

જેમ બહુમૂલ્યવાળા હીરાનું કે ચિંતામણિનું માહાત્મ્ય જેના જાણવામાં ન હોય તે મનુષ્યને તે હીરાની કે ચિંતામણિની પ્રાપ્તિ થાય તોપણ તેના ચિત્તમાં તેથી આનંદ પ્રકટે નહિ તેમ જે મનુષ્યને પરમાત્માના અદ્દભુત સામર્થ્ય ને લીલાનું માહાત્મ્ય જાણવામાં આવ્યું ન હોય તે મનુષ્યને પણ પરમાત્માના સ્મરણધ્યાનાદિવડે પરમાત્માની સાથે જોડાવું થયા છતાં પણ તેના મનમાં પરમશાંતિ, પરમાનંદ ને પરમતૃપ્તિનો અનુભવ ન થાય, ને તેના મનના ખેદાદિ દોષો ન શમે.

અનન્યભક્તો પોતાના મનમાં બહુભાવ ને દીનતાથી પરમાત્માની નીચેના ભાવવાળી સ્તુતિ સર્વદા કર્યા કરે છે:-

### ગરબી.

દયા કરો દીનનાથ ! મારા ઉપરે રે;
ભૂલી ભૂલી મારા સર્વે અપરાધ, મારા રાજ! દયા૦ ૧

હૃદય રંગાતું નથી પૂરા રંગમાં રે;
નથી સમજાતું માહાત્મ્ય અપાર, મારા રાજ! દયા ક૦ ૨
અડગ શ્રદ્ધા પ્રકટે નહિ મનવિષે રે;
મન ભટકણનો ન કરે ત્યાગ, મારા રાજ! દયા ક૦ ૩
સતત સ્મરણ રહેતું નથી આપનું રે;
નથી રહેતો સતત આપવિચાર, મારા રાજ! દયા ક૦ ૪
મન રંગાજો આપતણા રંગમાં રે;
નેત્રવાણીમાં વસજો સદા આપ, મારા રાજ! દયા ક૦ ૫

ઘણા કાલથી સંસારના વિષયોમાં અતિલોભાયેલાં મન ને ઇંદ્રિયો જ્યાંસુધી પરમાત્મામાં પરમાનુરાગવાળાં થાય નહિ ત્યાંસુધી તે મન ને ઇંદ્રિયો સંસારના વિષયોમાં રહેલા ઘાટા અનુરાગને ત્યજી શકતાં નથી.

પરમાત્માની શ્રવણ, સ્મરણ, કીર્તન, અર્ચન ને વંદનાદિ ભક્તિવડે પરમાત્માની અનન્યભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનારે પ્રથમ પરમાત્માની આત્મનિવેદનભક્તિ પ્રાપ્ત કરવી. આત્મનિવેદનભક્તિનો જ્યારે મનુષ્યના હૃદયમાં આવિર્ભાવ થાય છે ત્યારે તે મનુષ્ય પોતાનું સર્વ પ્રકારનું દ્રવ્ય, શરીર, ઇંદ્રિયો, અંતઃકરણ ને પોતાના પ્રાણ પરમાત્માને વિશુદ્ધભાવથી અર્પણ કરી તેમાં રહેલી મારાપણાની બુદ્ધિનો પરિત્યાગ કરે છે તેથી તેના માથાઉપરનો ઘણા કાલનો હું ને મારું એ રૂપ મોટો ભાર ઊતરી ગયાનું ભાન થઇ પોતે હલકો ફૂલજેવો થઇ ગયેલો જણાય છે. આવી રીતે સર્વ પ્રકારની મમતાથી રહિત થયેલો તે ભક્ત પછી અનન્યભક્તિને વા પરાભક્તિને વા પરમપ્રેમલક્ષણાભક્તિને પ્રાપ્ત થાય છે. આ અનન્યભક્તિ અવિરલ (ઘાટી) ને અચલ થવાથી તે ભક્ત પ્રભુની પરમકૃપાનું પાત્ર થઇ સર્વ પ્રકારે

સ્વતંત્ર ને પરમસંતોષી થઇ કૃતાર્થ થાય છે. આવો ભક્ત પોતાના પ્રારબ્ધકર્મપ્રમાણે બાહ્યવૃત્તિવડે બહારના વિષયોનું નિર્દોષ સુખ ગૌણભાવે ભોગવે છે, ને આંતરવૃત્તિવડે પરમાત્મસુખને પ્રધાનભાવે ભોગવે છે.

પરમાનંદરૂપ, પરમસ્વતંત્ર ને પરમસંતોષરૂપ પરમાત્મામાં સર્વતોભાવે જોડાયા વિના જીવ ક્યાંથી પરમાનંદનો, પરમસ્વતંત્રતાનો ને પરમસંતોષનો અનુભવ કરવા સુભાગી થાય ?

પૂનમના અનેક ચંદ્રો એકસાથે આકાશમાં ઉદય પામે, અસંખ્ય તારાઓનો ગગનમાં એકસાથે ઉદય થાય, પૃથિવીપરનાં સર્વ વનોમાં એકસાથે દાવાનલ લગાડવામાં આવે, ને વીજળીઓના અસંખ્ય દીવા એકસાથે પ્રકટવામાં આવે તોપણ જેમ સૂર્યોદયવિના રાત્રિ દૂર ન થાય તેમ લૌકિક અલૌકિક નાનાવિધ ઉપાયો કરવામાં આવે તોપણ પરમાત્માની અઢળક કૃપાવિના મનુષ્યના હૃદયનું અજ્ઞાન ને તેથી ઉપજતું બહુવિધ દુઃખ દૂર થતું નથી.

જેમ ચકવી સૂર્યોદયની ને ચકોરી ચંદ્રોદયની આતુરતાથી વાટ જુએ છે તેમ ભક્તનું હૃદય પરમાત્માના સાક્ષાત્કારની ને તેઓની કૃપાની પૂરા ઉમળકાથી નિરંતર વાટ જુએ છે.

પરમાત્માના અનન્યભક્ત પરમાત્મામાં પરમપ્રેમ રાખી, સતત તેઓશ્રીનું સ્મરણધ્યાન કરી, જગત્માં ઉદાસ રહી, ઉત્તમ પ્રકારે જીવી જાણે છે, અને સ્થૂલશરીરના પ્રારબ્ધનો વેગ પૂરો થયે પરમાત્માના સ્મરણધ્યાનમાંજ સુખપૂર્વક મરી પણ જાણે છે. આવી રીતે જીવી જાણવું ને મરી જાણવું તે મનુષ્યજન્મની સફલતા છે.

પોતાના હૃદયમાં પરમાત્માની અનન્યભક્તિનો સંપૂર્ણ આવિર્ભાવ કરવામાં અસાધારણ જાગ્રતિ નિરંતર સેવી નિરંતર પ્રસન્ન રહેવું.

લોભ, ભય, અસાવધાનતા ને અનુત્સાહને ઔદાર્ય, નિર્ભયતા,

સાવધાનતા ને ઉત્સાહવડે દૂર કરી હૃદયમાંથી આવિર્ભાવ પામનારા પરમાત્માની અનન્યભક્તિના પ્રવાહને વિશેષ વેગવાળો થવા દેવો. ×

૫૫ × વ્યવહારમાં પ્રાયશઃ પ્રતિકૂલતા ન રહે, શરીર સારું રહે, અને પરમાર્થની નિષ્ઠા વધારે દેદીપ્યમાન થાય એમ ભાવિનો વિચાર કરીને નિઃશ્રેયસને પ્રાપ્ત કરવા ઇચ્છનાર સાધકે અથવા સાધિકાએ વર્તવું જોઇએ.

વીજળીના ઝબકારાના પ્રકાશના કરતાં નિદાઘના પ્રકાશમાં મહાન્ ભેદ છે તે સર્વદા સ્મરણમાં રાખવું. જે સોનું પહેરવાથી કાન તુટે તે સોનું ન પહેરવું તેજ વધારે સારું છે. અયોગ્ય દયા કોઈ વખતે ડાકણનું રૂપ ધરે છે તે સમજુએ ભૂલવાનું નથી.

૫૬ × બ્રાહ્મણશરીરનું ને સત્સંગનું માહાત્મ્ય ઉત્તમ પ્રકારે સમજી પરમાત્માની અનન્યભક્તિની પ્રાપ્તિ કરવા શુદ્ધભાવથી સતત પ્રયત્ન કરવો જોઇએ.

પોતાના હૃદયમાં સદ્રૂપ, જ્ઞાનરૂપ, પરમાનંદરૂપ, અસંગ, પૂર્ણકામ ને અવિકારી પરમાત્મા સર્વદા વિરાજે છે, આ નિશ્ચય પોતાના અંતઃકરણમાં સર્વદા સુસ્થિર કરવા પ્રયત્ન સેવવો, અને પોતાના અંતઃકરણની વૃત્તિને પરમપ્રીતિપૂર્વક પરમાત્માભણી વાળ્યા કરવી. આમ સર્વદા કર્યા કરવાથી અંતઃકરણ પવિત્ર, એકાગ્ર ને શાંત થાય છે; ઇંદ્રિયોની ચપલતા ને ઉન્મત્તતા દૂર થાય છે; શરીર નીરોગ રહે છે; અને વ્યવહાર સર્વ પ્રકારે અનુકૂલ રહે છે.

અંતઃકરણની જાગ્રદવસ્થામાં પ્રતીત થતો સર્વ વ્યવહાર મનોરાજ્યજેવો વા સ્વપ્નજેવો છે એમ પોતાના અંતઃકરણમાં સાવધાનતા ને દૃઢતાથી વારંવાર નક્કી કર્યા કરવું.

જગત્ના સર્વ પ્રાણિપદાર્થોપરથી પોતાના અંતઃકરણમાં રહેલા

રાગને શમાવવો, અને પરમાત્મામાં પોતાના અંતઃકરણને અચલ પરમપ્રેમવાળું કરવું.

સદ્ગુરુના ને સત્શાસ્ત્રના ઉપદેશને પરમસત્ય માની તે પ્રમાણે વર્તવા સર્વદા ઉત્સાહ રાખવો, ને તે પ્રમાણે ધૈર્ય ને દઢતાથી વર્તવું.

પોતાના અંતઃકરણમાં પરમકરુણાલુ પરમાત્માની અવિચલ અનન્યભક્તિ સંપૂર્ણ આવિર્ભાવ પામે એવા વિચારનું ને ક્રિયાનું સર્વદા સેવન કરવું. પરમાત્મા અપ્રસન્ન થાય એવા સર્વ વિચારથી ને સર્વ ક્રિયાથી સર્વદા સાવધાનતાપૂર્વક ઘણામાં ઘણું દૂર રહેવું.

જેમ કોઇ નેત્રરોગરહિત મનુષ્ય સૂર્યની સાથે વિચરતો હોય તેને અંધકાર પીડી શકે નહિ, જેમ ચિંતામણિવાળાને દારિદ્રય પીડી શકે નહિ, અને જેમ અગ્નિની સમીપ બેઠેલાને ટાઢ દુઃખ દઇ શકે નહિ, તેમ પોતાના અંતઃકરણને પરમાનંદરૂપ પરમાત્માની સમીપ રાખનાર મનુષ્યને ત્રિવિધ તાપ પીડી શકે નહિ.

આ પ્રતીત થતા સંસારને માયાએ પ્રતીત કરાવેલું મહાનાટક સમજી તેમાં પોતાના અંતઃકરણને દઢ રાગદ્વેષવાળું ન થવા દેવું, માત્ર નાટકમાંનાં પાત્રોની પેઠે પોતાનો વેષ ભજવવારૂપ પોતાનું કર્તવ્ય મનને જાગ્રત્ રાખી સમભાવથી કર્યા કરવું.

વ્યાવહારિક માણસનું જીવન વ્યવહારપરાયણ હોય છે, તેનું જીવન પરમાત્માના ભક્તનું નજ હોવું જોઇએ. તેનું જીવન સર્વદા પ્રભુભક્તિપરાયણ હોવું જોઇએ.

પોતાના સદ્ગુરુના દર્શનમાં, તેનનો કલ્યાણકર ઉપદેશ સાંભળવામાં ને તેમના ઉપદેશપ્રમાણે વર્તવામાં મુમુક્ષુના અંતઃકરણમાં પરમાદર હોવો જોઇએ. ઉત્તમ મુમુક્ષુનું અંતઃકરણ તેમનો ઉપદેશ

સાંભળતાં પ્રભુપ્રતિના પ્રેમથી ભીંજાય છે, તેના નેત્રમાં પ્રભુના વિયોગથી પ્રેમાશ્રુ આવે છે, ને તેના શરીરપરનાં રૂંવાડાં ઊભાં થાય છે.

પોતાનું શરીર ક્ષણુભંગુર છે, ને સંસારનાં કામકાજનો તથા વિષયતૃષ્ણાનો પાર નથી, એમ સમજી વિવેકી મનુષ્યે પોતાના શરીરનો પાત થયા પહેલાં પરમાત્માની પરમકૃપા મેળવી, તેમનો સાક્ષાત્કાર કરી કૃતાર્થ થવા ઉત્સાહ રાખવો જોઇએ, ને તે માટે પ્રબલ પ્રયત્ન કરવો જોઇએ.

અંતઃકરણને સર્વદા એકનિશ્ચયવાળું, ઉદાર, ક્રોધાદિરહિત—શાંત, પરિણામના વિચારવાળું, માયિક પદાર્થોની દૃઢ તૃષ્ણાવિનાનું ને પ્રસન્ન રાખવું જોઇએ.

૫૭ × તમારા વ્યવહારની ને તનમનની સ્થિતિ જોતાં તમારે પ્રધાનપણે પરમાર્થનાં સાધનોનો ને ગૌણપણે વ્યવહારનાં સાધનોનો અભ્યાસ રાખવો જોઇએ.

વ્યવહારમાં રહીને પણ જો ધૈર્ય, દૃઢતા ને સાવધાનતા રાખી પરમાર્થનાં સાધનો સાધવાની તમારી ઇચ્છા હશે તો તે ન્યૂનાધિક અંશે સાધી શકાશે.

મનને સર્વદા પ્રસન્ન રાખવું, તેને લેશ પણ મુંઝાવા ન દેવું. કરુણાકર પ્રભુ યોગ્ય પ્રયત્ન કરનાર મનુષ્યોનો સર્વદા નિર્વાહ કરે છે. અયોગ્ય ત્યાગ કરવો કોઇ રીતે ઉચિત ન ગણાય.

પૂર્વજન્મના ને વર્તમાનજન્મના પુરુષયત્નના પ્રમાણમાં યોગાભ્યાસીને ન્યૂન કે લાંબે સમયે યોગ સિદ્ધ થાય છે. તમારા જેવાથી સતત યોગાભ્યાસપરાયણ રહેવું કઠિન જણાય છે.

પ્રભુની સુદૃઢ અનન્યભક્તિવડે માયાને તથા અંતરના શત્રુઓને વશ કરી શકાય છે.

વ્યવહારનાં કામોનો તથા પરમાર્થનાં કામોનો સમય નક્કી કરી પછી તે પ્રમાણે નિયમપૂર્વક વર્તતા રહેવા પ્રયત્ન કરશો.

૫૮ * પરમાત્માભણી પોતાના અંતઃકરણની વૃત્તિનો વેગ ઉત્તરોત્તર વિશેષ વધારી પોતાની અનન્યભક્તિને સુદૃઢ કર્યા કરવી. તમારું હૃદય પરમાત્માની ભક્તિવાળું છે તેથી જો તમે તમારા હૃદયમાં વિવેક, ધૈર્ય ને સાવધાનતાની વૃદ્ધિ કરશો તો તમારી પ્રભુભક્તિનો પરિપાક વહેલો થશે, ને તેથી તમારું હૃદય વધારે શાંતિ ને વધારે સુખનો અનુભવ કરવા ભાગ્યશાલી થશે. મોહમયી પુરીના પ્રાયશઃ વિષમય વાતાવરણથી તથા નબળા પાડોશીઓના પ્રતિકૂલ વાતાવરણથી પોતાના અંતઃકરણને વિમુખ રાખી પરમાત્મસ્વરૂપમાં તેને એકાગ્ર રાખવા સર્વદા પ્રયત્નશીલ રહેવું.

કરેલા ઉપદેશનું આદરપૂર્વક વારંવાર મનન કર્યા કરવું, અને અનાદિકાલથી મોહનિદ્રામાં સૂતેલા પોતાના અંતઃકરણને જગાડવા નિત્યપ્રતિ વધારે વધારે પ્રયત્ન આદરપૂર્વક કર્યા કરવો.

ભક્તવત્સલ પરમકૃપાલુ પરમાત્માની અગાધ નિર્હેતુકી પરમકૃપાનું વારંવાર પરમાદરપૂર્વક સ્મરણ કરી પરમાત્માનું યથાયોગ્ય પૂજન, સેવા, અખંડસ્મરણ અને અખંડધ્યાન અહોનિશ કરતા રહી અંતઃકરણની અદ્ભુત શાંતિમાં વધારો કર્યા કરવો.

૫૯ * જે મનુષ્યો જે પવિત્ર સ્થાનમાં રહેવાને યોગ્ય હોતા નથી તે મનુષ્યોને જીવોને તેમના કર્મનું ફલ આપનારા પ્રભુ તે પવિત્ર સ્થાનમાં રહેવા દેતા નથી. તેમને તેમના કર્માનુસાર જ્યાં તેઓથી પોતાનાં કર્મોનું ફલ ભોગવી શકાય ત્યાં મોકલી દે છે.

૬૦ × તમારા મનની શાંતિમાં તમે સુવિચાર, ધૈર્ય, દૃઢતા ને સાવધાનતાવડે વધારો કરતા રહેશો. પ્રત્યેક પ્રવૃત્તિમાં પરિણામદર્શી

થવાનો સ્વભાવ રાખશો. શાખામૃગજેવા ચપલ મનને અભ્યાસવૈરાગ્ય-રૂપ પિંજરામાં પૂરીને સ્થિર કરતા રહેશો. પરિણામે મહાહિતકર ઔષધને કડવું ગણીને પણ જો ગળે ઊતારતા રહેશો તો મહારોગની નિવૃત્તિ થતાં સ્વાસ્થ્ય અનુભવાશે. આંતરશત્રુનો પૂર્ણ પરાજય થતા-સુધી દઢતા ને સાવધાનતાથી તેની સાથે ઘોરસંગ્રામ ચાલુ રાખશો. શુભભાવની સાચી અભિલાષા પ્રભુ સમય આવે પાર પાડે છે. મનને અંતર્યામીભણી વાળતા રહો એટલે તેને શાંતિ, પ્રકાશ ને આનંદ મળશે. શુભવિચાર ને શુભક્રિયામાં અવકાશનો તો શું પણ દિવસના બધા સમયનો ઉપયોગ કરવાનો સ્વભાવ પાડશો.

## પત્ર ૬૧-૭૦

× × પરમાત્મા દયાના મહાસાગરરૂપ અને નિરવધિક્ષમાના મંદિર-રૂપ છે. તે પ્રાણિમાત્રને પોતાના અનવધિ ઉદાર હૃદયથી ક્ષમા આપી રહ્યા છે. જે સ્વભાવો પરમાત્માએ પોતાને અપ્રિય છે એમ શાસ્ત્રોમાં જણાવ્યું છે તે સ્વભાવોનો મનુષ્યે પોતાના અંતઃકરણમાં કે ઇંદ્રિયોમાં લેશ પણ આવિર્ભાવ નજ થવા દેવો જોઇએ, અને જે સ્વભાવો પોતાને પ્રિય છે એમ પરમાત્માએ શાસ્ત્રમાં જણાવ્યું છે તે સ્વભાવો પોતાના પ્રાણોને જતા કરીને પણ મુમુક્ષુ મનુષ્યે મેળવ-વા પ્રયત્ન કરવો જોઇએ.

અંતઃકરણને શુદ્ધસત્ત્વગુણવાળું કરવા શુદ્ધસત્ત્વગુણના ધર્મોનું નિરંતર આદરપૂર્વક પાલન કરવું.

૬૨ * પોતાના મનને બ્રહ્મમાં સ્થિર કરવાનો પરમાદરપૂર્વક નિત્ય અભ્યાસ કરવાથી, અને જે જે વિષયોમાં પોતાના મનવિષે બહુ રાગ રહેતો હોય તે તે વિષયમાંથી મનને પાછું વાળવાનો પ્રયત્ન કરવાથી યોગાભ્યાસીના મનની એકાગ્રતા ઉત્તરોત્તર વધતી જાય છે,

અને તેનું સંસારના પદાર્થોમાં થતું ભ્રમણ અટકે છે. મનનું ઘણા કાલનું ચંચલપણું તુરત દૂર થતું નથી, માટે મોક્ષસાધકે કંટાળ્યા વિના અભ્યાસ ને વૈરાગ્યનું અનુષ્ઠાન દીર્ઘકાલ નિરંતર આદરપૂર્વક કર્યા કરવું જોઇએ. પ્રયત્નના પ્રમાણમાં યોગાભ્યાસીના ચિત્તની એકાગ્રતા વધતી જાય છે. ધ્યાનાભ્યાસકાલે હૃદયનો ને નાભિનો ભાગ બની શકે તેટલો બરડાની કરોડભણી ખેંચેલો રાખવો જોઇએ.

ઇષ્ટમંત્રનો જપ જાગ્રતમાં વધારે સમય મનમાં થયા કરે એમ પ્રયત્ન રાખશો.

૬૩ * જો વાસુદેવમાંજ મનવડે તન્મય રહેવાય, જો વાસુદેવની આજ્ઞાનું સર્વથા સર્વદા યથાશક્તિ અનુસરણ થાય, જો વાસુદેવની પ્રત્યેક શાસ્ત્રોક્ત આજ્ઞામાં ને તેમની શાસ્ત્રોક્ત પ્રવૃત્તિમાં સુખનું ભાન થાય, ને જો પોતાના મનનું ધાર્યું કરવાની ધુનથી પ્રદ્યુમ્નસુત અનિરુદ્ધનો ચિત્તમાં આવિર્ભાવ નજ થવા દેવાય, તો મનુષ્યના મનની પ્રસન્નતા, શાંતિ ને આનંદ શામાટે દૂર થાય? નજ થાય.

અંતઃકરણને એકનિષ્ઠાવાળું રાખી એકજ પ્રકારનું વાચન, મનન ને નિદિધ્યાસન કર્યા વિના મનુષ્યની બુદ્ધિનો ધાર્મિક વિકાસ થતો નથી, ને તેને સત્યનું ભાન પણ થતું નથી, અને તેથી શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ તે મનુષ્યને મળતાં નથી.

સેવકે પોતાના શેઠની, પત્નીએ પોતાના પતિની અને શિષ્યે પોતાના સદ્દગુરુની આજ્ઞાનેજ પ્રસન્નમને અનુસરવાનો સ્વભાવ રાખવો જોઇએ. આવો સ્વભાવ રાખ્યા વિના ને પોતાના મનનું ધાર્યું કરવાનો કુસ્વભાવ ત્યજ્યા વિના તે ત્રણેને સુખની પ્રાપ્તિ થતી નથી, અને તેના વ્યવહારની, શરીરની ને મનની સ્થિતિ પણ સુધરતી નથી.

૬૪ × પરમાત્માના ભક્તો નીચેના દુહાનો વિચાર કરી નિરંતર ભયરહિત પ્રસન્ન રહે છેઃ—

દુહો.

" પ્રબલ બૈરી કહા કર સકે, જો સાહાય્યક બલવીર:
દશ હજાર ગજબલ ઘટ્યો, ઘટ્યો ન દશ ગજ ચીર. ૧ "

૬૫ × વિશ્વવિમોહિની માયાનાં વિચિત્ર કાર્યો તત્ત્વજ્ઞને વ્યામોહ ઉપજાવતાં નથી. અન્યમાં પ્રતીત થતા દોષોને ઢાંકી દઈ જો તમે તેમનામાં રહેલા અલ્પ ગુણોભણી દૃષ્ટિ રાખતાં શીખશો તો તમારા તનમનને સર્વદા શાંતિ રહેશે, ને તમારા તનમનને નકામો દાહ નહિ થાય. તમે જાણો છો કે શ્રીશંકર હલાહલવિષને કંઠમાં છુપાવી રાખે છે, ને બાલચંદ્રને પોતાના લલાટપર અન્યને પ્રતીત થાય એમ ધારણ કરે છે. ચંડકૌશિકકાર પણ વિવેકીને આવું વર્તન રાખવા કહે છેઃ-

" दृष्टं किमपि लोकेऽस्मिन् न निर्दोषं न निर्गुणम् ।
आवृणुध्वमतो दोषान् विवृणध्वं गुणान् बुधाः ॥ "

જડ વસ્ત્ર પણ બીજાની એબ ઢાંકે છે એ તમે ક્યાં નથી જાણતા?

દુહો.

" જો તોકું કાંટા બોએ, તું તાકોં બો ફૂલ;
તોકું ફૂલકે ફૂલ હૈ, વાકોં હૈ ત્રિશૂલ. ૧ "

૬૬ × તમે લખેલી પ્રભાતીમાં પરમાત્માનો આશ્રય રાખવા-સંબંધીનો ભાવ સારો છે. જો સર્વદા એવોજ ભાવ તમારા હૃદયમાં સ્થિર રહે, દેહાદિમાં રહેલી અહંવૃત્તિ શમે, મનમાં સહનશીલતા વધે અને પરમાત્માના અનન્યારાધનમાં મત્ત રહેવાય તો મનનો દુઃખાનુભવ દૂર થઇને મન પરમાનંદનો અનુભવ કર્યા કરે. મનુષ્યનું મન જો

શુદ્ધભાવથી પરમાત્માની અભિમુખ રહ્યા કરે તો તેમાં પરમાત્માનાં ધર્મ, જ્ઞાન, વૈરાગ્ય, વિદ્યા, ઐશ્વર્ય, યશ ને શ્રી કેમ પ્રવેશ કર્યા વિના રહે?

૬૭ × મનમાં સંશયોનો ગંધ પણ રહેવા ન દેશો. જગત્માં સત્યપણાની બુદ્ધિનો ને દેહાદિમાં આત્માની બુદ્ધિનો જે કાંઇ પણ અંશ રહ્યો હોય તો તેને સર્વાંશે દૂર કરી નાંખવા પ્રયત્નશીલ રહેશો. બ્રહ્મરૂપ ગામ આવે ત્યાંસુધી અંતઃકરણરૂપ ગાડીને સાધનાનુષ્ઠાનરૂપ સડકપર જોરથી ચલાવતા રહેશો.

× જીવન્મુક્ત પુરુષમાં ને ઈશ્વરમાં બ્રહ્મજ્ઞાનની વિલક્ષણતા નથી. જીવન્મુક્ત પુરુષમાં સૃષ્ટિની ઉત્પત્તિ, સ્થિતિ ને લય કરવાનું સામર્થ્ય પ્રકટ ન હોય, ઈશ્વરમાં તે પ્રકટ હોય. કોઇ જીવન્મુક્તમાં ઐશ્વર્ય પ્રકટ હોય, ને ઘણામાં તે પ્રકટ ન હોય, પણ ઈશ્વરમાં તે પ્રકટ હોય. જીવન્મુક્તોમાંના ઘણા પુરુષોનો જન્મ પોતાના પ્રારબ્ધકર્મથી થયો હોય છે, ને ઈશ્વરનો પ્રાદુર્ભાવ પુણ્યવાનોના ને પાપીઓના પુણ્યરૂપ ને પાપરૂપ પ્રારબ્ધકર્મથી થાય છે.

માયા, માયાનું અધિષ્ઠાન ચેતન ને માયામાં આવેલા ચેતનના સ્વભાવો મળીને મહેશ્વર કહેવાય છે. તેઓ જ્યારે સૃષ્ટિની ઉત્પત્તિ કરે ત્યારે પોતાનામાં બ્રહ્માનો, સૃષ્ટિનું પરિપાલન કરે ત્યારે પોતાનામાં વિષ્ણુનો અને જ્યારે સૃષ્ટિનો સંહાર કરે ત્યારે પોતાનામાં રુદ્રનો આરોપ કરે છે. બ્રહ્મા સત્યલોકમાં રહે છે.

* કયા કારણથી પરસ્પર વિક્ષેપ થાય છે તે કારણને ધૈર્યથી સાવધાનતાથી સૂક્ષ્મદૃષ્ટિવડે જોવું, ને જે કારણ તમે જાણી શકો તે કારણથી દૂર રહેવા તમારે તમારાથી બની શકે તેટલો પ્રયત્ન શુદ્ધભાવથી કરવો જોઇએ. પરના દોષ જોઇ દાહ પામવાના કરતાં સ્વદોષ જોઇ તેનો ત્યાગ કરવાથી મનુષ્યને શાંતિ ને સુખ પ્રાપ્ત થાય છે.

પોતાના અંતઃકરણને પ્રેમપૂર્વક પરમાનંદરૂપ પરમાત્મામાં વારંવાર જોડવાનો પ્રયત્ન ચાલતો રહે તો તેથી પણ પોતાના મનની શાંતિ જળવાઇ રહે છે, ને તે સુખાનુભવથી દૂર થતું નથી. * *

જો કુંભકવેલા તમારા ચિત્તની મૂર્ચ્છાજેવી સ્થિતિ થતી હોય તો તે વેલા નાભિને બની શકે તેટલી બરડાની કરોડભણી સંકોચી રાખી વાયુને બરડાની કરોડમાં ઉંચો ચઢવા દેવો. જાલંધરબંધ પણ તે વેલા બની શકે તેટલો રાખવો.

જો મનુષ્યના મનમાં દૃઢ શુભાશા રહે તો પરિણામ સારું આવે છે. પરમાનંદને લક્ષ્યરૂપ રાખીને વિચારોને ને ક્રિયાઓને અવકાશ આપવો. પરમાનંદના વિઘાતક કોઈ પણ વિચારને તથા ક્રિયાને અવકાશ ન આપવો.

૬૮* તમે તમારા અંતઃકરણના તથા વાણી આદિના અગત્યના કેટલાક દોષો જાણવા ભાગ્યશાલી થયા તે તમારું ભાવિ શુભ સૂચવે છે. હજી તે શુભકર્મમાં તમે જેમ જેમ ઉંડા ઊતરતા જશો તેમ તેમ તમે તમારું ભાવિ સ્થાયી હિત સંપાદન કરવા વહેલા સુભાગી થશો.

મનનું આવેશોને લીધે વા કુસંગને લીધે થતું ભ્રમણ મનુષ્યનું બહુ અહિત સાધી તેના પરમશત્રુનું કામ કરે છે, ને તેને સ્થાયી સુખ મળવા દેતું નથી, માટે વિવેકી મનુષ્યે પોતાના મનને જેમ બને તેમ એકનિષ્ઠાવાળું ને સુદૃઢ કરવાની બહુ અગત્ય છે.

* * તમે ઇચ્છા કરો ત્યારપહેલાં તમે તમારા અંતઃકરણના રાજસ શોખો ને પ્રયોજનવિના વારંવાર બદલાતી તેની સ્થિતિઓને અને આવેશને વશ થતી વાણીના અનુચિત વેગોને વશ વર્તાવવા અતિપ્રયત્નશીલ સતત રહી શકશો કે કેમ તે જ્યારે તમારું અંતઃકરણ

સંપૂર્ણ શાંત હોય ત્યારે વિચારીને નક્કી કરશો. પછી યોગ્ય નિશ્ચયપર આવશો.

* સુસ્થલે રહી જો પોતાના અંતઃકરણની પવિત્રતા, એકાગ્રતા ને સમજણમાં વધારો કરવામાં આવે તો તે સર્વથા ઇષ્ટ ગણાય, પણ પ્રમાદાદિવડે તેથી વિપરીતનો જો વધારો કરવામાં આવે તો તે કોઇ પણ રીતે ઇષ્ટ ન ગણાય, એ વિવેકીઓના જાણવાબહાર નથી. *

૬૯ * અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો દૃઢ સાક્ષાત્કાર કરવા તમે સર્વદા ધૈર્ય, સાવધાનતા ને દૃઢતાથી વિધિવત્ પ્રયત્ન કર્યા કરતા હશો.

ચિત્તની અધિકાધિક શુદ્ધિ અને આત્મામાં તેની અધિકાધિક વિશ્રાંતિ સિદ્ધ કરવા તમે સતત ઉત્સાહ ને વિવેક રાખી પ્રવૃત્તિ સેવતા હશો.

દુઃખની નિવૃત્તિ ને બ્રહ્માનંદની પ્રાપ્તિ પોતાના અંતઃકરણમાં સત્તાસ્ફૂર્તિ આપનાર તત્ત્વને અનુભવવાથી થાય છે, અન્ય ઉપાયથી મનુષ્યને તેવો લાભ થતો નથી. વેદાંતશાસ્ત્ર આજ નિશ્ચયને પોકારીને કહે છેઃ—

“ स्वचित्तस्थं साक्षिरूपमीशं पश्यन्ति ये नराः ।
तेषां नित्या दुःखशान्तिर्ब्रह्मानंदश्च शाश्वतः ॥ ”[1]

મુમુક્ષુએ શબ્દાદિ વિષયોની તૃષ્ણાનો અને દેહાદિમાં રહેલી આત્માની બુદ્ધિનો પરિત્યાગ કરી પરમાત્મામાંજ પરમપ્રીતિવાળા થવું જોઇએ, કેમકે તેથીજ તેને શ્રેયોલાભ થાય છેઃ—

---

૧ પોતાના અંતઃકરણમાં રહેલા સાક્ષિરૂપ ચિદ્ઘનતત્ત્વને જે મનુષ્યો અનુભવે છે તે મનુષ્યોને નિત્યને માટે દુઃખની શાંતિ ને શાશ્વત બ્રહ્માનંદ પ્રાપ્ત થાય છે.

" विनिवर्त्य रतिं विषये विषमाम्,
परिमुच्य शरीरनिबद्धमतिम् ।
परमात्मपदे भव नित्यरते,
जहि मोहमयं भ्रममात्ममतेः ॥[1]

બ્રહ્મજ્ઞાનની કલા જો એકવાર મુમુક્ષુની બુદ્ધિમાં સ્થિર થઇ હોય તો પછી તે પોતાનીમેળેજ વૃદ્ધિ પામ્યા કરે છે:—

" अन्या यास्तु कला राम विनाभ्यासाद्धि नश्यति ।
इयं ज्ञानकला साधो सकृज्जाताभिवर्धते ॥ "[2]

જ્યાંસુધી અંતરાત્મામાં સુદૃઢ પ્રીતિ ઉપજતી નથી ત્યાંસુધી પ્રતીત થતા વિષયોમાંની પ્રીતિ દૂર થતી નથી માટે વિવેકી મનુષ્યે અંતરાત્મામાં સુદૃઢ પ્રીતિ ઉપજાવવી જોઇએ:—

" विषयास्तावदेवैते प्रगल्भन्तेऽबलादयः ।
प्रत्यगात्मरतिर्यावद् दृढा नोदेति देहिनः ॥ १ ॥

---

૧ વિષયોમાં રહેલી ભયંકર પ્રીતિને સારી રીતે નિવૃત્ત કરીને, શરીરમાં અભેદભાવે બંધાઇ રહેલી આત્મબુદ્ધિને સારી રીતે મૂકી દઇને, અને મોહથી ભરેલા આત્મબુદ્ધિના ભ્રમને ત્યજીને તું પરમાત્મસ્વરૂપમાં નિત્ય પ્રીતિવાળો થા.

૨ હે રામ! બીજી જે કલાઓ છે તે તો અભ્યાસવિના નાશ પામે છે, પણ હે સજ્જન! આ જ્ઞાનકલા તો એકવાર ઉપજી હોય તો તે સર્વભાગીથી વધે છે.

आत्मप्रेम्णि समुत्पन्ने विषयप्रेम नश्यति ।
योषित्प्रेम्णि समुत्पन्ने मातृप्रेमेव कामिनाम् ॥ २ ॥"[૧]

બ્રહ્મવિચારના પરિપાકવડે દૃશ્યનો દૃઢ બાધ કરવાથી મનુષ્યને પરમશાંતિની પ્રાપ્તિ થાય છે માટે વિવેકી મનુષ્યે બ્રહ્મવિચારમાં પરમાદર રાખવો ઉચિત છેઃ—

" विचारात्तीक्ष्णतामेत्य धीः पश्यति परं पदम् ।
दीर्घसंसाररोगस्य विचारो हि महौषधम् ॥ २ ॥ "[૨]

" दृश्यं नास्तीति बोधेन मनसो दृश्यमार्जनम् ।
संपन्नं चेत्तदुत्पन्ना परा निर्वाणनिर्वृतिः ॥ २ ॥"[૩]

તમારું અંતઃકરણ અને તમારી ઇંદ્રિયો જ્યાં જ્યાં જાય ત્યાં ત્યાં તેઓ તે દૃશ્યને મિથ્યા સમજી તેના અધિષ્ઠાનરૂપ અસ્તિ, ભાતિ

---

૧ આ સ્ત્રી આદિ વિષયો ત્યાંસુધીજ પોતાની પ્રબલતા જણાવે છે કે જ્યાંસુધી મનુષ્યને અંતરાત્મામાં દૃઢ પ્રીતિ ઉદય પામતી નથી. જેમ કામી મનુષ્યોનો પોતાની સ્ત્રીમાં સારી રીતે પ્રેમ ઉત્પન્ન થવાથી પોતાની માતાના ઉપરનો પ્રેમ નાશ પામે છે તેમ મનુષ્યનો આત્મામાં પ્રેમ ઉત્પન્ન થવાથી વિષયના ઉપરનો તેનો પ્રેમ નાશ પામે છે.

૨ બ્રહ્મવિચારથી તીક્ષ્ણપણાને પામી બુદ્ધિ પરમપદને અનુભવે છે. દીર્ઘકાલના સંસારરોગનું બ્રહ્મ વિચારજ પરમ ઓસડ છે.

૩ દૃશ્ય નથી એવા જ્ઞાનવડે જો મનનું દૃશ્યથી નિર્મલપણું થયું તો તેને શ્રેષ્ઠ એવું બ્રહ્મસુખ પ્રાપ્ત થયું.

ને પ્રિયને અનુભવનારાં થાય એવી જાગ્રતિ સર્વદા સેવશો, અને કેટલાક માસો લાગલાગઠ યથાશક્તિ અભ્યાસ કર્યાનું શુભ ફલ અનુભવવામાં તમારું અંતઃકરણ કેટલેક અંશે અવશ્ય ભાગ્યવાન્ થયું છે એવી પ્રતીતિ તમારા અંતઃકરણમાં થાય એમ વર્તશો.

અંતઃકરણમાં યોગ્ય ધૈર્ય, સાવધાનતા અને વિવેકવાળો ઉત્સાહ વૃદ્ધિ પામ્યાં હશે.

જે પદ પરમપવિત્ર, પરમશાંત, દુઃખરહિત, શોકરહિત, ભયરહિત, પરમાનંદરૂપ ને અદ્વૈત છે તે પદમાં તમે તમારા અંતઃકરણની વૃત્તિને સુસ્થિર રાખી પ્રસન્ન રહેશો. ઇતિ શમ.

૭૦ * ચોમાસાની સમાપ્તિ થતાસુંધીમાં અનન્યભક્તિથી પોતાના હૃદયને ભરપૂર કરવું હોય તો શુભવિચાર, સદાચાર ને પ્રભુસ્વરૂપમાં અગાધપ્રીતિ એ ગુણોવડે પોતાના હૃદયનો સર્વદા વિકાસ કરવો કે જેથી પોતાના હૃદયમાં રહેલો જગતપરનો રાગ દૂર થઇ તેમાં પ્રભુની અનન્યભક્તિ સ્વતંત્રપણે નિવાસ કરે. હૃદયનાં દ્વાર ઊઘાડો કે જેથી પ્રભુની સર્વશુભદાયિની અમોઘ કૃપા તેમાં પ્રસન્નતાપૂર્વક આગમન કરી શકે.

પ્રત્યેક દિવસે પા કે અર્ધો કલાક પોતાના ચિત્તના તથા ઇંદ્રિયોના દોષો જોઇ તે સર્વના ત્યાગનો નિશ્ચય કરવામાં ગાળવો. શુભભાવથી અડગ પ્રયત્ન કરશો તો પ્રભુ તમને તે સર્વ દોષોનો પરિત્યાગ કરવાનું બલ આપવાની કૃપા કરશે.

જે જે ભૂલોના ઉપર તમારું ધ્યાન ખેંચવામાં આવ્યું છે તે તે ભૂલોને ચોમાસામાં સારી રીતે ઓળખવી, ને તેને સંપૂર્ણ રીતે દૂર કરવી.

× હૃદય સંસારના વિષપ્રપૂર્ણ વાતાવરણથી દૂર રહી સતત પરમાત્માના અલૌકિક આનંદરૂપ સુધાપ્રપૂર્ણ વાતાવરણમાં વિચર્યા કરે એવી સાવધાનતા રાખવી કે જેથી ચોમાસાની સમાપ્તિએ હૃદયનો સુશોભિત રંગ અનુભવવા ભાગ્યશાલી થઇ શકાય. જો આમ કરી શકશો તો પ્રભુની અધિક કૃપા અનુભવવા સુભાગી થશો.

પત્ર ૭૧-૭૫

* પ્રકૃતિભેદે કરીને કેટલાક મનુષ્યોને એક નાનું કામ કરવાનું હોય તેમાં પણ બહુ મોટી હોહા કરી મૂકવાનું ગમે છે, ને કેટલાક મનુષ્યોને બહુ મોટું કામ કરવું હોય, વા તેવું કામ કરતા હોય તોપણ તેમાં હોહા કરવી ગમતી નથી, પણ પોતાનું કામ મૌનપૂર્વક કર્યા જવાનું ગમે છે.

× **શ્રીમહેશ્વરને** કે **શ્રીવિષ્ણુને** ચપટી ચોખા કે પાઇ પૈસો અર્પણ કરનારને વા કાંઇ નહિ અર્પણ કરનારને નિરંતર ચિંતા થયા કરે કે **શ્રીમહેશ્વર** પોતાના નવનિધિનો શો ઉપયોગ કરતા હશે ? કે કરશે ? અને **શ્રીવિષ્ણુ** પોતાની અપાર લક્ષ્મીનો શો ઉપયોગ કરતા હશે ? કે કરશે ? એવી ચિંતા કરનારા વિવેકીની દૃષ્ટિએ કેવા ગણાવા જોઇએ ?

પ્રાકૃત માણસો કોઇ પણ ઉપાયથી સંતોષ પામવાના સ્વભાવવાળાં હોતાં નથી માટે તેમને સંતોષ આપવાના ઉપાયોનું ચિંતન કરવામાં ને તે ઉપાયોનું અનુષ્ઠાન કરવામાં વિવેકીઓ શ્રમ લેતા નથી, પણ તેમને પૂર્વાપરનો પૂર્ણ વિચાર કરતાં જે યોગ્ય જણાય તે પ્રમાણે તેઓ મૌનપૂર્વક નિર્ભયપણે પોતાનું કામ કરે જાય છે.

"**यच्छेद्वाङ्मनसि**" ઇત્યાદિ શ્રુતિઓમાં, "**शनैः शनैरुपरमेत्**" ઇત્યાદિ સ્મૃતિઓમાં ને "**योगात् योगो ज्ञातव्यो**" ઇત્યાદિ

યોગભાષ્યના વચનમાં ભૂમિકાઓનો જય ક્રમપૂર્વક કરવાનો ઉપદેશ આપ્યો છે. તેમ નહિ કરતાં જેઓ અધૈર્યને વશ થઇ ખોટી ઊતાવળ કરે છે તેમને મિથ્યાભિમાન, ભ્રમ, મૂર્ચ્છા, રોગ કે દેહપાતનો પ્રસંગ પ્રાપ્ત થયાનું પણ યોગગ્રંથોમાં જણાવ્યું છે. આભાસજ્ઞાનોન્માદવાળાના કે પ્રારંભજ્ઞાનોન્માદવાળાના આવેશવાળા લેખોના વાચનથી ને પોતાની પ્રકૃતિમાં રહેલા ઊતાવળીઆપણાના, ઝટ સિદ્ધ થઇ જવાના અને ઊંડાણમાં રહેલી ચપલતાના દોષથી ઊંડા ઊતરવાના ને ધૈર્ય રાખવાના સ્વભાવને અભાવે કેટલાક મનુષ્યો પોતાને થતા આનંદના આભાસને સત્ય માની પોતાને કૃતાર્થ માની લે છે, અને તત્ત્વજ્ઞાન, મનોનાશ ને વાસનાક્ષયના અભ્યાસનો પરિપાક કરવામાં પ્રમાદી થાય છે. જેમ અપથ્યના સેવનથી સોજા ચઢેલો અણસમજુ માણસ પોતાને પુષ્ટ થયેલો જાણી પ્રસન્ન થાય તેમ ઊતાવળી પ્રકૃતિવાળા માણસો પણ પ્રમાદને ને મિથ્યાભિમાનને વશ થઇ આભાસરૂપ અનુભવને સત્ય માની કર્તવ્યમાં શિથિલ થઇ પોતાને હાનિ પહોંચાડી પ્રસન્ન થાય છે, તથા સમજ્યા વિના કૃતઘ્નતાના સંસ્કારોને ને વિચારોને પોતાના હૃદયમાં અવકાશ આપે છે. વિવેકીઓ તેથી ઊલટા વિચારનું ને પ્રવૃત્તિનું સેવન કરનાર હોય છે.

જેમ અણસમજુ મનુષ્યો પોતાના રોગનું નિદાન કર્યા વિના આયુર્વેદ વાંચી પોતાના રોગની નિવૃત્તિમાટે તેમાંથી પોતાને રુચે તે ઔષધ ખાય, ને પોતાના શરીરના રોગને કષ્ટસાધ્ય કે અસાધ્ય સ્થિતિમાં મૂકી દે, તેમ અણસમજુ મનુષ્યો પોતાના ચિત્તનું સ્વરૂપ શાંતિથી વિલોક્યા વિના યોગવાસિષ્ઠ આદિ ગ્રંથો વાંચી તેમાંના વચનોનો પૂર્વાપર વિચાર, તેનું તાત્પર્ય તથા પોતાનો અધિકાર એ સર્વનો વિચાર નહિ કરી પોતાને રુચે તેવો નિશ્ચય કરી લે છે, ને પોતાના ચિત્તની સ્થિતિને સુધારવાની કષ્ટસાધ્ય કે અસાધ્ય સ્થિતિમાં મુકી દે છે.

પ્રાચીનશાસ્ત્રોના વિચારો ને ઉપદેશ જ્યારે લોકોમાં અવ્યવસ્થિત સ્થિતિમાં આવી જાય છે ત્યારે કોઇ સમર્થ વિચારકો કે ઉપદેશકો તેની વ્યવસ્થા કરી લોકોને તેનું સ્વરૂપ સમજાવે છે. તે વેલા તેમના વિચારને કે ઉપદેશને સત્ય માની તેમને અનુસરનારું નાનું વા મોટું મંડલ સ્વાભાવિકરીતે થઇ જાય છે, અને જ્યારે તેમ થાય ત્યારે તેમને વ્યવસ્થિતરીતે ચલાવવામાટે નિયમો બાંધવાની આવશ્યકતા પણ અનાયાસે ઊભી થાય છે, ને તેથી અગત્યના નિયમો પણ બંધાય છે. તે મંડલ પછી ઉત્તરોત્તર વૃદ્ધિ પામે, કે મૂલપુરુષના વિચારો કે ઉપદેશજ માત્ર યોગ્ય મનુષ્યોમાં વૃદ્ધિ પામે, તે તે વેલાના મનુષ્યોની પરિસ્થિતિઉપર આધાર રાખે છે.

× અંતઃકરણનું ધૈર્ય, સાવધાનતા ને વિવેકપૂર્વક સંશોધન કર્યા વિના તથા તેની સ્થિતિનો પૂરતો અનુભવ કર્યા વિના પોતાના ચિત્તની ગમે તે સ્થિતિ માની લેવી તેમાં ને તેની તેવી સ્થિતિને પ્રાપ્ત કરવી તેમાં બહુ ભેદ છે.

દોહરા.

વિપરીત વાચનસંગથી, વિપરીત નિશ્ચય થાય;
શિથિલતા કર્તવ્યમાં, અણજાણે થઇ જાય. ૧
ભ્રમરોગી વિજયા પીએ, ભ્રાંતિ વધતી જાય;
બ્રાહ્મી પીએ વિવેકથી, તો ભ્રમ નિર્મૂલ થાય. ૨
પાળે શિષ્ટાચારને, ત્યાગે સર્વ પ્રમાદ;
કર્તવ્યમાં સાવધ રહે, છૂટે સર્વ વિષાદ. ૩
નિત્ય બોધને દૃઢ કરે, રાખી મનમાં પ્યાર;
દૃઢ જ્ઞાન ઉદય થતાં, પામે ભવનો પાર. ૪

પ્રતીત થતા આ દૃશ્યને, જાણી અસત્ અસાર;
મતિદોષો સૌ ત્યાગીને, સેવો શુચિ વ્યવહાર. ૫

૭૨ * બનતે પ્રયત્ને નિત્યનું સમયપત્રક બાંધી વ્યવહારપરમાર્થનું કામ નિયમપૂર્વક પ્રસન્નતા ને દૃઢતાથી કરવું. વ્યવહારના અગત્યના કામમાં આળસ, પ્રમાદ કે અસંતોષ ન સેવતાં તેને પ્રભુની સેવા સમજી તે કામ પ્રસન્ન મને કરવું. પ્રામ ઘરમાં જેટલી બને તેટલી ઉંચા પ્રકારની ગોઠવણ રાખી પરમાર્થિક સાધન પણ પરમઉત્સાહ, પરમદૃઢતા ને પરમસાવધાનતા રાખી નિત્ય નિયમપૂર્વક કરવું, ને તેમાં કેટલું આગળ વધાયું તે વારંવાર જોયા કરવું.

* વિવેક, ધૈર્ય ને વાણીના નિગ્રહમાં વધારો કરી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરાતો હશે.

મનુષ્યને જો પરમાત્મામાં પરિપૂર્ણ પ્રેમ પ્રકટે તો તેનો સંસારપરનો પ્રેમ ઝાંખો પડી જાય, તેના અંતઃકરણની પવિત્રતા વધતી જાય, તેના અંતઃકરણની એકાગ્રતા ને શાંતિ પણ સારી રીતે વૃદ્ધિ પામે, અને તે પોતાને સુભાગી માનવા લાગે, એ વાત શું તમને સ્પષ્ટ સમજાતી નથી ?

મનને એક ક્ષણ પણ પ્રભુથી જુદું પડવા ન દેવું. તેમનુંજ ચિંતન, તેમનુંજ ધ્યાન, તેમના સંબંધીજ ભાષણ ને તેમનુંજ દર્શન કરતા રહી હૃદયને અલૌકિક આનંદથી સર્વદા ભરેલું રાખો. ખેદ, ભય, રાગ ને દ્વેષને ચિત્તમાં કદીપણ જગા નજ આપો.

સમય ઊતાવળે ચાલ્યો જાય છે, માટે હવે લગારે ગાફલ કે આળસુ નજ રહેવું જોઇએ.

૭૩ * સ્વધર્મપાલનમાં, નીતિપાલનમાં ને શાસ્ત્રવાચનાદિમાં સદાગ્રહી રહેશો. પ્રત્યેક સ્વકર્તવ્યમાં અડગ રહેવાનો સ્વભાવ રાખશો. અયોગ્ય વિષયોમાં સર્વદા નિઃસ્પૃહતા રાખશો.

શ્રદ્ધા, અનન્યભક્તિ ને ઉત્સાહ વધારતા રહેશો.

મનને અંતર્મુખ રાખવાનું બલ મેળવવાથી દિવ્યશાંતિનો અનુભવ કરવા ભાગ્યશાલી થશો.

૭૪ * અંતઃકરણમાં વિવેકબલ વધારવાથી ને સદ્ગુરુની આજ્ઞાનુસાર વર્તવાનું દૃઢબલ મેળવવાથી મનની શાંતિ ને પ્રસન્નતા વધારી શકાશે. ભૂલભરેલું વર્તન નજ કરવું. જો ભૂલભરેલું વર્તન નહિ કરો તો ખેદ થાય એવા બનાવો પણ નહિ બને.

દોહરા.

ત્યાગ કરો આવેશનો, કરો ગર્વનો ત્યાગ;
વેમી–સ્વભાવ ત્યાગીને, કરજો સુદૃઢ વિરાગ. ૧
પરનિંદા કરવી નહિ, જોવા નહિ પરદોષ;
દ્વેષ-અસૂયા ત્યાગવાં, મળે જેથી સંતોષ. ૨
સૂક્ષ્મદૃષ્ટિવિણ નવ સૂઝે, પોતાના જે દોષ;
દૃઢતાવિણ ત્યજાય નહિ, તે વિણ નહિ સંતોષ. ૩
પરિણામ વિચારીને, કરવાં સર્વ કામ;
ઉચ્છૃંખલ થાવું નહિ, જો ઇચ્છો સુખધામ. ૪
ધીરજ જાગ્રતિ રાખતાં, દોષો રે'શે દૂર;
ખેદ કદી થાશે નહિ, રે'શે સુખ ભરપૂર. ૫

૭૫ × પૂર્વાપરનો પૂરતો વિચાર કરી, ધૈર્ય રાખી, વિવેકથી વર્તાશે તો બહુધા સુખાનુભવ થવો કઠિન નથી. નિત્યકર્મ, જપ, સ્તોત્ર-

પાઠ, વાચન ને ધ્યાન ચાલુ રાખવાં. જો એમ વર્તાશે ને અંતઃકરણની પ્રસન્નતા સચવાશે તો વ્યાવહારિક પ્રતિકૂલતા શીઘ્ર દૂર થશે.

ભક્ત કોઇના ઉપર ધોખો કરતા નથી, પણ માત્ર બીજાને કેમ સુખ આપવું એમજ વિચારે છે. જો દેશકાલનો વિચાર કરી ધૈર્ય રાખી વર્તશો તો તમને કોઇ દુઃખ આપશે નહિ.

આત્મા પરમાનંદઘન છે, આત્માને દૃશ્ય વ્યવહારની સાથે વાસ્તવિક સંબંધ નથી, ને તમારા દેહના સંબંધીઓ પોતપોતાની મતિ-પ્રમાણે પ્રવૃત્તિ કરે તેમાં તમારા આત્માને હાનિલાભ નથી, એમ વિચારી સાવધાનતાથી વર્તાશે તો તમારા મનને શાંતિ રહેશે.

## પત્ર ૭૬-૮૦

* હાલ યોગાભ્યાસનો તથા શાસ્ત્રાભ્યાસનો અભ્યાસ ગૌણ રાખી ચિત્તના સંશોધનનો ને તેમાંના દોષોને દઢતા, ધૈર્ય ને સાવધાનતાથી નિર્મૂલ કરવાનો અભ્યાસ પરમાદરપૂર્વક ચાલશે તો તે તમારા અભ્યુદયમાં ને નિઃશ્રેયસમાં વધારે ઉપયોગી થશે.

તમને અતિસંક્ષેપમાં એટલુંજ જણાવવાનું કે તમે તમારા મનને, વાણીને, નેત્રને ને કાનને બહુ વશ રાખશો. તે કરણોનો સદ્ભાવ છતાં પણ તમે જો તમારા અભ્યુદયને તથા નિઃશ્રેયસને ઇચ્છતા હો તો તેમના નાનામાં નાના દુર્વ્યાપારથી પણ ઘણામાં ઘણા દૂર રહેશો. તમારાં તનમન જે કારણથી સ્વસ્થ રહેતાં નથી તેનો અદૃષ્ટ હેતુ વિચારી સર્વ કરણોને પુણ્યકર્મમણીજ ઘણામાં ઘણાં દગતાં રાખવા પ્રયત્ન કરશો.

તમે શુદ્ધનિષ્ઠાથી કેટલું કરી શકો છો તે હવે પછી જણાશે. બહુ સાવધ રહેજો. વિવેકીએ મધ્યાકર્ષકશક્તિને ચોંટયા રહેવું જોઇએ. કર્તવ્યનિષ્ઠાહીન પ્રમાદી મનુષ્યને કર્મફલપ્રદાતાની અઘટિતઘટના કરવામાં

પરમ ચતુર ને ભયંકર ઉત્સારિણીશક્તિ કયે સમયે ક્યાં ફેંકી દે છે તે સામાન્ય મનુષ્યથી સમજી શકાય એવું નથી.

સર્વ જ્ઞાતપાપોનું પરમપશ્ચાત્તાપસહિત યથાશક્તિ જપાદિરૂપ પ્રાયશ્ચિત્ત કરવાથી, અને પછીથી સર્વ પાપને હલાહલવિષરૂપ સમજી તે સર્વ પાપથી ઘણામાં ઘણું દૂર રહેવાથી મનુષ્ય પોતાનું હિત સાધવા ભાગ્યશાલી થાય છે.

પૂછયા વિનાજ સરલ હૃદયવાળા મનુષ્યો પશ્ચાત્તાપપૂર્વક પોતાનાં પાપો યોગ્યસ્થલે નિવેદન કરી, આતુરતાપૂર્વક પ્રાયશ્ચિત્ત માગી, પછી તે પ્રાયશ્ચિત્ત યથાવિધિ કરી, પોતાના પાપથી મોકળા થાય છે.

દ્વેષ, અસૂયા, પરદોષદર્શન, પરદોષકથન ને મનની નબળાઇથી સુખેચ્છુએ ઘણામાં ઘણું દૂર રહી સ્વકર્તવ્યમાંજ રત રહેવું જોઇએ. મનની અદઢતા ને ભ્રમણતા પણ મનુષ્યનું અહિત કરનારી ગણાય છે, માટે મુમુક્ષુએ તે દોષોથી પણ દૂર રહેવું જોઇએ.

* નવરા નજ રહેશો. ભિન્ન ભિન્ન વેલાએ કરેલી સર્વ આજ્ઞાઓ સકારણ છે એમ સારી રીતે સમજી, તે સર્વનું સ્મરણ રાખી, તેજ પ્રમાણે વર્તવા પ્રાણાંત નિશ્ચયથી પ્રયત્ન સેવશો.

સહનશીલતા વધારવા વિચાર કરતા હશો.

૭૭ × તમને તમે જાણેઅજાણે પાડેલા કુસંસ્કારો અશાંતિ ને દુઃખ આપવા તૈયાર થયા છે તેને તમે ઓળખી શકતા નથી, અને તેને બલહીન કરવા આજ્ઞાનુસાર કાંઇ પણ પ્રયત્ન કરતા નથી, ત્યાં તમને શી શીખામણ દેવી ?

* જો તમે તમારા કર્તવ્યભણી દષ્ટિ કરી તે પ્રમાણે વર્તો તોજ તમને ચિત્તશાંતિ થાય એમ છે એમ તમે સમજો છો તો તમે

તે પ્રમાણે ધૈર્ય, દઢતા ને સાવધાનતા રાખી કેમ વર્તતા નથી ? થોડો કડવો ઘુંટડો પીઓ ને સુખી થાઓ.

તમારે તમારું આધ્યાત્મિક જીવન સુધારવું હોય તો દઢતાપૂર્વક સાધનપરાયણ રહેવું એજ ઉચિત છે. ×

ચિત્તની ભ્રમણા, દુરાગ્રહ, મૂઢતા ને મિથ્યાભિમાન ત્યજ્યા વિના મનુષ્ય પોતાનું આધ્યાત્મિક જીવન સુધારી શકતો નથી એ પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે કદીપણ ભૂલવું જોઇતું નથી.

•••નું વાતાવરણ આધ્યાત્મિકજીવન હણનારું ને ભયંકર છે. સંગીતમાં અને ગાનમાં પ્રવૃત્તિ કરવી એ વિરક્ત સાધકને માટે યોગ્ય નથી. રોગી કુપથ્ય ખાવા માગે તોપણ સુવૈદ્ય તેને કુપથ્ય ખાવાની અનુમતિ આપી શકતા નથી એ તમારા જાણવાબહાર નથી. જો ધૈર્ય, દઢતા, ઉત્સાહ ને સાવધાનતા રાખી જ્ઞાનાભ્યાસ, યોગાભ્યાસ, ચિત્તસંશોધન ને સંસ્કૃતાભ્યાસ કરો તો તે ઇચ્છવાયોગ્ય છે.

મનને બહુ પવિત્ર ને શાંત રાખી જેમાં તમારું ભાવિ પૂર્ણ હિત રહેલું પ્રતીત થાય તે નિશ્ચયપર શીઘ્ર આવશો, ને હવે અમૂલ્ય સમય નિરર્થક ગાળશો નહિ.

૭૮ * × વાનપ્રસ્થે સાત્ત્વિક આહાર ગ્રહણ કરવો જોઇએ. રાજસતામસ આહાર ન ગ્રહણ કરવો જોઇએ. તેણે શાસ્ત્રવિચાર, જપ ને ધ્યાનાદિ કરવાં જોઇએ, યાત્રામાં ભ્રમણ કરવાની તેને અગત્ય નથી. મનુસ્મૃતિ આદિમાં કહેલા વાનપ્રસ્થના સર્વ ધર્મો હાલ વાનપ્રસ્થથી પાળી શકાય એમ જણાતું નથી.

અંતઃકરણ, ઇંદ્રિયો ને શરીરને વશ રાખવા સર્વદા પ્રયત્નવાન્ રહેવું. કામ, ક્રોધ ને લોભના વેગોને વશ ન થતાં તેમને વશ વર્તાવવા મનને સદા જાગ્રત્ રાખવું.

૭૯ * મનના તથા ઇંદ્રિયોના નઠારા વેગો વશ રાખવા જોઇએ, તથા રીસ ને ઉચ્છૃંખલતા દૂર કરવાં જોઇએ. રીસાળ ને ઉચ્છૃંખલ મનુષ્યથી પ્રભુભક્તિ થઇ શકતી નથી. પોતાનાથી જે મોટાં હોય તેમને યોગ્ય વાતમાં પોતાનાથી બની શકે તેટલી રીતે અનુસરવું જોઇએ.

સહનશીલતા રાખી પ્રભુ ભજવામાંજ લાભ છે. શાંતિ રાખો. નકામી વ્યાકુલતા ન રાખો. શ્રદ્ધા, ઉત્સાહ, સાવધાનતા, ધૈર્ય ને દૃઢતા રાખી આજ્ઞાપ્રમાણે વર્તો.

૮૦ * કર્તવ્યનિષ્ઠામાં વધારો કરી જે જે શુભવૃત્તિઓનો ઉદય ને પરિપાક કરવાવડે જીવ પ્રભુને પ્રિય થાય, ને પ્રભુ તેને "તું મારો પ્રિય છે" એમ કહે એવી શુભવૃત્તિઓનો ઉદય ને પરિપાક કરવા પ્રભુની અનન્યભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનારે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. ×

## પત્ર ૮૧-૮૫

× આવેશ ઓછો રાખવો. કોઇ પણ પ્રાણીનું નઠારું નજ ઇચ્છવું. તેમાં પણ સગાંવહાલાંનું નઠારું નજ ઇચ્છવું.

સ્વધર્મનું પાલન કરવું, શુભ વિચાર ને શુભ આચારનું સદા સેવન કરવું, અને પોતાનું કામ પ્રામાણિકતા રાખી ઉદ્યોગી રહીને કરવું. એમ કરવાથી શ્રીની અનુકૂલતા વધશે.

મનની દૃઢતા ઉત્તરોત્તર વધાર્યા કરવી.

૮૨ *જ્યાંસુધી જીવભાવ રહે ત્યાંસુધી જીવને જ્યાં તે હોય ત્યાં તેને અણગમો થાય, પછી તે બીજે સ્થળે જાય તો ત્યાં પણ તેના જીવભાવને લઇને તેને પાછો અણગમો થાય. જીવભાવનો છેડો ને દુઃખનો છેડો આવી જીવને સતત પરમાનંદાનુભવ તો પરમાત્મસ્વરૂપની પ્રાપ્તિ

થયે થાય છે. એમ ન થાય ત્યાંસુધી તેનું ભ્રમણ ને વ્યાકુલ શમતાં નથી.

કથામાં તથા અન્ય વેલાએ કરેલા ઉપદેશનું વારંવાર પ્રીતિપૂ સ્મરણ કરી હૃદયમાં અનન્યભક્તિનો ઉત્તરોત્તર વધારો કર્યા કરવો જોઇએ

પોતાના અંતઃકરણના જે જે દોષો તમને સમજાયા છે તેમ ટાળવાનો ને જે જે શુભ ગુણો વધારવાની તમને અગત્ય જણા છે તેને વધારવાનો નિત્યપ્રતિ સદાગ્રહવાળો પ્રયત્ન ચાલતો હશે, અ કોઇ વેલા કોઇ ભૂલ થઇ જાય તો તેનું પ્રાયશ્ચિત્ત પણ સ્મરણમાં રાખ થતું હશે.

પોતાનું અંતઃકરણ પરમાત્મસ્વરૂપમાં કેટલું ગળતું જાય છે, ત વાસ્તવિક અનન્યભક્તિ પોતાના અંતઃકરણમાં કેટલી વધતી જાય તે નિત્ય શાંતચિત્તે જોવાનો સ્વભાવ રાખવો.

પરમાત્માની અનન્યભક્તિ વધારવાના સર્વ ઉપાયોનું સેવન પ્રીતિ પૂર્વક કરવું. મનની નબળાઇ દૂર કરવી. પ્રભુભક્તિને હૃદયમાં બહુ ઊંડી ઉતાર્યા કરવી.

૮૩ × તૃતીય કિરણના ૧૯૫ મા પત્રનું તાત્પર્ય એવું છે મનુષ્યે અગત્યના શુભ કર્મમાં વહેમી ન થવું, તેમજ દીર્ઘસૂત્રી પ નજ થવું. શુભકર્મમાં ભ્રાંતિરહિત ને શીઘ્ર પ્રવૃત્તિ કરનારા થવાથી લાભ થાય છે.

તમારા મનવાણીના દોષોનો પરિત્યાગ કરી શાંતિનો ને શરીર આરોગ્યનો અનુભવ કરતા હશો.

૮૪ * મહાપુણ્યના અનુષ્ઠાનથી પાપ દૂર થયે તેના ફલ દુઃખ દૂર થાય છે. ×

× શ્રદ્ધા, ઉત્સાહ, વ્યવસ્થા, દૃઢતા, સાવધાનતા ને દક્ષતા વધારી શુભ પ્રયત્ન સેવવાથી દુઃખ દૂર થઇ સુખાનુભવ કરવાનો સમય વહેલો આવશે. ચિંતાને પરિહરી મનને પ્રસન્ન રાખવા જાગ્રતિ સેવશો.

૮૫ × પ્રમાણાંતરથી એટલે પ્રત્યક્ષપ્રમાણથી વિરુદ્ધ અર્થનો બોધ કરનાર જે શાસ્ત્રવચન તે ગુણવાદ કહેવાય છે જેમ યૂપ આદિત્ય છે. ખેરના લાકડાનો બનેલો યૂપ ( યજ્ઞમાં પશુ બાંધવાનો મોટો ખીલો ) આદિત્ય નથી એમ પ્રત્યક્ષપ્રમાણથી જણાય છે, માટે તે કથન પ્રત્યક્ષપ્રમાણથી વિરુદ્ધ છે. જેમ આદિત્ય જગતનો નિર્વાહ કરનાર છે, તથા ચળકતો છે, તેમ યૂપ પણ યજ્ઞનો નિર્વાહ કરનાર છે, તથા ચળકતો છે. એ સાદૃશ્યથી યૂપને આદિત્ય કહી તેની સ્તુતિ કરી છે.

પ્રમાણાંતરથી સિદ્ધ અર્થને બોધ કરનાર વચન તે અનુવાદ. જેમ વાયુ એ ઊતાવળી ગતિવાળા દેવ છે આ સ્તુતિવચનમાં વાયુની કહેલી ઊતાવળી ગતિ લોકોના અનુભવરૂપ પ્રત્યક્ષપ્રમાણથી સિદ્ધ છે.

અન્યપ્રમાણ એટલે શબ્દપ્રમાણથી ભિન્ન પ્રત્યક્ષાદિ પ્રમાણ.

અવિરોધવડે પ્રાપ્ત અર્થનો બોધ કરનાર શબ્દ તે ભૂતાર્થવાદ. જેમ ઇંદ્ર વૃત્રનામના અસુરને મારવામાટે વજ્ર ઉપાડતા હતા. આ વાક્યમાં જે વાત કહી છે તે પુરાણોમાં કહેલી વાતની સાથે મળે છે, માટે પુરાણના વચનસાથે અવિરોધવાળી વાતનો ઉપદેશ એ વચને કર્યો છે તેથી તે ભૂતાર્થવાદ કહેવાય છે.

## પત્ર ૮૬-૯૦

× માત્ર તમે તમારું ભાવિજીવન સુધારવામાં બહુ સાવધાનતાવાળા રહો, તથા બોલવામાં ને લખવામાં પૂર્વાપરનો પૂર્ણ વિચાર કરીને વર્તો એટલીજ ઇચ્છા રહે છે. જે દોષે તમને દુઃખી કર્યા

હતા તે દોષથી મન, વાણી ને શરીરથી બચવામાટે પગલે પ
જાગ્રતિ સેવશો.

× મનને ચિંતાવિનાનું પ્રસન્ન ને સ્થિર રાખી સમય
સદુપયોગ કરશો.

અગત્યની સર્વ આજ્ઞાઓનું સ્મરણ રાખી તદનુસાર વર્તવ
ઉત્સાહપૂર્વક પ્રયત્ન સેવતા રહેશો તો તમારું ચિત્ત વિક્ષેપરહિત પ્ર
રહેશે, ને પછી તે ચિત્ત શુદ્ધ ને એકાગ્ર થઇ શાંતિ ને સુખ
અનુભવ કરવા લાગશે.

હવે તમારો નવો જન્મ થયો છે એમ શુદ્ધભાવથી મા
ભૂતકાલનું સર્વ ભૂલી જશો, ને માત્ર ભાવિનીજ સાવધાનતા સેવ
સર્વદા કર્તવ્યનિષ્ઠ રહેશો. કામ, ક્રોધ ને ચિંતાને વશ ન વર્તશો.

૮૭ × પોતાના હૃદયની યોગ્યપ્રમાણુમાં પવિત્રતા કર્યા વિના
પોતાના હૃદયની એકાગ્રતા કર્યા વિના તથા કેટલોક સમય નિદિધ્યા
કરી તેનો પરિપાક કર્યા વિના મનુષ્ય પોતાના હૃદયને નિઃસંકલ્પદશ
વાસ્તવિક અનુભવ કરાવવાને તથા તે અનુપમદશામાં સ્થિતિ કરાવ
સુભાગી થતો નથી. અંતઃકરણની આવી યોગ્યતા પ્રાપ્ત કર્યા વિ
જેઓ ઊતાવળે પોતાની માની લીધેલી નિઃસંકલ્પદશામાં સ્થિતિ ક
બેસે છે તેઓ પોતાના અંતઃકરણને તેવી દશામાં રાખી શક
સ્થાને બહુધા તેને લયાવસ્થામાં વા કષાયાવસ્થામાં રાખે છે. સા
નિઃસંકલ્પાવસ્થા પ્રાપ્ત કરવામાટે પ્રથમ યોગ્ય સમયસુધી યે
પ્રયત્ન કરવો જોઇએ.

જેમને નિઃસંકલ્પસ્થિતિનો અનુભવ થયો હોય છે તેઓ તેમ
ચિજ્જડગ્રંથિનો ભેદ થઇ જવાને લીધે, વ્યુત્થાનકાલે જ્યારે પોત
પ્રાપ્તવ્યવહાર કરતા હોય ત્યારે પણ પોતાના અંતઃકરણને સમભાવ

રહેલું અનુભવે છે, અને પોતાના પ્રાપ્તવ્યવહારમાં પોતાના પ્રારબ્ધકર્મથી વેગ પામેલાં પોતાનાં શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ વર્તે છે, ને હું (આત્મા) તો માત્ર તે સર્વને સત્તાસ્ફૂર્તિ આપ્યા વિના બીજું કાંઇ પણ કર્મ કરતો નથી એમ અનુભવે છે.

જેમ માર્ગપર ચઢાવેલા ને શિક્ષણ પામેલા ઘોડા વા બળદો સારથિના પ્રયત્નવિના તે રથાદિને એક ગામથી બીજે ગામ લઇ જાય છે તેમ અભિમાનપૂર્વક વૃત્તિ પરોવ્યા વિના પણ જ્ઞાનીના અંતઃકરણની વૃત્તિ ને ઇંદ્રિયો પોતપોતાના પ્રાપ્તવ્યવહારમાં પ્રવૃત્ત થાય છે, ને તેનો યોગ્યરીતે નિર્વાહ કરે છે. તેમનો સર્વ વ્યવહાર નાટકના પાત્રના વ્યવહારના જેવો ઉપરછલો હોય છે.

જેમની ચિજ્જડગ્રંથિનો ભેદ થયો છે તે જ્ઞાનીને વિષયોમાં સત્યપણાની ને રમણીયપણાની બુદ્ધિનો ઉદય થતો નથી તેથી આત્મ-સ્વરૂપનું પક્ષપાતી થયેલું તેમનું અંતઃકરણ કોઇ વેલા ઉંડાણમાં ને કોઇ વેલા પ્રકટ નિઃસંકલ્પસ્થિતિમાં રહે છે.

જ્ઞાનીના વ્યવહારનો નિર્વાહ તેમનું વા ભક્તજનોનું પ્રારબ્ધકર્મ કરે છે. જ્ઞાન પ્રારબ્ધકર્મનું વિરોધી નથી, પણ ધ્યાન પ્રારબ્ધકર્મનું કેટલેક અંશે વિરોધી છે. પ્રારબ્ધકર્મ પણ જ્ઞાનમાં વિરોધ ઉપજાવતું નથી. પ્રારબ્ધકર્મ જો દશ્યમાં સત્યપણાની બુદ્ધિ ઉપજાવે તો તે જ્ઞાનનું વિઘાતક થાય, ને જ્ઞાન જો દશ્યનું અદર્શન કરે તો તે પ્રારબ્ધકર્મનું વિઘાતક થાય, પણ પ્રારબ્ધકર્મ કે જ્ઞાન તેમ કરતાં નથી, તેથી જ્ઞાની યોગ્યરીતે પોતાનો પ્રાપ્તવ્યવહાર કરે, છતાં પણ તેમનું અંતઃકરણ નિઃસંકલ્પદશાવાળું ને સર્વત્ર બ્રહ્મદર્શનવાળું રહી શકે છે.

તમારી ન્યૂનભક્તિથી ને ન્યૂનાભ્યાસથી તમારું અંતઃકરણ દ્વિધાભાવ ધારણ કરતું રહે છે.

૮૮ * લોકકથનનો પણ તમારે વિચાર કરવાનો નથી. જીવભાવને લઇને વા સ્વાર્થને લઇને કોઇએ કોઇને કાંઇ કર્યું હોય, ને કોઇ તમને રૂડું મનાવવામાટે તથા દ્વેષ વધારવામાટે વધારીને પણ તમને કહે, પરંતુ તમારે તે સાંભળવુંજ શામાટે જોઇએ ? તમે એવી વાતો સાંભળ્યા કરો તો તમારાથી આ જગત્‌માં રહીજ ન શકાય, ને સાધનાદિ કાંઇજ થઇ શકે નહિ. તમારે તો આંધળા, બહેરા ને મુંગા થઇ સ્વકર્તવ્યપરાયણજ રહેવું જોઇએ. શું તમે ઘણી વાર સાંભળ્યું નથી કે:—"ખુંદી તો ધરતી ખમે, વાઢી ખમે વનરાય; વેણુ કવેણુ તો સંત ખમે, જેમ સાયરાં નીર સમાય." "દુષ્ટવચન શરતેં ખુરે, ભન્ને શત્રુકે બાન; શ્રીધર જો નર સહત હૈ, તાસમ સાધુ ન આન." શું તમે સાત પુંછડીયા ઉંદરની વાત વાંચી સાંભળી નથી ? શું તમે શ્રીમદ્‌ભાગવતના ૧૧ મા સ્કંધના ૨૩ મા અધ્યાયમાં કહેલી ભિક્ષુગાથા કોઇ દિવસ વાંચીવિચારીજ નથી ? કે અંતઃકરણને આટલુંબધું નકામું તપાવો છો ? તમારે તો સહનશીલ થઇ કર્તવ્ય કરવાનું છે. તમને પૂર્વપક્ષીઓ જેવા કહેતા હોય તેવા તમે નથી, પણ સારા છો, એમ તમારે તમારા વર્તનથીજ તેમને અને અન્યને સિદ્ધ કરી બતાવવાનું છે, નકામો પરિતાપ સેવવાનો નથી. દુનિયા સમય આવે એનીમેળે સત્ય સમજશે.

જ્યાં બે પક્ષ થવાનો સંભવ હોય ત્યાં સંભાળીને મધ્યસ્થભાવે ચાલવાનું હોય છે તે વિષે તમને વારંવાર ચેતવ્યા છતાં તમે તમારા દુરાગ્રહનેજ વશ વર્તતા રહ્યા. તમે સમજતા નથી કે પોતાને ગર્ભદાસ માનનારનો ધર્મ પતિવ્રતા સ્ત્રીના કરતાં તથા યુદ્ધનું કામ કરનાર સૈન્યના સિપાઇના કરતાં પણ કઠિન હોય છે ?

* તમારી આવડાંવના આવા પ્રસંગો ઉપજે છે એ તમે હજી-સુધી સમજતા નથી,—તમારો દોષ તમે જોતા નથી, ને પ્રાકૃત માણસોના સામાવાળીઆ થાઓ છો તે શું યોગ્ય છે? ધોબીએ ધોબી થવામાં સાર શો? શું વ્યવહારમાં કેટલીક છૂટછાટ નથી મુકવી પડતી?

× તમારે અસંગી રહી વ્યવહાર ચલાવવો જોઇતો હતો. જો એમ વ્યવહાર કરતાં શીખશો તો તમારે કોઇનું કાંઇ સાંભળવાનો કે ખેદ પામવાનો પ્રસંગ પ્રાપ્ત નહિ થાય.

તમારે રાગદ્વેષ છોડી દઇ કર્તવ્યનિષ્ઠાનો, પ્રતિષ્ઠાનો ને આત્માર્થીપણાનો વિચાર કરી સાધનપરાયણ થઇ જવું તે શાંતિ મેળવવાનો મુખ્ય ને ઉત્તમ ઉપાય છે.

“**आज्ञा गुरुणामविचारणीया**” એ વચનના સતત સ્મરણની વાત તો બાજુએ રહી, પણ જો એક વેલા પણ તે વચનનું સ્મરણ શુદ્ધભાવથી થયું હોય તો મન તુરતજ કર્તવ્યપરાયણ થઇ જાય, અને રાગદ્વેષના સેવનવડે નિરર્થક કાલક્ષેપ નજ કરે.

× જો ભ્રમણાથી હૃદયના હજારો કડકા થઇ ગયાની પ્રતીતિ થતી હોય તો તેવા હૃદયને શું સુવિચારામૃત એકરસ ન કરી શકે? રાગદ્વેષ વધાર્યા વધે છે, ને ઘટાડયા ઘટે છે, એ ન ભૂલશો.

૮૯ * દૃશ્ય પ્રાણિપદાર્થના સંબંધના અયોગ્ય વિચારોનો પ્રવાહ રોકયા વિના ને ધ્યેયમાં અંતઃકરણની વૃત્તિનો પ્રવાહ સતત ચલાવ્યા વિના મનુષ્ય શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ પ્રાપ્ત કરવા ભાગ્યશાલી થતો નથી એ તમારા જાણવાબહાર ન હોવું જોઇએ.

૯૦ × કર્તવ્યનિષ્ઠાનું ધૈર્ય, દઢતા ને સાવધાનતાથી પરિપાલન કરનારને પોતાના ધ્રચ્છિતનો લાભ થાય છે.

શુભ વિચારવું ને પૂર્ણ દૃઢતાથી શુભ આચરવું એજ મનુષ્યના અભ્યુદયમાં ને નિઃશ્રેયસમાં હેતુભૂત થાય છે. ×

પોતાના હૃદયનું અવલોકન કરવાથી, પોતાના હૃદયમાંથી ઊઠતા શુભાશુભવિચારોનું પૃથક્કરણ કરતા રહેવાથી, પોતાના હૃદયમાં ઊઠતા અશુભ વિચારોનું તનૂકરણ કરતા રહેવાથી, પોતાના હૃદયમાં ઊઠતા શુભવિચારોનું દૃઢીકરણ કરતા રહેવાથી, પોતાના હૃદયમાંથી ઊઠતા અશુભવિચારોને દગ્ધબીજભાવને પમાડવાથી, ને શુભવિચારોનો પરિપાક કરવાથી પરમતત્ત્વના અનુભવવડે જીવ કૃતાર્થ થાય છે.

પત્ર ૯૧-૯૫

× " ब्रह्मघ्ने च सुरापे च चौरे भग्नव्रते शठे। निष्कृतिर्विहिता सद्भिः कृतघ्ने नास्ति निष्कृतिः ॥ " ( બ્રહ્મહત્યા કરનાર, સુરા પીનાર, ચોર, પોતાના શુભ વ્રતનો ભગ કરનાર ને શઠ એમના પાપનાં પ્રાયશ્ચિત્તો વિદ્વાનોએ વિધાન કર્યાં છે, પણ કૃતઘ્નના પાપનું પ્રાયશ્ચિત્ત તેમણે વિધાન કર્યું નથી, ) એ વચનનો ગંભીરપણે વિચાર કરી વિવેકી પુરુષો ઈશ્વર, સદ્‌ગુરુ ને વેદાંતપ્રતિ સર્વદા કૃતજ્ઞપણે વર્તે છે, ભૂલથી પણ કૃતઘ્ન થતા નથી, ને તેમના પ્રતિના પોતાના કોઈ પણ નાનામોટા કર્તવ્યમાં પ્રમાદ, અભિમાન કે આળસ રાખતા નથી. *

અંતઃકરણને બની શકે તેટલી સાવધાનતાથી સ્વરૂપાભિમુખ રાખતા હશો. ×

૯૨ * સર્વ પ્રકારનો પારમાર્થિક અભ્યાસ નિયમપૂર્વક ચાલુ રાખવો, ને તે પરિસમાપ્ત થાય એમ વર્તવું. *

તમારા પરમોદ્દેશને નિરંતર સ્મરણમાં રાખીને વર્તશો, અને તેના સંબંધમાં નાનામાં નાની જે આજ્ઞા થાય તે તમારા હિતનીજ

છે એમ સમજી સંશયવિપર્યયથી રહિત રહી શુદ્ધભાવથી તદનુસાર વર્ત્યા કરશો એટલે તમે ધારતા હશો તેથી પણ પરમાત્માની વધારે પ્રસન્નતા તમારા ઉપર થતી તમે અનુભવ્યા કરશો. *

ઉપરને ધોરણે વર્તી હૃદયને સર્વદા પ્રફુલ્લ રાખશો, ને શાંતમને ઉપયોગી બોધને ગ્રહણધારણ કરશો, તથા તેને વિવેકપૂર્વક ઉત્સાહથી આચરણમાં મુકશો, એટલે તમે નિરુપાધિક આનંદનો અનુભવ કરવાના પાત્ર થઇ પરમસુખી થશો.

નાનામોટા પ્રત્યેક કામમાં બહુજ ધૈર્ય ને દીર્ઘદષ્ટિ રાખી વર્તવાનો સ્વભાવ રાખવાથી પરિણામે ખેદ પામવાનો સમય આવતો નથી. *

સર્પની દાઢો પાડી નાંખી હોય તોપણ વાદી તે સર્પનો વિશ્વાસ કરતો નથી, પણ તેનાથી ચેતતો રહે છે, તેમ ઇંદ્રિયોથી ને અંતઃકરણથી ચેતતા રહેશો. કોઇ પણ કામમાં લેશ પણ અસાવધ ન થશો.

નાનોમોટો પ્રત્યેક વ્યવહાર સાત્ત્વિક રાખશો, ને પોતાના પ્રત્યેક શાસ્ત્રીય કર્તવ્યમાં ઉત્સાહી ને જાગ્રત્ રહેશો. અશુકલઅકૃષ્ણકર્મમાં વૃદ્ધિ કરતા રહેવાથી તમારો અભ્યાસ વેલાસર પરિપાક પામશે.

૮૩ * ચોમાસામાં શ્રદ્ધા, ભક્તિ, ઉત્સાહ ને એકનિષ્ઠા વધારવાં. એક ભાજી, એક શાક, એક કઠોળ ને શાકરાદિ ત્રણ મધુર દ્રવ્યમાંના એક મધુરદ્રવ્યનો ત્યાગ સેવવો. બની શકે તો વિમલ બ્રહ્મચર્ય પાળવું. મનન ને નિદિધ્યાસન વિશેષ કરશો. સિદ્ધાંતનું સ્વરૂપ ઉત્તમ પ્રકારે સમજવા પ્રયત્ન સેવશો. બ્રહ્માકારવૃત્તિ કરવા વિશેષ જાગ્રતિ સેવશો. ×

હું મારે આશરે રહેલી મારી અઘટિતઘટના કરવામાં પરમચતુર માયામાં મારા સ્વભાવો પ્રતીત કરાવીને ઉત્પન્ન થયાજેવો પ્રતીત થઉં છું એવો **પ્રકાર્તિ** ઇત્યાદિ વચનોનો અર્થ છે. તેનો ભાવ એવો છે કે શુદ્ધચેતન માયાના બલથી ઇશ્વરરૂપે ઉત્પન્ન થયાજેવું જણાય છે.

અજાતવાદમાં તો કોઇ પ્રશ્ન કે ઉત્તર નથી, પણ આભાસવાદમાં શંકા-સમાધાન હોય. બ્રહ્મમાં ઇશ્વિરભાવ કેમ પ્રતીત થાય છે એવી શંકાના સમાધાનમાં પૂર્વોક્ત કથન છે. શુદ્ધચેતન કલ્પનારહિત છતાં પણ તેના સ્વભાવો માયામાં સંક્રમિત થઇ શકે છે. વ્યાવહારિકરીતે પ્રકૃતિને બ્રહ્મથી ભિન્ન માનવામાં આવે છે. વેદાંતસિદ્ધાંતમાં પ્રકૃતિ અનાદિ છતાં પણ સાંત છે તેથી વ્યાવહારિક કે પ્રાતિભાસિક માયાના અનાદિ-પણાથી દ્વૈતાપત્તિ થતી નથી.

૯૪ × ચાર માસમાં થઇ શકે તેટલો ઉપયોગી અભ્યાસ સદા-ગ્રહપૂર્વક સાવધાનતાથી કરશો, ને અંતઃકરણની યોગ્યતામાં વધારો કરશો. કર્તવ્યનિષ્ઠા ને સાવત્રાનતાની કક્ષામાં વધારો કરશો. પ્રભુની માયા નજ નચાવે એમ પ્રયત્ન રાખવો.

* હાલની તમારી સ્થિતિ જોતાં ખેચરીમાં શરીરનું ભાન ભૂલાય તો મૂર્ચ્છા પ્રાપ્ત થાય. તેવી વેલાએ જો કોઇ જીભ ઊતારે ને તાળવાપર, હાથનાં ને પગનાં તળાંપર અને બરડાની કરોડપર ગરમ કરેલું ઘી ચોપડવા તથા ઘસવા લાગે તો સમય આવે મૂર્ચ્છા દૂર થઇ જાગ્રતિ પ્રાપ્ત થાય. એવી સ્થિતિમાં જો મરણ થાય તો ઉદય પામેલા કર્માનુસાર જીવની ગતિ થાય.

૯૫ * પરમાનંદરૂપ પરમાત્માના બહુભાવપૂર્વક સ્મરણધ્યાનવડે અંતઃકરણના તાપને શમાવતા રહેશો.

કાયરપણું, બીકણપણું ને પ્રમાદ આ દોષો આત્માના તે દોષોનાથી વિપરીત સ્વભાવો વિચારીને તથા શૂરવીરતા, નિર્ભયતા ને જાગ્રતિ રાખીને તજશો.

હૃદયમાં રહેલા પરમાનંદરૂપ પરમાત્માનો વારંવાર નિશ્ચય કર્યા કરવાથી મનમાં પ્રતીત થતું દુઃખ શમવા લાગશે.

ચોમાસામાં પ્રવાસ કરતાં માર્ગની બંને બાજુએ પ્રતીત થતા ખાખરા આદિ વૃક્ષોનાં સૂર્યના પ્રકાશવડે ચળકતાં પાનડાં જોઇ વિવેકી મનુષ્યે એમાં ગુપ્તરૂપે રહેલા સદ્રૂપ બ્રહ્મનો વિચાર કરવો, તે પાનડાંપર પ્રતીત થતા પ્રકાશવડે એમાં રહેલા પ્રકાશરૂપ વા જ્ઞાનરૂપ બ્રહ્મનો વિચાર કરવો, પ્રકાશ આનંદરૂપ હોય છે તેથી તેમાં રહેલા આનંદનો પણ વિચાર કરવો, અને તે આનંદ અસંગ, અવિકારી, વ્યાપક ને સ્વતંત્ર છે એમ પણ વિચારવું. એવી રીતે ખાખરા આદિ વૃક્ષોમાં પ્રતીત થતા બ્રહ્મને સર્વ પ્રાણિપદાર્થમાં પણ જોવું, અર્થાત્ મુમુક્ષુએ અંતર ને બહાર સર્વત્ર એ બ્રહ્મને જોવું, ને પોતાના મનના અજ્ઞાનને તથા શોકમોહને ત્યજવાં.

## પત્ર ૯૬-૧૦૧

* આસુરીસંપત્તિને બલહીન કરી નાંખવાથી ને દૈવીસંપત્તિને વધારવાથી વર્તમાનમાં સુખી રહી શકાય છે, ને પરિણામે પણ સુખાનુભવ પ્રાપ્ત કરી શકાય છે.

સુખી ને સદ્ગુણી થવું એ મનુષ્યના પોતાના હાથમાં છે એ વાત સર્વ મનુષ્યોએ સર્વદા સ્મરણમાં રાખવાજેવી છે.

આહાર, વસ્ત્ર ને સર્વ પ્રકારના વર્તનમાં સાદાઇ રાખવાથી મનુષ્ય વ્યવહારમાં સુખી રહે છે, ને તે ઉત્તમ પ્રકારની પ્રતિષ્ઠા પ્રાપ્ત કરી શકે છે, એમ વિદ્વાનો કહે છે.

જે મનુષ્ય પરમાત્માના સ્મરણધ્યાનમાં મગ્ન રહે છે, જેને પ્રભુવિના બીજું કાંઇ ગમતું નથી, જે પરમાત્માને માટે પવિત્રપણે જીવે છે, ને શરીર ત્યજીને પણ તેમનેજ પામવાને ઇચ્છે છે, તે મનુષ્ય ધન્યવાદને યોગ્ય છે. તે દિવ્ય પાંખોવડે સર્વદા પરમધામભણી ઊડે જાય છે.

૯૭ * સાચા ભક્તનું પરિણામે બહુ સારું થાય છે, તેના બંને લોક સુધરે છે, ને ડોળ કરનાર ભક્ત પોતાના બંને લોક બગાડે છે.

પરમાત્માથી ભિન્ન પ્રાણિપદાર્થમાં ધાટી મમતા બાંધનાર જીવને ઘણી વાર અચાનક દુઃખી થવું પડે છે એમ વિવેકીઓ કહે છે.

જે મનુષ્ય પોતાને ભક્ત માની પ્રભુથી ભિન્નમાં પરમ સ્નેહ કરી પોતાના કર્તવ્યનો ત્યાગ કરે છે તે મનુષ્ય પોતાને બેસવાની ડાળ કાપનાર મનુષ્યના જેવો મૂર્ખ છે.

જે ઠગભક્તો પરમાત્માને અને સજ્જનોને ખોટું સમજાવવાનો પ્રયત્ન કરી તેમને ઠગવાને ઇચ્છે છે તે પોતેજ દુઃખી થાય છે, ને તેનો પરલોક પણ બગડે છે. ×

૯૮ * પ્રભુની અનપાયિની ભક્તિ પ્રાપ્ત કરવા ઇચ્છનાર મનુષ્યે સર્વદા પોતાના મનમાં સુદૃઢ સમજી રાખવું જોઇએ કે જ્યાંસુધી તે પોતે પ્રામાણિકપણે વર્તી તેમની આજ્ઞાઓમાં શુદ્ધભાવથી અડગપણે વર્તે છે ત્યાંસુધી કોઇ કારણથી પ્રભુ તેના ઉપર ઉપરથી દયા ન દર્શાવતા હોય તોપણ તે ભક્તના ઉપર તેમની અગાધ દયા ગુપ્તરીતે વર્ષી રહી છે, અને જો તે તેથી વિપરીતરીતે વર્તે છે તો પ્રભુ કોઇ કારણથી તેના ઉપર તેને વૈભવનું દાન કરવારૂપ ઉપરથી દયા દેખાડતા હોય તોપણ તેના ઉપર તેમની અંતરની એટલે વાસ્તવિક દયા નથી.

આ લોકમાં ને પરલોકમાં કોઇ પણ સ્થલે ને કોઇ પણ કાલે દૃશ્યના વિચારથી ને ઉપભોગથી મનુષ્યના અંતઃકરણને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ પ્રાપ્ત થવાનો સંભવ નથી. જ્યારે મનુષ્ય પોતાના શ્રીસદ્‌ગુરુના અને સતશાસ્ત્રના ઉપદેશને અડગ શ્રદ્ધા ને પરમોત્સાહથી અનુસરી પોતાના સદ્‌ઘન, ચિદ્‌ઘન, આનંદઘન, વ્યાપક, અસંગ, અક્રિય ને નિરાલંબ આત્મસ્વરૂપનો અનુભવ કરવા સુભાગી થાય છે

ખેદ થાય તેવા પ્રસંગોથી મનુષ્ય આ જગત્માં હોય ત્યાંસુધી દૂર રહી શકે એમ નથી. જ્યાં તે રહે ત્યાં તેને ખેદ ઉપજાવનારી સામગ્રી ન્યૂન વા અધિક આવી મળે છે, ને તેને ખેદ થાય છે, માટે ખેદને દૂર કરનારા વિવેકને હૃદયમાં પ્રબલ રાખવો, ને સહનશીલતાને દૃઢ કરવી, કે જેથી પ્રારબ્ધવશાત્ ખેદ ઉપજાવનારી સામગ્રી પ્રાપ્ત થાય તોપણ હૃદય ખેદાનુભવ ન કરે.

જો પોતાના સદ્ગુરુનાં પરમહિતકર વચનોમાં મુમુક્ષુની સાત્ત્વિકી શ્રદ્ધા એટલે તે વચનોને સત્ય માનવાનું બલ હોય તો તેના હૃદયમાં શુભ સાધનોમાં પ્રબલ ઉત્સાહ પ્રકટે છે, ને તે ઉત્સાહના વધારાથી તેની સ્મૃતિ વધે છે. આમ થવાથી તે શાસ્ત્રાધ્યયન, યોગાભ્યાસ, જ્ઞાનાભ્યાસ ને સદ્ગુરુસેવા સારી રીતે કરી શકવા સમર્થ થાય છે.

હૃદયને સૂક્ષ્મદૃષ્ટિથી શોધતા રહેશો, ને પરમાત્માની વિશુદ્ધ અનન્યભક્તિથી હૃદયને ભરતા રહેશો, કે જેથી હૃદય અગાધ ને અખંડ શાંતિસુખને અનુભવવા ભાગ્યશાલી થાય. *

૧૨૮ * અંતઃકરણની સારી રીતે શુદ્ધિ થયા વિના તેમાં બ્રહ્માવિર્ભાવ થઇ શકતો નથી એમ ઘણાં માણસો સમજી શકતાં નથી તેથી માત્ર વેશવડે કૃતાર્થતા માની યમનિયમાદિના પરિપાલનમાં જાગ્રતિ સેવતાં નથી, તેમાં તેમનું ને અન્ય ભોળાં માણસોનું ભાવિ બગડે છે.

જેમણે પોતાના બહારના વિષયોભણીના વેગવાળા મનને તથા ઇંદ્રિયોને અંતર્મુખ કરી બ્રહ્માનુભવવાળાં ર્યાં હોય તેઓજ સાચા જગદ્ગુરુ છે, બીજા નહિ. *

* કોઇનું અહિત ન થાય તથા સાંભળનારને પ્રિય લાગે એવું ને જેવું જાણતા હોઇએ તેવું સ્પષ્ટ બોલવું તે સત્ય. વિવેકીએ પ્રમાદથી કે જાણી જોઇને જુઠું ન બોલવું જોઇએ.

સંસારના વિષયોમાં રહેલા રાગને ઘટાડયા કરવાથી, મનમાં ઉત્સાહ રાખી ધારણાના અભ્યાસમાં બેસવાથી, નાભિને અરડાની કરોડભણી યથાશક્તિ ખેંચી રાખવાથી, ને નેત્રને સ્થિર રાખવાથી ધારણાના અભ્યાસકાલે મનનું ભ્રમણ ઓછું થવા લાગશે. મનમાં સદા જપ થયા કરે એવો સ્વભાવ પાડવાથી પણ મનની સ્થિરતા વધવા લાગશે.

ઉંઘ ઊડે કે તુરત ઊઠીને કોગળા કરી મોઢું ધોવું, ને મનને કોઇ ઉપયોગી ઉદ્યોગમાં જોડવું. આહાર નિયમમાં રાખવો. શ્રમ ઘણો ન કરવો. એમ વર્તવાથી આળસનો જય કરાશે.

* દોષદર્શનવડે તથા મનને જાગ્રત્ રાખવાવડે વિકારો જિતાય છે.

પ્રભુની અનન્યભક્તિ વધારવાથી, તથા પ્રભુનું માહાત્મ્ય જાણવાથી મન પ્રભુમાં સ્વાભાવિક પ્રેમવાળું થશે. ×

* કોઇ પણ મનુષ્ય વિવેકવડે જો પોતાની ભૂલ જોઇ શકે ને સુધારી શકે તો તેમાં તેનું કલ્યાણ છે. બીજાની નાનીમોટી ભૂલોતરફ દૃષ્ટિ કર્યા કરનાર મનુષ્યને વારંવાર નિરર્થક ખેદાનુભવ કરવાના પ્રસંગો પ્રાપ્ત થાય છે, ને તેના મનમાં શાંતિ જામતી નથી.

જે હૃદય બંને બાજુનો પૂરતી રીતે ન્યાયપૂર્વક વિચાર કરીને તથા સામાની યોગ્યતા જોઇને આજ્ઞા કરવાના અભ્યાસવાળું હોય તે હૃદય આસપાસના રાગદ્વેષવાળા મનુષ્યોના કથનપર વિશ્વાસ રાખી કોઇને અયોગ્ય આજ્ઞા કરે એમ માનનાર મનુષ્ય અજાણે પોતાના પાપ-સંસ્કારોમાં શાસ્ત્રદૃષ્ટિએ વધારો કરનાર થાય છે, માટે પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે કદીપણ એમ ન માનવું જોઇએ. એવા હૃદયનો આશય કોઇ પણ પ્રકારે પોતાના આશ્રિતનું વ્યવહારપરમાર્થમાં હિત સધાય એવો હોય છે. જો અંતઃકરણમાં શાસ્ત્રીય વિવેક, કર્તવ્યનિષ્ઠા,

પરિણામદર્શિતા ને સહનશીલતા રાખી તેને અંતર્યામીભગી અંતર્મુખ કરાય તો તેના હૃદયના સર્વ શુભ અભિપ્રાયો સ્પષ્ટ સમજી શકાય. ×

જેમ જ્યારે કોઇ ઘરમાં ઘણોજ ધુમાડો થાય છે ત્યારે ત્યાં રહેલા માણસનાં નેત્રો કાંઇ પણ શુભાશુભ વસ્તુ જોઇ શકતાં નથી, પણ જ્યારે તે ધુમાડો દૂર થઇ જાય છે ત્યારે તેનાં નેત્રો ત્યાં રહેલી શુભાશુભ વસ્તુને યથાર્થ જોઇ શકે છે, તેમ જ્યારે મનુષ્યનું હૃદય રજોગુણના તથા તમોગુણના વધારાથી ડોળાઇ જાય છે ત્યારે તે મનુષ્યનું હૃદય હિતાહિતને જોઇ શકતું નથી, પણ જ્યારે તેનું હૃદય સત્ત્વગુણના વધારાવડે શાંત થાય છે ત્યારે તેનું હૃદય હિતાહિતને સ્પષ્ટ જોઇ શકે છે. આપણે જોઇએ છીએ કે જ્યારે કમળાવડે કોઇનાં નેત્રો દૂષિત થયાં હોય છે ત્યારે તેનાં નેત્રો ધોળી વસ્તુને પણ પીળી દેખે છે, તેમ જ્યારે કોઇ પણ વિકારવડે મનુષ્યનું મન દૂષિત થાય છે ત્યારે તે મનુષ્યનું મન પણ નિર્દોષમાં દોષારોપણ કરવા લાગે છે.

જે મનુષ્ય પોતાના હૃદયમાં સત્ત્વગુણનો વધારો કરવા ઇચ્છતો હોય તે મનુષ્યે નિરંતર પોતાના ચિત્તમાંના રજોગુણતમોગુણના ધર્મોને દબાવવા જોઇએ, ને સત્ત્વગુણના ધર્મોને આદરપૂર્વક સેવવા જોઇએ. *

૧૨૯ × શ્રદ્ધા, ભક્તિ ને શુભભાવના વધારવા પ્રયત્ન કરો છો તેમ કરતા રહેશો.

બ્રહ્મમાં જીવભાવનો ( દેહાદિના સ્વભાવ પોતાના બ્રહ્મથી અભિન્ન આત્મામાં માનવાપણાનો ) અજ્ઞાનવડે આરોપ થયો છે એ તમારું માનવું સત્ય છે. જેમ સાક્ષિચેતનમાં સ્વપ્નના મિથ્યા પદાર્થો ભ્રાંતિવડે પ્રતીત થાય છે તેમ જાગ્રતમાં આત્માથી અભિન્ન એકજ બ્રહ્મમાં જાગ્રતમાં પ્રતીત થતા આ સર્વ શરીરાદિપદાર્થો ભ્રાંતિવડે દેખાય છે.

જેમ કોઇ મહારાજા સ્વપ્નમાં પોતાને ભીખારી અને દુઃખી થયેલો અનુભવે, ને પછી જ્યારે તે જાગ્રત્ થાય ત્યારે સ્વપ્નની તે મિથ્યા પ્રતીતિ દૂર થઇને પાછો તે પોતાને મહારાજા ને સુખી અનુભવે, તેમ બ્રહ્મમાં તેને આશરે રહેલા અજ્ઞાનવડે જીવભાવ ને દુઃખનો અનુભવ થાય છે, ને જ્ઞાનવડે તેના કલ્પિત જીવભાવનો ને દુઃખનો વિલય થઇ તે પોતાના સચ્ચિદાનંદરૂપ સ્વરૂપને અનુભવે છે.

બ્રહ્મ જ્ઞાનસ્વભાવવાળું છે, પણ તે વૃત્તિરૂપ જ્ઞાનવાળું નથી. તે જ્ઞાનસ્વભાવનું બુદ્ધિમાં સંક્રમણ થતાં તે બુદ્ધિ પણ જ્ઞાનસ્વભાવવાળી પ્રતીત થાય છે. એવી બુદ્ધિ પોતાને અને પોતાની વૃત્તિઓને બ્રહ્મના જ્ઞાનસ્વભાવવડે પ્રકાશે છે, એવી રીતે વૃત્તિજ્ઞાનવિનાનું બ્રહ્મ બુદ્ધિને પ્રકાશે છે.

શ્રદ્ધા ને અશ્રદ્ધા એ અંતઃકરણનાં પરિણામો છે, ને તે અંતઃકરણમાં રહે છે. તે અંતઃકરણના કરતાં વિરલ (પાતળા) દ્રવ્યરૂપ છે. શ્રદ્ધાને તથા અશ્રદ્ધાને જોનાર વા પ્રકાશનાર ચેતન-બ્રહ્મ-ના જ્ઞાનસ્વભાવથી યુક્ત થયેલી બુદ્ધિ છે. અંતઃકરણમાં જ્યારે શુભસંસ્કારોનું બલ વિશેષ હોય ત્યારે શ્રદ્ધા બલવતી જણાય છે, ને અંતકરણમાં જ્યારે કુસંસ્કારોનું બલ વિશેષ હોય ત્યારે અશ્રદ્ધા બલવતી થઇ જાય છે. વિવેકીએ શુભવિચાર ને શુભકર્મવડે શ્રદ્ધાને બલવતી કર્યા કરવી જોઇએ.

અંતઃકરણ ને ઇંદ્રિયો પોતપોતાના વ્યાપારથી રહિત થાય, અર્થાત્ તે બાહ્યવિષયોને ગ્રહણ ન કરે, મનોરાજ્ય ન કરે, સ્વપ્નના પદાર્થોને ન જુએ, ને સુષુપ્તિને ન પામે, તે વેલા અંતઃકરણ જે સત્વસ્તુને અનુભવે છે તે સત્વસ્તુને વેદાંત બ્રહ્મ કહે છે.

અંતઃકરણ ને ઇંદ્રિયો જડ એટલે જ્ઞાનસ્વભાવથી રહિત છે. તેમાં જે જ્ઞાનધર્મ જણાય છે તે બ્રહ્મમાંથી આવેલો છે. જેમ પ્રકાશ ને ઉષ્ણતાથી રહિત લોઢાના ગોળામાં અગ્નિના સામીપ્યથી અગ્નિના પ્રકાશ ને ઉષ્ણતા એ ધર્મ આવે છે તેમ અંતઃકરણમાં ને જ્ઞાનેંદ્રિયોમાં–બ્રહ્મના સામીપ્યથી બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ આવે છે. *

૧૩૦ * બ્રહ્મમાં કલ્પાયેલા વ્યાવહારિક જીવને જન્મ, મરણ, સુખ ને દુઃખ છે.

સુખદુઃખાદિ અંતઃકરણમાં ભળેલા જીવચેતનને થાય છે, આત્માને નહિ. મૂલ વસ્તુમાં કાંઇ પણ વિક્રિયા ન થતાં તેમાં બીજી કલ્પિત વસ્તુ દેખાય છે એવો જે વાદ તે વિવર્તવાદ કહેવાય છે.

જડ અંતઃકરણાદિના ધર્મોને જીવચેતન અજ્ઞાનદશામાં પોતાના ધર્મો માને છે.

માયા તથા અવિદ્યાથી રહિત જે બ્રહ્મ તે શુદ્ધ ચૈતન્ય.

અવિદ્યાવાળું ચેતન તે મલિન ચેતન.

* નવા વર્ષમાં એકનિષ્ઠા રાખી, પાંચ જ્ઞાનેંદ્રિયો તથા ચાર અંતઃકરણમાંથી આત્માની બુદ્ધિ ત્યજી, સાત ધાતુના સ્થૂલશરીરમાંથી આત્માની મતિનો પરિત્યાગ કરી, તથા ચોથા પદમાં આરૂઢ રહી કૃતાર્થ થવા પ્રયત્ન સેવશો.

આજે શુક્લનામનો સંવત્સર પ્રારંભાયો, માટે શુક્લરૂપ–અવિદ્યાથી રહિત પ્રકાશરૂપ–બ્રહ્મમાં અંતઃકરણને વિશ્રાંતિ આપવાનો સતત પ્રયત્ન કરવાનું સ્મરણમાં રાખશો.

ગોકીડનઉપરથી મનને તથા ઇંદ્રિયોને આત્મામાં ક્રીડા કરાવવાના તથા અન્નકૂટરૂપરૂપી ભોગ્યરૂપ સર્વ દશ્યના દ્રષ્ટા રહેવાના કર્તવ્યનું વિસ્મરણ ન કરશો.

* નવા વર્ષમાં શ્રદ્ધા, ભક્તિ, સાવધાનતા, એકનિષ્ઠા, પરિણામદર્શિતા ને અગત્યનાં શુભ કામોમાં શીઘ્રકારિતા એ શુભગુણો મેળવવા ઘણામાં ઘણા ઉત્સાહથી સતત પ્રયત્ન કરશો.

પ્રાપ્તકર્તવ્યમાં દક્ષતા ને ઇંદ્રિયોની તથા અંતઃકરણની અંતર્મુખતા વધારવા પણ યથાશક્તિ પ્રયત્ન સેવશો.

સ્વધર્મપાલન ને પ્રભુનું સ્મરણધ્યાન નિરંતર યથાયોગ્ય ચાલુ રાખી અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર વધારો કરવા સર્વદા જાગ્રતિ રાખશો.

## પત્ર ૧૩૧-૧૪૦

* નવા વર્ષમાં તત્ત્વજ્ઞાન, અનન્યભક્તિ, વૈરાગ્યનિષ્ઠા ને ઉપરતિનિષ્ઠ વધારી અંતઃકરણની સૂક્ષ્મતા, એકાગ્રતા ને શાંતિવડે નિજાનંદનો અનુભવ વધારવા યત્નશીલ રહેશો.

* પ્રાણાપાનની સંધિ વા બે વૃત્તિઓનો સંધિ જે આત્મા તે તીર્થરાજ પ્રયાગ છે. તે પ્રયાગમાં અહંકારરૂપ (ચિદાભાસરૂપ) કુંભને સ્થાપવારૂપ કુંભના મેળામાં જવું તેજ વિવેકીઓને હિતકર છે.

* તમારા હૃદયમાં કાંઇક અંશે અંકુરિત થએલા ભક્તિરૂપ કલ્પવૃક્ષનું સુવિચારરૂપ વાડથી રક્ષણ કરશો, તેના થડમાં પ્રભુસાક્ષાત્કારની આતુરતારૂપ નિર્મલ ખાતર નાંખતા રહેશો, અને તેને નિત્ય પ્રભુના ઔદાર્યના, અકારણ કૃપાના ને ઉપદેશના અનુસ્મરણરૂપ પવિત્ર જલનું આદરપૂર્વક સિંચન કરતા રહેશો. અલ્પસમયના સુસમાગમમાં ઘણામાં ઘણો લાભ લેવાની આવડરૂપ સૂર્યપ્રકાશથી ને પ્રભુના સ્મરણધ્યાનરૂપ યોગ્ય વાતાવરણથી એ કલ્પવૃક્ષને વૃદ્ધિ પમાડવાનું ને હૃદયરૂપ ભૂમિને નિર્દોષ રાખવાનું સતત સ્મરણમાં રાખશો.

* ચાલુ થયેલા નવા વર્ષમાં તમારા ભક્તિનિષ્ઠ હૃદયને શ્રદ્ધા-ભક્તિથી વિશેષ અલંકૃત કરવા પ્રયત્નશીલ રહેશો, અને અંતઃકરણની વૃત્તિઓને ઇષ્ટદેવની અભિમુખ રાખવા વિશેષ આદર સેવશો.

આ નવા વર્ષમાં પ્રાણાયામ, ધારણા ને સુવિચારવડે અંતઃકરણ-માંના સત્ત્વગુણને વિશેષ બલવાન્ કરી અંતઃકરણમાં રહેલા રજોગુણને તથા તમોગુણને નિર્બલ કરશો કે જેથી તે ગુણોવડે ઉપજતા દોષો ભવિષ્યમાં પ્રાદુર્ભાવ ન પામી શકે, ને સર્વ શુભગુણોથી તમારું હૃદય ભરેલું રહે. ×

× સંયમની વ્યવસ્થા રાખી પરમાર્થવ્યવહારનાં કામો દક્ષતાથી કરી પ્રસન્ન રહેશો. ×

* આ વર્ષમાં તમે સૌ પોતપોતાના અંતઃકરણમાં દૈવીસંપત્તિનું બલ સુવિચાર ને સુક્રિયાવડે વધારી આસુરીસંપત્તિને બલહીન કરવા ઉદ્યુક્ત રહેશો.

શાસ્ત્રવિચાર ને સૂક્ષ્મદૃષ્ટિવડે પોતપોતાના અંતઃકરણાદિમાં રહેલા પ્રકટ અપ્રકટ દોષોને ઓળખવાનું ને તેમને ત્યજવાનું ઉત્તમ બલ મેળવવાનો પ્રયત્ન પણ આ વર્ષમાં ચાલુ રાખશો.

* મનને દાહક વિકારોથી મોકળું રાખી શરીરનું આરોગ્ય જાળવશો, અને વિદ્યાભ્યાસમાં ને સેવાધર્મમાં આગળ વધશો.

૧૩૨ * નવા વર્ષમાં પ્રભુભક્તિમાં, મનની શાંતિમાં ને તેની સૂક્ષ્મતામાં વધારો કરવાઉપરાંત શરીરનું આરોગ્ય જાળવવું.

× જ્યારે શુદ્ધભાવવાળો તીવ્રપ્રેમ અંતઃકરણમાં પ્રકટશે ત્યારે પરમાત્માના દર્શનનો લાભ થશે.

હૃદયના ઉંડામાં ઉંડા ભાગમાં પ્રભુભક્તિને સુસ્થિર કરી, ને શુભગુણો મેળવવામાં પરમોત્સાહી રહેવું.

* નવા વર્ષમાં શ્રદ્ધા, નિષ્ઠા, ઉત્સાહ ને એકાગ્રતા રાખી તત્ત્વજ્ઞાન, મનોનાશ ને વાસનાક્ષયને સુદૃઢ કરવા વિશેષ યત્નશીલ રહેશો. અગત્યનો વેદાંતોપદેશ સારી રીતે સ્મરણમાં રાખી તેનું સારી રીતે મનનનિદિધ્યાસન કરી અંતઃકરણની ઉગ્રતા ને ચંચલતાનું વધારે શમન કરતા રહેશો. નિત્યકર્મઉપરાંત નિત્ય આત્મવિચાર ને ચિત્તસંશોધન રાખી ચિત્તની અંતર્મુખતા વધારતા રહેશો.

* નવા વર્ષમાં તમે સૌ પોતપોતાના વ્યાવહારિક કર્મમાં સાવધાન, વિવેકી ને ઉદ્યોગી રહેશો; અને પરમાર્થનાં સાધનોમાં શ્રદ્ધાળુ, ઉત્સાહી ને નિત્ય નિયમથી સ્વધર્મનું પાલન કરનારા થશો.

પોતપોતાના અંતઃકરણમાં જે જે કચાશ રહેતી હોય તેને તમે સૌ નવા વર્ષમાં સદાગ્રહ ને વિવેકથી દૂર કરશો.

પ્રભુશ્રીની કૃપાને પાત્ર રહેવાને તથા તેઓશ્રીની અધિક અધિક કૃપા મેળવવાને તમે સૌ ઉમંગપૂર્વક કર્તવ્યપરાયણ રહેશો.

* પ્રભુભક્તિનું અધિક અધિક સૂક્ષ્મ સ્વરૂપ સમજી તેમાં અંતઃકરણને યોજવાનો શુભ પ્રયત્ન અંતરાયરહિત ચાલતો હશે.

બહારના અનુકૂલપ્રતિકૂલ પ્રસંગોમાં અંતઃકરણને સમભાવવાળું રાખી તેની પ્રસન્નતાનો લેશ પણ ભંગ ન થાય એવી સતત સાવધાનતા સેવાતી હશે.

અંતઃકરણના આવેશના કરતાં અંતઃકરણની સ્થાયી ને પવિત્ર શાંતિ જીવને પરમોપયોગી છે એ હવે આપના અંતઃકરણને સ્પષ્ટ સમજાવા લાગ્યું હશે.

કથાનું શ્રવણ ને સત્સંગ સારગ્રાહી બુદ્ધિ રાખીને થતાં હશે. અને પોતાના જીવાત્માના ઉદ્ધારને માટે નક્કી કરેલાં શુભ સાધનોનું ઉત્તરોત્તર અધિક સેવન સંશય ને વિપર્યયનો પરિત્યાગ કરી નિત્ય

નિયમપૂર્વક સુદૃઢ રીતે થતું હશે, ને તેમાં કેટલું આગળ વધાય છે તે શાંતિથી સૂક્ષ્મદૃષ્ટિવડે વારંવાર જોવાતું હશે.

અંતઃકરણની પરિણામદર્શિતા, પવિત્રતા, એકાગ્રતા ને શાંતિ વધારી પરમપવિત્ર સત્સુખનો અનુભવ કરવા સર્વદા શુભવિચારનું ને સદાચારનું સદાગ્રહપૂર્વક સેવન કરતા રહેશો.

પ્રત્યેક નાનામોટા વ્યવહારપરમાર્થની પ્રવૃત્તિ શાસ્ત્રનિર્ણયરૂપ કસોટીમાંથી કાઢી કરતા રહી સર્વદા સુપ્રસન્ન રહેશો.

૧૩૩ × અંતઃકરણની વૃત્તિના અગ્રભાગમાં પરમાત્માને પરમ-પ્રેમથી સ્થાપતા રહેશો.

જે શુભ પ્રયત્ન ચાલે છે તે ચાલુ રાખશો. તમારો શુભ પ્રયત્ન ને પ્રભુકૃપા તમારા અંતઃકરણને જોઇતી યોગ્યતા આપશે. તમે જે શુભભાવના કરશો તે પરમકારુણિક પ્રભુ તમારી ભાવનાના વેગપ્રમાણે વહેલીમોડી સફલ કરશે.

હમણાં તમારા અંતઃકરણના જે શુભ વેગો ચાલે છે તેને આદરપૂર્વક પોષતા રહેશો.

× પ્રભુનો અગાધ મહિમા સમજવા મનને પ્રભુના ધ્યાનમાં અધિક અધિક આદરથી જોડવું.

ભક્તિયુક્ત હૃદયવાળા મનુષ્યના હૃદયમાં કે વ્યવહારમાં જ્યારે પ્રભુની કૃપાના કિરણનું તેને દર્શન થાય છે ત્યારે તેના હૃદયમાં આનંદ ન સમાય, ને તે આનંદ કોઇ પણ સાધનવડે દર્શાવવા તે ઉત્સુક થઇ જાય તે સ્વાભાવિક છે.

પ્રભુએ તમને બુદ્ધિ આપી છે, ને ઊંડાણમાં ભક્તિ પણ આપી છે, હવે તે બુદ્ધિને તથા ભક્તિને પ્રભુના સ્મરણધ્યાન ને અનન્ય-

સ્મરણવડે અધિક અધિક બલવાન્ કરવાં. એમ કરવાથી તમારા અંતરમાં રહેલા પ્રભુ તમને ઉત્તમ પ્રકારનો વિચાર તથા આચારનું બલ આપવા સર્વથા સમર્થ છે.

સગુણબ્રહ્મની ભક્તિ કરનારા ભક્તો આમ વિચારે છેઃ—

## સોરઠા.

પ્રિયતમ પ્રભુનાં વેણ, મુજને ક્ષણ ક્ષણ સાંભરે;
દયાભરેલાં નેણ, ક્યારે નિરખીશ હું ફરી ?
ક્યારે દર્શનલાભ, લઇશ ઊછળતા હૃદયથી ?
ક્યારે લાવી ભાવ, પ્રભુને નિત્ય ભજીશ હું ?

× પ્રભુની અધિકાધિક કૃપા પ્રાપ્ત કરવા ઇચ્છનાર ભક્તે પ્રભુના મહિમાનો વારંવાર ગંભીરપણે વિચાર કરીને તથા પ્રભુની અલૌકિક કરુણાનું વારંવાર પ્રેમપૂર્વક સ્મરણ કરીને નિત્ય નિત્ય નવીન આનંદથી પોતાના હૃદયને ભર્યા કરવું, અને તેને પ્રભુમાં સુસ્થિર કર્યા કરવું. આમ વર્તી તેણે તેની સ્વાભાવિક ચંચલતાનો નાશ કરવો જોઇએ.

× પ્રભુના સ્મરણધ્યાનથી પોતાના મનને સર્વદા મત્ત રાખવું. ભક્તિનો કેફ કોઇ પણ વેલા ઊતરવા દેવો નહિ. ભક્તે પોતાના હૃદયને ભક્તિનદીના પ્રવાહમાં વહેતું મુકવું જોઇએ.

પ્રભુ જે કરે તે ભક્તના સારામાટેજ હોય છે એ વાતનું ભક્તે ભૂલથી પણ વિસ્મરણ નજ કરવું જોઇએ. પ્રભુના સાચા ભક્તો પ્રભુની પ્રત્યેક પ્રવૃત્તિમાં શુભનુંજ દર્શન કર્યા કરે છે.

× નહિ આવી શકાયાનું સામાન્ય કારણ તમારા પ્રતિબંધક પ્રારબ્ધના ઉદયરૂપ જાણવું. પ્રતિબંધક પ્રારબ્ધની નિવૃત્તિ એકનિષ્ઠા, શિષ્ટાચારનું અનુસરણ ને સદ્ગુરુની આજ્ઞાનું દઢતાપૂર્વક પરિપાલન એ

ગુણોની પ્રાપ્તિવડે કરી શકાય છે એ સત્ય જો હજીસુધી ન સમજાયું હોય તો તે સમજવા હવે અધિક પ્રયત્ન થઇ શકે તો કરવો.

× અંતઃકરણમાં પ્રભુભક્તિને સુસ્થિર કરનારી સદ્‌ગુરુની આજ્ઞાઓ જે જે કારણોથી જોઇએ તેવી તમારાથી ન પળાતી હોય તે તે કારણોને તમારે પ્રિયતમ પ્રભુના મહિમાના ને કરુણાના અનુસંધાનવાળા સ્મરણધ્યાનવડે અને શુદ્ધ મનોબલવડે શીઘ્ર દૂર કરવાં જોઇએ.

જો ભક્તને પ્રભુદર્શનની ઇચ્છા ઘણી હોય તો તેને પ્રભુનું દર્શન શીઘ્ર થાય, પણ જો તેના હૃદયમાં પ્રભુદર્શનની ઇચ્છા મોળી હોય, ને તે ઉપરથી મને પ્રભુદર્શનની ઘણી ઇચ્છા છે એમ જણાવે તો તેને તુરત પ્રભુદર્શનનો લાભ થઈ શકતો નથી.

દિવસપછી દિવસો, માસપછી માસો ને વર્ષપછી વર્ષો શીઘ્ર ચાલ્યાં જાય છે તો હવે તમારે પરમકૃપાલુ પ્રભુનું પૂર્ણપ્રેમથી સ્મરણ-ધ્યાન કરવાનો પ્રયત્ન કરવાનો વિચાર ક્યારે છે ? શું કોઇ મોટા જોષીને પૂછીને તેનું શુભમુહૂર્ત જોવરાવવું છે ? શું તમને એમ નથી લાગતું કે હવે આવા અગત્યના શુભ કામમાં ઢીલ થાય છે તે યોગ્ય થતું નથી !

૧૩૪ × હવે જો નાનામાં નાના કર્તવ્યમાં પણ શિષ્ટાચારનું ને કર્તવ્યનિષ્ઠાનું ધૈર્ય ને સાવધાનતાથી પરિપાલન કરાશે તો તમારું હૃદય સતત સુખાનુભવ કરવાના બલવાળું રહેશે. જો સીતાજીએ પ્રભુના ચરણકમલનું ધ્યાન મુકી કંચનની ત્વચાવાળા મિથ્યા મૃગમાં પોતાનું મન લગાડયું, ને લક્ષ્મણજીની મર્યાદાસૂચક લીટીનું ઉલ્લંઘન કર્યું તો તેમાં તેમને કેટલું બધું દુઃખ સહન કરવું પડયું ? પ્રભુની અનન્યભક્તિવડે સર્વદા પ્રસન્ન રહેવા ઇચ્છતા ભક્તે પણ એ બનાવ-ઉપરથી બોધ સમજીને વર્તવાનું છે.

× હવે ભૂલથી અલ્પ પણ દ્વિધાવૃત્તિને અવકાશ આપવો નહિ, એમાં ભક્તિને તથા તનમનને હાનિ પહોંચે છે.

હવે દ્વિધાવૃત્તિને દૂર કરી નિરાધાર ન રહેતાં જગદાધારના આશ્રયમાં રહી પરમસુખી રહેવું જોઇએ. મનને એકનિષ્ઠાવાળું રાખી પ્રભુની વિશુદ્ધકૃપાના પ્રવાહને સતત પોતાના હૃદયપર ઊછળતા વેગે આવવા દેવો જોઇએ. *

× પરમાત્મામાં શુદ્ધભાવ વધારી, ઇષ્ટમંત્રના સ્મરણમાં વાણીને જોડી, તથા મનને પરમાત્માના ધ્યાનમાં જોડી, અંતઃકરણમાં પ્રકટતા ક્રોધના તથા ખેદના વેગને શમાવતા રહેશો.

જ્ઞાન, ભક્તિ ને વૈરાગ્યનાં થોડાં ભજનો મુખપાઠ રાખી ક્રોધાદિના પ્રાદુર્ભાવની વેળાએ તેનું મનમાં સ્મરણ કરવાથી પણ મનના ક્રોધાદિ વિકારો શાંત થશે.

ઇષ્ટમંત્રના સ્મરણમાં ને પ્રભુના ધ્યાનમાં વાણીને તથા મનને શ્રદ્ધા, ઉત્સાહ, આગ્રહ ને સાવધાનતાથી વેગવાળાં રાખવા પ્રયત્ન કરશો.

જપ, ધ્યાન ને સ્તુતિ વધારે કરતા રહેવાથી તમારું અંતઃકરણ વહેલું સુધરશે, ને તમારો વ્યવહાર પણ અનુકૂલતાવાળો થશે. ×

* બ્રહ્મના મુખ્ય મુખ્ય સ્વભાવોના અનુસ્મરણવડે મનને વારંવાર આદરપૂર્વક બ્રહ્માકાર કરતા રહેશો. દૃશ્યનો બાધ પણ હૃદયમાં સુસ્થિર કરતા રહેશો. બ્રહ્મના સ્વભાવો અંતઃકરણમાં ઓતપ્રોત થાય એવો પ્રયત્ન બ્રહ્મવિચારવડે કર્યા કરવાથી મુમુક્ષુના ચિત્તમાં બ્રહ્મબોધ પરિપક્વ થાય છે.

× સચ્ચિદાનંદસ્વભાવવાળા, અસંગ ને અવિકારી બ્રહ્મમાં સંકલ્પ સંભવી શકે નહિ. માયાસહિત બ્રહ્મ-ઈશ્વર-" **एकोऽहं बहुस्याम्** "

વો સંકલ્પ જીવોનાં કર્મો ફલ દેવાને તૈયાર થાય ત્યારે કરે છે. ઈશ્વરને પરમાત્મા, શબલબ્રહ્મ, મહેશ્વર, ૐકારના વાચ્યાર્થરૂપ ને ાદિનારાયણ પણ કહી શકાય.

શુદ્ધચેતનરૂપ બ્રહ્મના એકદેશમાં માયા કલ્પિતરીતે અવ્યક્ત થતિમાં રહે છે. તે માયા જ્યારે કાર્યોન્મુખ થાય છે ત્યારે પોતે ટલા શુદ્ધચેતનમાં રહી છે તેટલા શુદ્ધચેતનને ઈશ્વર એવા નામવડે ઓળખાવે છે.

માયાનો કાર્યોન્મુખ થયેલો તમોગુણપ્રધાન ભાગ તે શેષ કહેવાય ૧ બ્રહ્મ, ૨ માયા, ૩ ઈશ્વર, ૪ બ્રહ્મા, ૫ વિષ્ણુ ને ૬ રુદ્ર એમ ૐ વિભાગોનું સ્વરૂપ સમજાવી શકાય. બ્રહ્મા, વિષ્ણુ, રુદ્ર, ઈશ્વર ને યાનું સ્વરૂપ સમજી એ સર્વના આધારભૂત બ્રહ્મનું સ્વરૂપ સમજ- થી જીવ બ્રહ્મભાવરૂપ મોક્ષને પામે છે.

શ્રીઈશ્વર વા શ્રીઆદિનારાયણ બ્રહ્માનું સ્વરૂપ ધારણ કરી જગત્ ઉત્પન્ન કરે છે, વિષ્ણુનું સ્વરૂપ ધારણ કરી તે જગત્નું પરિપાલન છે, અને રુદ્રનું સ્વરૂપ ધારણ કરી તે જગત્નો પ્રલયકાલે સંહાર છે. અવતારો વિષ્ણુના નહિ, પણ અવતારી એવા મહાવિષ્ણુના શ્રીઆદિનારાયણના વા શ્રીઈશ્વરના છે એમ વૈષ્ણવો માને છે. ×

× તમે શ્રીઈશ્વરની વા શ્રીઆદિનારાયણની ઇચ્છાશક્તિ, ક્રિયા- ક્તિ ને જ્ઞાનશક્તિનાં સ્વરૂપ ને વ્યાપાર કહ્યા તે યોગ્ય છે, પણ નશક્તિનો પ્રલયકાલે જગત્નો સંહાર કરવો એ પણ એક વ્યાપાર છે.×

૧૩૫ × શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા ને દઢતાથી ધારણાનો ભ્યાસ ચાલશે તો તેના પરિપાકમાં મનોવૃત્તિ બ્રહ્મમાં વધારે સ્થિર ાા લાગશે.

બ્રહ્માનુસંધાન, અયોગ્ય વાસનાઓનો વિલય ને મનની સ્થૂલતાનો ને ચંચલતાનો નાશ કરવા નિત્ય પ્રયત્નશીલ રહેશો.

અંતઃકરણમાં વિવેકવૈરાગ્ય વધારતા રહેશો.

પરમાનંદનાં સાધનોમાં તથા પરમાનંદસ્વરૂપમાં મનને તથા ઇંદ્રિયોને વિવેકવડે સુસ્થિર રાખવાથી ને દુઃખનાં સાધનોમાંથી મનને તથા ઇંદ્રિયોને વિવેકવડે મોકળાં રાખવાથી જીવને ક્લેશાનુભવ કરવાના પ્રસંગો પ્રાપ્ત થતા નથી.

સિંહનું માહાત્મ્ય સમજીને તેની પાસે બેઠેલું સસલું જેમ શિયાળથી ડરતું નથી તેમ જે જીવ પ્રભુનું માહાત્મ્ય સમજીને તેમની પાસે અનન્યભાવે રહે છે તે જીવ કોઇ પણ પ્રતિકૂલ પ્રસંગથી કદીપણ ડરતો નથી.

*** " यः शास्त्रविधिमुत्सृज्य वर्तते कामकारतः । न स सिद्धिमवाप्नोति न सुखं न परां गतिम् ॥ "**

જે પ્રતિબંધક દુષ્ટ પ્રારબ્ધના ઉદયથી ભરતજીએ મૃગશિશુમાં ઘાટો રાગ કર્યો, ને જે પ્રતિબંધક દુષ્ટ પ્રારબ્ધ શ્રેયસનો ને પ્રેયસ્નો વિવેક કરવાના મનુષ્યના અંતઃકરણના સામર્થ્યને હણી નાંખે છે તે પ્રતિબંધક દુષ્ટ પ્રારબ્ધનો પોતાના અંતઃકરણમાં ઉદય થયેલો જોઇ કયો વિવેકી મનુષ્ય ભય ન પામે ?

* શરીરરૂપ દેવલમાં પરમાત્મરૂપ મહાદેવનો બ્રહ્મરંધ્ર ભેદીને પ્રવેશ થયાનું શ્રુતિમાં જણાવ્યું છે, માટે શ્રીમહેશ્વરના બાણનો દેવલમાં ઉપરથી પ્રવેશ સિદ્ધાંત સમજાવવામાટે કરાવવામાં આવે છે.

સોળ સહસ્ર ગોપીઓના અંતરાત્મરૂપ શ્રીકૃષ્ણભગવાને તેમની વાસનાઓની પરિતૃપ્તિ કરવામાટે પોતાની યોગમાયાવડે તેમની સાથે

રાસલીલા કર્યાનું જણાવ્યું. તે વેલા પોતે પરમનિર્વિકારી રહ્યા તેથી તેવી પ્રતીતિ તેમને કરાવ્યા છતાં પોતાના બ્રહ્મચર્યનો ભંગ નહિ થયેલો હોવાથી તેઓ બાલબ્રહ્મચારી ગણાયા. ×

* અડગશુભભાવનાવડે શુભપ્રારબ્ધ ઉપજાવ્યા કરવું, કે જેથી તેના શુભપરિપાકવડે ઇચ્છાનો વિઘાત ન થાય, ને અંતઃકરણને ખેદાનુભવ કરવાનો પ્રસંગ પ્રાપ્ત ન થાય. મહાપુણ્યનો ઉદય થયા વિના જીવને શાંતિતૃપ્તિનો અનુભવ કરવાના પ્રસંગો પ્રાપ્ત થતા નથી એમ શાસ્ત્રો ને સજ્જનો કહે છે.

જિજ્ઞાસુએ શુકલપક્ષની બીજના ચંદ્રના જેવી અલ્પકાલ રહેનારી શુભ લાગણી ન રાખવી જોઇએ, પણ પૂનમના ચંદ્રજેવી જીવનપર્યંત રહેનારી શુભ લાગણી રાખવી જોઇએ. મનને નિર્ભય, સાવધ ને કર્તવ્યનિષ્ઠ પણ રાખવું જોઇએ.

શરીરપાતપછી જે સ્થિતિ પ્રાપ્ત કરવાની તમારી અડગ ઇચ્છા હોય તેજ સ્થિતિને હમણાંથી તમારે તમારા મનમાં નિરંતર સુદૃઢ કર્યા કરવી કે જેથી તે શુભભાવનાનો પરિપાક થયે શરીરપાતપછી તે સ્થિતિનો અનુભવ કરવા તમે ભાગ્યશાલી થાઓ.

પ્રભુના સ્મરણવડે, તેમની સ્તુતિવડે ને આતુરતાવાળા તેમના ધ્યાનવડે તમે તમારા મનને વધારે અંતર્મુખ કરી તથા સ્વાભાવિક સુખના આસ્વાદનવડે મનમાં ઉપજતા પરિતાપનું શમન કરી પરમાર્થનાં સાધનોનું નિયમપૂર્વક અનુષ્ઠાન કરવામાં તત્પર રહેશો.

૧૩૬ * શિષ્યોએ પોતાના સદ્દગુરુના વા ગુરુના ઋણમાંથી કાંઇક અંશે મુક્ત થવામાટે તથા દૃષ્ટ કે અદૃષ્ટ શુભફલ મેળવવામાટે વર્ષમાં એક વાર આષાઢી પૂનમે પોતાના સદ્દગુરુનું વા ગુરુનું પોતાના વૈભવાનુસાર શ્રદ્ધાભક્તિથી ષોડશોપચારથી પૂજન કરવું જોઇએ એવી

શાસ્ત્રાજ્ઞા ને શિષ્ટાચાર છે. આ રીત શ્રીવ્યાસભગવાનના સમયથી વધારે વ્યવસ્થાથી ચાલુ થઇ હશે, ને શ્રીશંકરભગવાનના સમયમાં તેને વધારે વ્યવસ્થિત રૂપ અપાયું હશે એમ અનુમાન થાય છે. તે દિવસે સમજુ શિષ્યે પોતાના અંતઃકરણને બની શકે તેટલું વધારે નિર્દોષ રાખી, પોતાના સદ્ગુરુમાં વા ગુરુમાં શ્રદ્ધાભક્તિ વધારી, પરમોત્સાહથી તેમનું ષોડશોપચારથી કે પંચોપચારથી યથાવિધિ પૂજન પરમાદરથી કરવું જોઇએ, ને તેવડે પોતાના ચિત્તને બની શકે તેટલું સત્ત્વગુણની વૃદ્ધિથી વધારે અલંકૃત કરવું જોઇએ, તથા તે દિવસે તેમનો પરમપવિત્ર ઉપદેશ શ્રદ્ધા, ભક્તિ ને એકાગ્રતાથી સાંભળી તથા આશીર્વાદ મેળવી નિઃશ્રેયસના માર્ગમાં આગળ વધવું જોઇએ.

૧૩૭ * મનનું મુખ્યસ્થાન હૃત્પદ્મ છે, અન્ય ચક્રો નહિ. આધારાદિ ચક્રમાં ક્રમથી કે વિનાક્રમે મનની સ્થિતિ કરાવવાથી પહેલીથી સાતમીસુધીની જ્ઞાનની ભૂમિકાની પ્રાપ્તિ થઇ ગણાય નહિ.

નાભિકમલમાં મનને સ્થિર કરવાથી જ્ઞાનની ત્રીજી ભૂમિકાની પ્રાપ્તિ થઇ એમ કહેવાય નહિ, તેમજ ઉપરનાં પદ્મોમાં મનને સ્થિર કરવાથી ઉપરની જ્ઞાનભૂમિકાની પ્રાપ્તિ થઇ એમ પણ કહેવાય નહિ. ધ્યાનવડે મનનો રજોગુણ તથા તમોગુણ સારી રીતે દબાઇ મન જ્યારે સૂક્ષ્મ થાય ત્યારે સાધકને જ્ઞાનની ત્રીજી ભૂમિકાની પ્રાપ્તિ થઇ ગણાય, ને જ્યારે તેને આત્માનો સ્પષ્ટ સાક્ષાત્કાર થાય ત્યારે તેને જ્ઞાનની ચોથી ભૂમિકાની પ્રાપ્તિ થઇ ગણાય.

જ્યારે સ્ત્રીની, પુત્રની, દ્રવ્યની, દ્વેષની, દંભની, તિરસ્કારની, ગર્વની, કઠોર વચન બોલવાની ને અવિવેકની વાસનાનો વેગ અંતઃકરણમાંથી ન ઊઠે ત્યારે દુર્વાસનાનો ક્ષય થયો કહેવાય. તત્ત્વજ્ઞાન થાય ત્યારેજ સર્વ દુર્વાસનાઓ અજ્ઞાનરૂપ મૂલસહિત નિવૃત્ત થાય છે.

અંતઃકરણને વિશેષ જાગ્રત્ કરી તેની સાચી સ્થિતિ જોવાતી નથી, ને તેને યોગ્ય સ્થિતિમાં લવાતું નથી, તેથીજ તેની સ્થિરતા થતી નથી.

સત્યલોકસુધીના ભોગમાં જ્યારે મન દોષદર્શન કરે ત્યારે સંન્યાસ લેવાનો અધિકાર પ્રાપ્ત થયો ગણાય છે.

અંતઃકરણની યોગ્યતા વધારવા હાલ પરમાર્થનાં વાસ્તવિક સાધનોમાં વિવેકપૂર્વક વધારે સમય લેવાય, ને વ્યવહારનાં કાર્યોમાં તેથી ન્યૂન સમય સમભાવ રાખી લેવાય એવી વ્યવસ્થા કરી તે પ્રમાણે વર્તવું જોઇએ. દૃશ્યમાં રહેલી આસક્તિ દોષદર્શનવડે ક્ષીણ કર્યા કરવી એ પણ પરમાર્થમાં આગળ વધવામાટે ઉપયોગી સાધન છે.

મંદવેગવાળું ને મધ્યમવેગવાળું પ્રારબ્ધકર્મ પ્રબલ પુરુષપ્રયત્નથી ફેરવી શકાય છે, પણ તીવ્રવેગવાળું પ્રારબ્ધકર્મ પુરુષપ્રયત્નથી ફેરવી શકાતું નથી.

સગુણબ્રહ્મમાં જે માયાભાગ છે તે કલ્પિત છે એમ ગણી તેનો શુદ્ધચેતનમાં લય કરવાથી તે અદ્વૈતરૂપ થાય છે. માયાના ત્રણ ગુણોથી રહિત ચેતન જે નિર્ગુણબ્રહ્મ કહેવાય છે તે પોતે તો અદ્વૈતરૂપ છેજ. માયા કલ્પિત હોવાથી સત્યરૂપ નથી, તેનું અધિષ્ઠાન શુદ્ધચેતન સત્ય છે. તે માયાનો શુદ્ધચેતનમાં બાધ કરવાથી ત્યાં પણ અદ્વૈત અવશેષ રહે છે.

પરિણામ વિચારીને વર્તવાનો, વ્યવહાર શુદ્ધચિત્તે સેવવાનો તથા ઉપાધિ નહિ વધારવાનો સ્વભાવ રાખવાથી મન કર્તવ્યપરાયણ વધારે રહી શકશે, ને પરમાર્થમાં સંતોષ થાય એમ આગળ વધી શકાશે.

૧૩૮ * વિનય ને મધુર વચનથી ક્લેશનું શમન થાય છે, ને કટુ વચનથી ને કટુ લખાણથી ક્લેશ વધે છે, અને કદાચ તે બંને

પક્ષને પરિણામે બહુ હાનિ પહોંચાડે છે. કુહાડાના ને ખડ્ગના ઘા રુઝાય છે, પણ કુવાક્યના ઘા રુઝાતા નથી એ કથન સમજુએ કદી· પણ ભૂલવું જોઇતું નથી.

આ જગતમાં બ્રહ્મ સત્ય છે, ને માયા ને માયાનાં કાર્યો મિથ્યા છે, એમ દૃઢ રીતે સમજવું એ શાસ્ત્રીય વિવેક કહેવાય છે, અને સૌની સાથે ઘટે તેવી સભ્યતાથી વર્તવું તે લૌકિક વિવેક કહેવાય છે.

સામા માણસમાં તમને પ્રતીત થતાં નિર્દયતા, પ્રપંચ, મિથ્યાભિમાન ને દંભ હોય તો તમારે તેનાથી વિપરીત શુભગુણો મેળવી મારામાં તેવા દોષો નથી એમ તેમને ને તટસ્થ સમજુ મનુષ્યોને વર્તનથી દેખાડી આપી તેમને ન્યાયથી હરાવવા જોઇએ. એમ કરવામાંજ જિજ્ઞાસુની ખરી શોભા છે.

ઉદ્ધતાઇના ને ધમકીના શબ્દો લખવાથી કે બોલવાથી કથેલું કામ ઠેકાણે આવતું નથી, પણ વિનયવાળા ને સરલતાવાળા શબ્દો લખવાથી કે બોલવાથી ઇચ્છિત કામ સુખપૂર્વક સિદ્ધ થાય છે, એમ સમજી સુખેચ્છુએ યોગ્ય પ્રવૃત્તિ કરવી જોઇએ.

શ્રીમદ્ભગવદ્ગીતામાં જણાવેલું શ્રીકૃષ્ણભગવાનનું વિશાલ ને વાસ્તવિક સ્વરૂપ સમજવા પ્રયત્ન કરવો કે જેથી એકદેશી સ્વરૂપની સમજવડે ખેંચતાણ ને વિક્ષેપ ન થાય.

૧૩૯ * જગત્ અને જગત્ના કર્તા વ્યવહારપક્ષે ભિન્ન છે. જીવ અને ઈશ્વર પણ વ્યવહારપક્ષે એક નથી, પણ ભિન્ન છે. જીવ, ઈશ્વર ને માયા વ્યવહારપક્ષે ભિન્ન છતાં પણ તેમનો પારમાર્થિકપક્ષે ભેદ નથી, કિંતુ એ ત્રણેના ઉપાધિનો ત્યાગ કરતાં વસ્તુતાએ એક બ્રહ્મજ છે.

બ્રહ્મમાં સ્ફુરણ થતું નથી, પણ બ્રહ્મના સદ્‌ભાવથી બ્રહ્મનો જ્ઞાનસ્વભાવ માયામાં સંક્રમિત થઈ જાણે બ્રહ્મમાં સ્ફુરણ થતું હોય એમ દેખાય છે.

પારમાર્થિક જીવ કૂટસ્થ છે તેમાં અવિદ્યાનો અંશ, તથા સૂક્ષ્મ ને સ્થૂલ ઉપાધિ ભળવાથી ક્રમપૂર્વક પ્રાજ્ઞ, તૈજસ ને વિશ્વનામના વ્યાવહારિક જીવો કલ્પાય છે.

જગતના મિથ્યાપણાનો પ્રત્યક્ષ નિશ્ચય તે જગતનો બાધ કહેવાય છે જેવી રીતે સૂર્યનાં કિરણોમાં મૃગજલ કલ્પિત છે એવો અનુભવ થવાથી તે મૃગજલનો બાધ થાય છે તેવી રીતે બ્રહ્માનુભવથી જગતનો બાધ જ્ઞાનીને થાય છે. ×

૧૪૦ * અંતઃકરણની વૃત્તિને સાવધાનતાવાળી, વ્યવસ્થિત, શાંત, શુભવેગવાળી ને એકનિષ્ઠાવાળી રાખવા સર્વદા સમજપૂર્વક પ્રયત્નશીલ રહેશો.

× જ્ઞાનનો વેગ સર્વ દૃશ્યને મિથ્યા જણાવવાનો છે, ને પ્રારબ્ધનો વેગ જીવની સમીપ અનુકૂલપ્રતિકૂલ સામગ્રી લાવવાનો છે. જ્ઞાન જો દૃશ્યનો વિનાશ કરે તો તે પ્રારબ્ધને લાવવાની સામગ્રીને દૂર કરી તેનું વિઘાતક થાય, પણ તેમ તો તે કરતું નથી, કિંતુ માત્ર તેનો બાધજ ( મિથ્યાપણાનો નિશ્ચયજ ) કરે છે, તેથી તે પ્રારબ્ધનું વિરોધી થતું નથી; ને પ્રારબ્ધનો વેગ દૃશ્યસામગ્રીને ભોક્તાની સમીપ લાવવાનો છે, પણ તેની સત્યતા જણાવવાનો નથી, જો તે દૃશ્યની સત્યતા જણાવે તો તે જ્ઞાનનું વિરોધી થાય, પણ તે તેમ કરતું નથી, તેથી તે જ્ઞાનનું વિરોધી થતું નથી. એવી રીતે બંને અવિરોધથી પોતપોતાનું કામ કરી શકે છે.

અવ્યક્તની એટલે નિર્ગુણ નિરાકાર શુદ્ધબ્રહ્મની ઉપાસના જો દેહાભિમાની કરે તો તેનું દેહાભિમાન નહિ શમેલું હોવાથી તેની ઉપાસના કરવામાં વૈરાગ્યને અભાવે તેને ઘણો કષ્ટાનુભવ થાય છે. તેનાથી સગુણબ્રહ્મની એટલે વ્યક્તની ઉપાસના સુખપૂર્વક થઇ શકે છે.

પ્રાણાયામના મંત્રમાં બ્રહ્મગાયત્રી આવી જાય છે, પણ તે પોતે બ્રહ્મગાયત્રી નથી. પૂર્વાચાર્યોનો એવો અભિપ્રાય છે કે સાત પ્રણવોસહિત સાત વ્યાહૃતિ, પ્રણવસહિત ગાયત્રી ને પ્રણવસહિત ગાયત્રીનું શિર એ મંત્ર પ્રાણાયામમાં લેવો, અને પ્રણવસહિત ત્રણ વ્યાહૃતિ, પ્રણવસહિત ગાયત્રી ને પ્રણવ એ મંત્ર જપમાં લેવો. આ મંત્ર બ્રહ્મગાયત્રી એવા નામથી પણ કહેવાય છે. × ×

## પત્ર ૧૪૧-૧૫૦

× ભિન્ન ભિન્ન પ્રકારના સંસ્કારોને લઇને મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકારની રુચિ ને પ્રવૃત્તિ હોય છે તેથી સર્વ મનુષ્યોને પ્રસન્ન કરી શકવા એ કામ અશક્ય ગણાય છે, ને શ્રીબ્રહ્માને પણ સર્વ લોકોને પ્રસન્ન રાખવાનો ઉપાય હજીસુધી હાથ આવ્યો નથી. વળી આ વિશ્વમાં એવો કોઇ પણ સદ્ગુણ નથી કે જેને દુર્જનો દોષરૂપે ન જોઇ શકે, વા ન કહી શકે. *

૧૪૨ * પોતાના અંતઃકરણના ને ઇંદ્રિયોના વેગોના સર્વદા સૂક્ષ્મદૃષ્ટિએ દ્રષ્ટા રહી, તેમના અયોગ્ય વેગોને સારી રીતે ઓળખી, તેમને ક્રમથી વશ વર્તાવવા સર્વદા ધૈર્ય, ઉમંગ ને સાવધાનતાથી પ્રયત્નશીલ રહેવું. તેમાં પણ વાણીના વ્યાપારમાં વધારે સાવધાનતા રાખવી, અને ગુરુજનોની સાથે વાતચીત કરતાં તો બહુ વિવેક, નમ્રતા, સરલતા ને શાંતિ રાખવાં.

નાનામોટા અગત્યના સર્વ શાસ્ત્રીય શિષ્ટાચાર યથાર્થ સમજી તેનું દઢતાપૂર્વક સર્વદા પરિપાલન કરવું.

પોતાના જીવનના ઉદ્દેશને સર્વદા પોતાના અંતઃકરણની આગળ વિદ્યમાન રાખી વર્તવું, કે જેથી વિદ્યાભ્યાસમાં, શાસ્ત્રજ્ઞાનમાં ને પરમાર્થનાં સાધનો જે વિવેકવૈરાગ્ય આદિ તેમાં આગળ વધાય.

અંતઃકરણમાં શ્રદ્ધા, ઉત્સાહ ને કર્તવ્યનિષ્ઠા વધારવાથી વિદ્યાધ્યયન ઉત્તમ પ્રકારનું થાય છે, શાસ્ત્રાભ્યાસ પણ સારો થાય છે, સ્મરણશક્તિ વધે છે, મનની પ્રસન્નતા જળવાય છે, ને પરમાર્થનાં સાધનોનું યથાયોગ્ય અનુષ્ઠાન થાય છે.

જનસંગ નજ ચાલે તેટલો રાખવો, ને પોતાના કર્તવ્યમાં ઉત્તરોત્તર વધારે વધારે આરૂઢ રહેવું.

વિચાર ને પ્રવૃત્તિ ઉત્તમ પ્રકારનાં રાખી પોતાના જીવનને ઉત્તરોત્તર વધારે રસમય બનાવતા રહેવું. ×

પરમાત્માનું સ્વરૂપ, આત્માનું સ્વરૂપ, મોક્ષનું સ્વરૂપ ને મોક્ષનાં સાધનોનું સ્વરૂપ સમજવા ઉમંગપૂર્વક યથાયોગ્ય પ્રયત્ન શાસ્ત્રથી ને યુક્તિથી કરવો. *

૧૪૩ × અંતઃકરણમાં સત્ત્વગુણનો વધારો કરી ઉત્તમ પ્રકારે સ્વકર્તવ્યપરાયણ રહેવાથીજ આ લોકમાં સુખ ને પરલોકમાં મહાલાભ થાય છે.

* શાંતિ સર્વ દુઃખોની નિવૃત્તિ કરનાર ને પરમાનંદ આપનાર છે, માટે વિવેકવૈરાગ્યવડે શાંતિનો વધારો કરવા નિરંતર પ્રયત્નશીલ રહેવું.

૧૪૪ * પરમાનંદાનુભવવાળું બ્રહ્મવેત્તાનું જીવન ચક્રવર્તિ રાજાથી અનેકગણું શ્રેષ્ઠ છે, ને અજ્ઞાનીનું જીવન તેથી વિપરીત છે જે તમે જાણો છો. ભગવાન્ વસિષ્ઠ પણ કહે છે કેઃ—

" वरं शरावहस्तस्य चांडालागारवीथिषु ।
भिक्षार्थमटनं राम न मौर्ख्यहतजीवितम् ॥ "

૧૪૫ * પોતાના મનને શુદ્ધ, એકાગ્ર ને પરમાત્માના સ્વરૂપના જ્ઞાનવાળું કરવાથી સંસારમાં રહ્યા છતાં પણ માણસ મુક્તિ મેળવી શકે છે.

લગ્ન કરી પોતાના મન તથા ઇંદ્રિયોને ઘટતી રીતે વશ રાખી જો માણસ વર્તે તો તેને લગ્ન મુક્તિમાં બંધનરૂપ ન થાય.

એકલા વૈરાગ્યથીજ મુક્તિ ન થાય, પણ પરમાત્માના જ્ઞાનથી મુક્તિ થાય.

સંસારમાં સંપૂર્ણ દોષદર્શન થયા વિના તથા પરમાત્માનો સાક્ષાત્કાર કરવાનો અંતઃકરણમાં બહુ વેગ પ્રકટયા વિના સગાંવહાલાંનો ત્યાગ કરી વૈરાગ્યનો વેશ ધારવો ઠીક નથી.

જેને નજીકનાં સગાંવહાલાં ન હોય ને સંસારનાં બીજાં કાંઈ બંધનો ન હોય તોપણ વિષયોમાં દોષદર્શન પ્રકટયા વિના વૈરાગ્યનો વેશ ન ધારવો. તેણે સંસારમાં રહેલાં દુઃખોનો વારંવાર વિચાર કરી તેમાં દોષદર્શન કરી પછી મન વૈરાગ્યવાળું થાય ત્યારે વૈરાગ્યનો વેશ ધારણ કરવો.

પરમાત્માનું સ્મરણધ્યાન કરવું, સારા વિચાર કરવા, સારા ચાલે ચાલવું, ને પોતાના મનને શુદ્ધ તથા એકાગ્ર કરવું તે પરમાત્મપ્રતિની ફરજ બજાવેલી ગણાય. સગાંવહાલાંનું માન જાળવવું

તેમનું ઘટે તે રીતે પોષણ કરવું તે તેમના પ્રતિની ફરજ બજાવેલી ગણાય. આ બંને ફરજો જેટલે દરજ્જે બજાવાય તેટલે દરજ્જે ધર્મ પાળ્યો ગણાય.

માણસોને તેમનાં આગળનાં કર્મોપ્રમાણે ઈશ્વરે પેદા કર્યાં છે. ઈશ્વરની સ્વેચ્છાએ કે જીવ પોતાની ઇચ્છાએ પેદા થયો નથી.

આપણું બુરું કરનારનું બુરું કરવું તે કેટલેક અંશે પાપ ગણાય છે.

જો પરમાત્માનું માહાત્મ્ય (મહિમા) શાસ્ત્રોથી ને મહાત્માઓથી બરાબર સમજાય તો પરમાત્મામાં પોતાના મનને માણસ પ્રેમવડે સારી રીતે સ્થિર કરી શકે.

માણસનું મરણ થયા પછી તે કર્માનુસાર બીજા શરીરને પામે છે. બધાં મુએલાં માણસો આવીને પૂછનારની સાથે વાતો કરે છે તે સાચી વાત નથી. ભૂતશરીરને પામ્યાં હોય તે કોઇ વેલા આવે. બાકીને પ્રસંગે પૂછનાર મનુષ્યની કલ્પનાને લઇને સાચી વા ખોટી પ્રતીતિઓ તેને થાય છે, તેની બધી વાતો સાચી હોતી નથી.

બધાં દુઃખોથી મોકળા થવું ને પરમાનંદમાં વિરામવું તે મુક્તિ. તે મુક્તિથી ઊતરતા દરજ્જાની મુક્તિમાં દુઃખનો નાશ ને આનંદની પ્રાપ્તિ થોડા પ્રમાણમાં હોય છે.

× ઈશ્વરનું શુદ્ધ સ્વરૂપ આપણા આત્માથી જુદું નથી.

મંત્ર એટલે દેવને કે ઈશ્વરને પ્રસન્ન કરવામાટે પોતાના અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતા કરનારા શાસ્ત્રે કહેલા અમુક અમુક શબ્દો.

ઈશ્વરને મનુષ્યોની ભક્તિની દરકાર નથી. ભક્ત પોતાના કલ્યાણમાટે તેમની ભક્તિ કરે છે.

અજ્ઞાનીને ગુરુ કરવાથી શિષ્યનું કલ્યાણ ન થાય. શિષ્યની તેવા ગુરુમાં શ્રદ્ધા હોય તો આગળ જતાં તેને જ્ઞાની ગુરુ મળે, ને તેમની આજ્ઞાપ્રમાણે વર્તવાથી તેનું કલ્યાણ થાય.

જો હૃદય પ્રભુનું માહાત્મ્ય સમજતું હોય તો લગ્ન કરવાથી ઈશ્વરનો પ્રેમ મેળવવામાં મનુષ્યને અડચણ આવતી નથી.

પોતાના સમર્થ ગુરુને ઈશ્વરજેવા સમજવામાં પુણ્ય મનાય છે.×

૧૪૬ × સર્વ જીવોને પોતપોતાના પ્રારબ્ધકર્મનો ફલભોગ થવામાટે તેમના પ્રારબ્ધકર્માનુસાર ન્યૂનાધિક વિષયોનો ઉપભોગ પ્રાપ્ત થાય છે. કર્મોનું ને શ્રીઈશ્વરનું ફલદાતાપણું તેમ થવામાં હેતુભૂત છે.

નિવૃત્ત થયેલા ઇષ્ટ વિષયોનો વિયોગ જ્યારે મનુષ્યના મનને ખેદ ઉત્પન્ન કરે ત્યારે તે મનુષ્યે " આત્મા અસંગ છે, તેને કોઈ પણ વિષયનો કદીપણ સંગ હતોજ નહિ. તે સર્વદા અવિકારી, પૂર્ણકામ ને સચ્ચિદાનંદઘન છે. હે જડ મન ! તું નકામો ખેદ મુકી દઇ શાંત થા. " આમ પોતાના મનને, તેને શાંત કરવા વારંવાર ઉપદેશ કર્યા કરવો જોઇએ.

હલકો, પવિત્ર, પથ્ય ને પરિમિત આહાર લેવાથી મનુષ્યનું મન સત્ત્વગુણવાળું રહે છે. સાત્ત્વિક આહારનું નિરૂપણ શ્રીભગવદ્‌ગીતામાં તથા યોગકૌસ્તુભમાં કરેલું છે.

મનુષ્યને શારીરિક ને માનસિક સુખદુઃખની પ્રાપ્તિ ને નિવૃત્તિ તેના શુભાશુભ પુરુષાર્થથી થાય છે. પ્રારબ્ધ પણ પૂર્વનો પુરુષાર્થજ છે.

વિવેકવૈરાગ્યથી, ઉત્તમપુરુષોના સંગથી ને સારા વાચનથી મનુષ્યના મનનું શુભ બલ વધવાથી મનના પ્રબલ વિકારોથી મનુષ્યનું મન પરાભવ પામતું નથી.

અંતઃકરણને ઇષ્ટ ન લાગતું હોય એવા કર્મમાં અંતઃકરણાદિની વૃત્તિ થવાના હેતુ તીવ્ર દુર્વાસના, અધૈર્ય ને પ્રમાદ એ દોષો છે.

શ્રીસૂર્યાદિને દીર્ઘ નમસ્કાર કરવાથી તે કરનાર મનુષ્યના શરીરનું આરોગ્ય સુધરે છે, તેના અંતઃકરણમાં નમ્રતાની પ્રાપ્તિ થાય છે, ને તેના અંતઃકરણને પરિણામે સર્વત્ર ઈશ્વરને જોવાનું બલ પ્રાપ્ત થાય છે. તે નમસ્કાર મનુષ્યે પોતાના સામર્થ્યપ્રમાણે કરવા જોઇએ, પણ તે ન્યૂનમાં ન્યૂન બાર હોવા જોઇએ.

લક્ષણ લક્ષ્યમાં રહીને તેનાથી બહારના પદાર્થોમાં પણ રહે ત્યારે તે લક્ષણ અતિવ્યાપ્તિદોષવાળું કહેવાય છે. જેમ ગાયનું લક્ષણ કહેતાં ચાર પગવાળી તે ગાય એમ કહેવામાં આવે તો ત્યાં અતિવ્યાપ્તિદોષ થાય છે, કેમકે તે લક્ષણ ગાયોમાં રહીને બીજાં પશુઓમાં પણ રહે છે. લક્ષણ જ્યારે લક્ષ્યના એકદેશમાં રહે ત્યારે તે લક્ષણ અવ્યાપ્તિદોષવાળું કહેવાય છે, જેમ ગાયનું લક્ષણ કહેતાં ધોળી ને સાસ્નાવાળી તે ગાય એમ કહેવામાં આવે તો તેમાં બધી ગાયો ન આવતાં માત્ર ધોળી ગાયોજ આવે છે.

ચિદાભાસ કોઇ પણ જડ વસ્તુને પ્રકાશે તે ફલવ્યાપ્તિ કહેવાય છે, ને અંતઃકરણની વૃત્તિ કોઇ પણ પદાર્થના આવરણનો ભંગ કરે તે વૃત્તિવ્યાપ્તિ કહેવાય છે. જ્યાં ઘટ આદિ જડ પદાર્થોનું જ્ઞાન થાય છે ત્યાં પ્રથમ અંતઃકરણની વૃત્તિ પદાર્થના આવરણનો ભંગ કરે છે, ને પછી ચિદાભાસ તેને પ્રકાશે છે. સર્વ જડ પદાર્થોના જ્ઞાનમાં વૃત્તિવ્યાપ્તિ ને ફલવ્યાપ્તિ બંનેનો ઉપયોગ થાય છે, પણ બ્રહ્મજ્ઞાનમાં માત્ર વૃત્તિવ્યાપ્તિનોજ ઉપયોગ થાય છે, કેમકે બ્રહ્મ સ્વયંપ્રકાશ હોવાથી તેને પ્રકાશવામાં ચિદાભાસના પ્રકાશની અગત્ય પડતી નથી.

શ્રદ્ધા ને ઉત્સાહપૂર્વક યથાવિધિ ઇષ્ટમંત્રનો જપ ને પરમાત્માનું ધ્યાન થવાથી તેના પરિપાકે ઇચ્છિત પદાર્થની પ્રાપ્તિ તે મનુષ્યને ઉતાવળે થાય છે.

૧૪૭ × યજુર્વેદની રીતે જે દ્વિજબટુને ઉપનયનસંસ્કાર થયો હોય તે દ્વિજબટુને પછી પોતાનો ઋગ્વેદ છે એમ જાણવામાં આવે તો તેણે બનતે પ્રયત્ને ઋગ્વેદનું કર્મ શીખી તે વેદની રીતે સંધ્યાદિ નિત્યકર્મ કરવું જોઇએ.

કર્મકાંડમાં યજુર્વેદનું પ્રધાનપણું હોવાથી બીજા વેદવાળાઓ પણ પોતાના વેદનું કર્મકાંડ કરાવનારાઓને વા શીખવનારાઓને અભાવે યજુર્વેદનું કર્મ કરે છે. "**पंचयज्ञा यजुर्वेदमूलाः**" એ શ્રીઆશ્વલાયનના વચનપ્રમાણે તથા "**कर्मकांडविषये यजुर्वेदस्यैव प्रधानत्वात् भित्तिस्थानीयो यजुर्वेदश्चित्रस्थानीयावितरौ॥**" એ શ્રીવિદ્યારણ્યસ્વામીના વચનપ્રમાણે કર્મકાંડમાં યજુર્વેદનું પ્રધાનપણું માની કેટલાક દ્વિજો પોતાનો વેદ જાણ્યા છતાં પણ પ્રમાદથી યજુર્વેદનું કર્મ કરે છે. વાસ્તવિક રીતે પ્રત્યેક દ્વિજે પોતાનો વેદ જાણ્યા પછી પોતાના વેદનું બની શકે તેટલું અધ્યયન કરવું જોઇએ, તથા પોતાના વેદનું કર્મ કરવું જોઇએ.

૧૪૮ × જીવ અનાદિ છે, ને તેનાં કર્મો પણ અનાદિ છે. આ ચાલતી સૃષ્ટિ ઉપજી તેની પહેલાં પણ સૃષ્ટિ હતી, ને તેની પહેલાં પણ સૃષ્ટિ હતી, માત્ર આ ચાલતી સૃષ્ટિમાં જે ભિન્ન ભિન્ન પ્રકારના જીવો છે તેમને તેમનાં પૂર્વકર્માનુસાર પરમેશ્વરે ઉપજાવ્યા છે એમ સમજવું.

માણસ પોતાના પૂર્વજન્મોનાં પ્રબલ કર્મોના સંસ્કારાનુસાર બહુધા પુણ્યપાપરૂપ કર્મો કરે છે, પણ તેમાં બહુ સારા સંગથી ને યત્નથી

અને બહુ નઠારા સંગથી ને નઠારાં કર્મોથી ફેરફાર કરવાને તે સમર્થ–સ્વતંત્ર–છે.

પરમાત્માનું જ્ઞાન મેળવવાનો ટુંકો, નિર્દોષ ને સર્વનું અંતઃકરણ કબુલે એવો રસ્તો એ છે કે માણસે પ્રથમ પોતાના દીલને સાફ કરવાનો પ્રયત્ન કરવો, પછી કોઇ જ્ઞાની, સદાચરણી ને દયાલુ મહાપુરુષની સેવા કરી પછી તેમણે ઉપદેશ કરેલા પરમાત્માના સ્વરૂપમાં પોતાના મનને સ્થિર કરવાનો સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરવો, ને પોતાના મનને ઝીણા વિષયો સમજવાના બલવાળું કરવું. આમ કરવાથી તે મનુષ્યનું મન શાંત ને સુખી થવા લાગશે, ને પરમાત્માના સ્વરૂપનું જ્ઞાન તે મેળવી શકશે. જિજ્ઞાસુએ પ્રામાણિક પુસ્તકોજ વાંચવાં, ને મહાસમર્થ પુરુષોનોજ સંગ કરવો.

જેમ કોઇ માણસને સ્વપ્ન થવાથી તે પોતાનું વ્યાવહારિક રૂપ ને વ્યાવહારિક જગત્ ભૂલે છે, અને પોતાના બીજા રૂપને ને બીજા જગત્‌ને તે જુએ છે તેમ જીવ પરમાત્માથી વસ્તુતાએ જુદો નહિ છતાં પરમાત્માની માયાશક્તિના અંશરૂપ અજ્ઞાનથી પોતાના ખરા રૂપને ભૂલી તે પોતાના વ્યાવહારિક રૂપને તથા વ્યાવહારિક જગત્‌ને દેખે છે, તથા તેને તે ખરું માને છે.

શ્રીનૃસિંહમહેતાજેવા ભક્તકવિઓ પણ પોતાને પરમાત્માથી ભિન્ન માની તેમની સ્તુતિપ્રાર્થના કરતાં કરતાં પરમાત્મરૂપ થયા છે એમ તેમનાં "જ્યાંલગી આત્મા તત્ત્વ ચિન્ચો નહિ, ત્યાંલગી સાધના સર્વ જૂઠી;" તથા "શરીર શોધ્યા વિના સાર નહિ સાંપડે, પંડિતા પાર નહિ પામ પોથે;" ઇત્યાદિ ભજનોથી જણાય છે. શુદ્ધભાવવાળી ભેદમય ભક્તિ પણ પરિણામે ભક્તનો પરમાત્માથી અભેદ પ્રત્યક્ષ કરાવે છે.

જે મનુષ્ય મંત્રજપ કે પ્રાર્થના કરતો નથી તેના કરતાં જે મનુષ્ય મંત્રજપ કે પ્રાર્થના સમજ્યા વિના પણ કરતો હોય તે કાંઇક પુણ્ય પ્રાપ્ત કરે છે, અને જે મનુષ્ય અર્થ તથા ભાવ સમજી શ્રદ્ધા-પ્રીતિથી મંત્રજપ ને પ્રાર્થના કરે છે તેને તેના કરતાં વધારે પુણ્યનો લાભ થાય છે.

શુભ શબ્દનું ઉચ્ચારણ મનપર ઓછીવધતી સારી અસર કર્યાં વિના રહેતું નથી.

પરમાત્માની સાચી ભક્તિથી પૂર્વજન્મોનાં પાપો બાળી શકાય. ને તેથી મંદ ને મધ્યમ પ્રકારનું નસીબ ફેરવી શકાય. તીવ્ર નસીબ ફેરવવાની તક રહેતી નથી તેથી તે ફરતું નથી.

અસંખ્ય આત્માઓ અનાદિકાલથી છે. તેમાંથી જેમનાં જેમનાં કર્મો મનુષ્યશરીર ધરવાને યોગ્ય થાય છે તેઓ મનુષ્યશરીરને ધારણ કરે છે.

૧૪૫ × પશુમાં રહેલો જીવાત્મા પોતાના શુભકર્માનુસાર મનુષ્ય-શરીરને પામે ને મનુષ્યશરીરમાં રહેલો જીવાત્મા તેના અશુભકર્મના ઉદયથી પશુપક્ષીના શરીરને પણ પામે. જો મનુષ્યશરીરમાં રહેલો જીવાત્મા પોતાના અશુભકર્મથી નીચા શરીરને નજ પામે તો, કર્મનો સિદ્ધાંતજ ખોટો થઇ જાય.

મનુષ્યનું આયુષ્ તેના પ્રારબ્ધકર્મપ્રમાણે ન્યૂનાધિક સમયમાટે આગળથી નક્કી થયેલું હોય છે. જેમનું જીવવાનું પ્રારબ્ધકર્મ જ્યારે પૂરું થાય છે ત્યારે તે મરે છે. સૌનું આયુષ્ સમાન હોતું નથી. બલવાન્ શુભાશુભ કર્મથી નવું પ્રારબ્ધકર્મ બંધાય તો તેમાં ફેર પડે છે. ઘાતકયોગ પણ પ્રારબ્ધને અનુસરીને પોતાનું કામ કરે છે. મનુષ્યનું જીવવાનું પ્રારબ્ધકર્મ હોય ને બીજું આયુષ્યને ન્યૂન કરનાર પ્રારબ્ધ-

કર્મ તે જીવ ન ઉપજાવે તો ઘાતકયોગથી તે માણસનું મરણ ન થાય.

જે મનુષ્ય બાલ્યાવસ્થામાં ને યુવાવસ્થામાં મરણ પામે છે તે પણ પોતાનું પ્રારબ્ધકર્મ પૂરું થવાથી મરણ પામે છે.

મરણ પામેલાની પાછળ તેનાં સગાંઓને સ્નેહાદિના પ્રમાણમાં ખેદ થવો સ્વાભાવિક છે, પણ તે ખેદ કે વિલાપ કરવો શાસ્ત્રપ્રમાણે યોગ્ય ગણાતો નથી.

જીવાત્મા એક શરીરને ત્યજીને તુરત પોતાના કર્મપ્રમાણે બીજા ઘાટ તેવા શરીરને પામે છે. મુક્તિ પામેલાને પુનઃ બીજા શરીરની પ્રાપ્તિ થતી નથી.

જે મરનાર જીવની દુર્વાસના પ્રબલ હોય તે જીવ મરણપછી ભૂતના શરીરને પામે છે. એવા જીવ અવગતિને પામેલા ગણાય છે.

જીવાત્માને પોતાના શુભકર્મના પરિપાકથી જે વધારે પવિત્ર ને વધારે સુખાનુભવ કરાવનારો લોક મરણપછી પ્રતીત થાય છે તે સ્વર્ગ કહેવાય છે. જેમનું અંતઃકરણ અમુક પ્રકારની યોગ્યતાવાળું થયું હોય તેમને તેની પ્રતીતિ થાય છે.

જે મોક્ષ પામ્યા નથી એવા જીવાત્માઓની પાછવાડે તેમનાં સગાંઓવડે જે શાસ્ત્રોક્ત શ્રાદ્ધાદિ કર્મ વિધિપૂર્વક કરવામાં આવે છે તેનું પુણ્યરૂપ ફલ તે કર્મ જેને માટે કરવામાં આવ્યું હોય તેને તે જ્યાં હોય ત્યાં પિતૃઓના રાજા અર્યમાદ્વારા ઈશ્વરના સંકેતપ્રમાણે પહોંચે છે. તે પુણ્યના લાભથી તે જીવાત્માને દુઃખનિવૃત્તિ કે વધારે સુખાનુભવ થાય છે. મરનારની પાછળ એક વર્ષસુધી તે શ્રાદ્ધાદિ ક્રિયાઓ અવશ્ય કરવી જોઇએ. આવી ક્રિયાઓ મરનારપ્રતિ પોતાનો પ્રેમ જણાવવામાટે તથા તેમના સુખમાં વધારો કરવામાટે કે દુઃખનિવૃત્તિમાટે કરવામાં આવે છે.

મનુષ્યના જન્મની વેલાએ જે ગ્રહોની આકાશમાં જેવા પ્રકારની સ્થિતિ હોય તેવા પ્રકારની તે જન્મનાર મનુષ્યના ઉપર શુભાશુભ અસર તે મનુષ્યનાં આગળનાં કર્મોપ્રમાણે થાય છે. ગ્રહો મનુષ્યનાં કર્મોને ફેરવતા નથી. જો વિદ્વાન્ ને અનુભવી જ્યોતિષી હોય ને જન્મનારના જો સાચા જન્માક્ષર હોય તો તે તેના ભવિષ્યના બનાવોને કહી શકે છે. જન્માક્ષર (જન્મના ખરા સમયનો લેખ) યથાર્થ લેવાવાનો ઘણી વાર અસંભવ હોવાથી ને સારા જ્યોતિષી બહુ થોડા હોવાથી મુમુક્ષુએ જ્યોતિષમાં બહુ આદર રાખવો ઉચિત નથી.

૧૫૦ × જે મનુષ્યે શુભકર્મો કર્યા હોય તે મનુષ્યને તેનું આ મનુષ્યશરીર પડયા પછી તુરત દેવશરીરની પ્રાપ્ત થાય છે, તેથી તેવા મનુષ્યને સ્વર્ગનો અનુભવ કરવાનો સમય વહેલો મળે છે, ને બીજા મનુષ્યોને જ્યારે તેમનાં તેવાં શુભકર્મોનો ઉદય થાય ત્યારે તેવો લાભ મળે છે.

મરનારની પછવાડે શાસ્ત્રે કહેલી જે શુભ ક્રિયાઓ કરવામાં આવે છે તે શુભ ક્રિયાનો પુણ્યરૂપ સંસ્કાર તે મરનાર જીવના હૃદયમાં રહેલા પ્રારબ્ધકર્મના સંસ્કારોમાં ભળે છે. તે સંસ્કારોવડે જો તે પ્રેત-શરીરને પામ્યો હોય તો તેનો પ્રેતશરીરમાંથી છૂટકારો થઇ પોતાના કર્માનુસાર બીજા યોગ્ય શરીરને તે પામે છે. જો તે મનુષ્ય, પશુ કે પક્ષી આદિના શરીરને પામ્યો હોય તો માતાના ગર્ભમાં રહેલા તે જીવના અંતઃકરણમાં તે સંસ્કારો પડે છે, ને જન્મ્યા પછી પણ તે શુભકર્મવડે તેવા સંસ્કારો તેના અંતઃકરણમાં પડે છે, અને તેના ન્યૂનાધિક બલપ્રમાણે તે મોડુંવહેલું શુભ ફલ તે જીવને આપે છે.- યોગ્ય પ્રમાણમાં તેના દુઃખની નિવૃત્તિ ને સુખની પ્રાપ્તિ કરે છે.

જીવાત્મા એક શરીરનો ત્યાગ કરી થોડી ક્ષણોમાં બીજા શરીરને પામે છે. વચ્ચે જે અલ્પક્ષણોનો ગાળો રહે છે તે વેલા તેનું સૂક્ષ્મ-શરીર હોય છે, ને તે શરીરવડે જીવાત્મા સુખદુઃખનો અનુભવ કરી શકતો નથી.

મનુષ્યનું અંતઃકરણ જ્યારે ઉંચા પ્રકારની એકાગ્રતા એટલે સંયમને પ્રાપ્ત થાય ત્યારે તે અંતઃકરણ પોતાના સંબંધવાળા જીવાત્માના ભૂતકાલના જન્મને તથા ભવિષ્યકાલના જન્મને જાણી શકે છે.

અવગતિને પામેલા જીવો પોતાના અશુભકર્મનું ફલ ભોગવી પુનઃ પોતાના કર્માનુસાર યોગ્ય શરીરને પામી શકે છે.

જીવ પોતાના પ્રારબ્ધકર્મનું ફલ ભોગવવાના સમયમાં તે કર્મના ફલના ઉદયના કોઇ અનુકૂલ સૂક્ષ્મ સંયોગમાં નવું બલવાન્ અશુભ પ્રારબ્ધકર્મ ઉપજાવવા વા નવું બલવાન્ શુભ પ્રારબ્ધકર્મ ઉપજાવવા સમર્થ થઇ શકે છે. દુઃખથી મુંઝાઇ આયુષ્યને ન્યૂન કરવાનો પ્રયત્ન જો અશાસ્ત્રીય આત્મઘાત હોય તો તે નિંદ્ય ને પરિણામે અશુભ ફલ આપનાર છે, પણ વહેલો મોક્ષ મેળવવાની ઇચ્છાથી જો પોતાના જીવનના હેતુભૂત સંસ્કારોને યોગાભ્યાસવડે દૂર કરી નાંખે તો તેમનો તે પ્રયત્ન નિંદ્ય ગણાતો નથી, પણ સ્તુત્ય મનાય છે.

પ્રતિકૂલ પ્રસંગમાં આત્મઘાત કરવાની દુષ્ટ વૃત્તિઓ દુષ્ટ પ્રારબ્ધ-કર્મના વેગથી ઉદય પામે તો તેને પ્રયત્નપૂર્વક રોકવી ઉચિત છે. જેઓ એવા પ્રસંગમાં આત્મઘાત કરે છે તેઓ પોતાના પાપસંસ્કારોમાં વધારો કરી દુઃખી થાય છે.

જેઓ આત્મઘાત કરે છે તેઓ તુરત યોગ્યતાવાળું સ્થૂલશરીર પ્રાપ્ત કરી શકતા નથી, કેટલાંક વર્ષોસુધી દુઃખમય શરીરો ને દુઃખમય સ્થિતિ ભોગવી પછી તે કર્માનુસાર યોગ્યતાવાળા શરીરને પામે છે.

પોતાની વ્યાવહારિક, શારીરિક ને બહારની સ્થિતિની અનિવાર્ય પ્રતિકૂલતાને લઇને જે રોગી પોતાના રોગની નિવૃત્તિમાટે પૂરતા ઉપાયો ન કરી શકે, ને મરણ પામે, તેમાં તેનું પ્રારબ્ધકર્મ હેતુભૂત હોય છે.

પરમાત્માના શુભગુણોના ને તેમના મહાસામર્થ્યના જ્ઞાનપૂર્વક તેઓશ્રીમાં જે અડગ અનન્ય વિશુદ્ધ પ્રીતિ કરાય તે તેઓની સાચી ભક્તિ કરી કહેવાય, ને પરમાત્માનું ઉપર કહેલું માહાત્મ્ય સમજી મનને તેમના સ્વરૂપમાં એકાગ્ર કરી વાણીવડે તેમની સ્તુતિ કરાય તે તેમની સાચી પ્રાર્થના કરી કહેવાય.

તમારા અંતઃકરણના પ્રેમપ્રમાણે તમારી પ્રાર્થના પરમેશ્વર સ્વીકારે. તમે ગુજરાતીમાં અર્થ સમજી જો પ્રભુની પ્રાર્થના કરો તો તમારું મન વધારે પ્રેમાળ ને એકાગ્ર થાય તેથી તમારી તેવી પ્રાર્થનાનો પ્રભુ વધારે સ્વીકાર કરે. ઇશ્વરની પ્રાર્થનાને મનુષ્યોની અમુક ભાષાની સાથે સંબંધ નથી. જો તમે શુદ્ધ ભાવથી ગુજરાતીમાં પ્રભુની પ્રાર્થના કરો તો તે પણ તેઓશ્રી સ્વીકારે.

જેઓને પ્રભુનો મહિમા સમજાયો નથી, જેમને પ્રભુમાં સ્વાભાવિક પ્રેમ પ્રકટ્યો નથી, ને જેમને સંસારના પદાર્થોપર ઘાટો પ્રેમ છે તેમની પ્રભુભક્તિ છેવટસુધી ટકતી નથી, પણ જેઓએ પોતાના ગુરુની ને સત્શાસ્ત્રની કૃપાથી પ્રભુનો મહિમા ન્યૂનાધિક જાણ્યો છે, જેમના અંતઃકરણમાં પ્રભુપર સ્વાભાવિક પ્રેમ પ્રકટ્યો છે, ને જેમને સંસારના પ્રાણિપદાર્થોમાં ન્યૂનાધિક ઉદાસીનતા પ્રકટી છે, તેમની પ્રભુભક્તિ ઉત્તરોત્તર વૃદ્ધિ પામતી જાય છે. સારો સંગ ને સારું વાચન પણ પ્રભુભક્તિને દૃઢ કરવામાં ઉપયોગી મનાય છે. પ્રારબ્ધકર્મને લીધે મનુષ્યને પ્રાપ્ત થવાનાં સુખદુઃખ, તેનાં સાધનો ને આયુષ્યનાં સૂચક

ચિહ્નો મનુષ્યના મુખપર, હાથમાં ને શરીરના અન્ય અવયવોમાં હોય છે. જેઓએ સામુદ્રિકનું જ્ઞાન તેના શાસ્ત્રથી ને તેના અનુભવી પુરુષોના સમાગમથી મેળવ્યું હોય છે તેઓ શરીરપરનાં ચિહ્નોથી મનુષ્યના ગુણદોષનું ને તેમને પ્રાપ્ત થવાનાં સુખદુઃખાદિનું નિરૂપણ કરી શકે છે.

## પત્ર ૧૫૧-૧૬૦

આ વ્યાવહારિકપક્ષે બહુ માઠા ગણવાયોગ્ય બનાવથી તમને, તમારા પિતાજીને તથા ... વગેરેને અંતઃકરણના ધર્મપ્રમાણે બહુ ખેદ થાય તે સ્વાભાવિક છે, પણ તેમના તીવ્રતમ પ્રારબ્ધકર્મના ફલનો ઉદય વિચારી તમારે સૌએ હવે પોતપોતાનાં અંતઃકરણોને શાંત રાખવાં એજ ઉચિત છે. અહિં બ્રહ્મથી ભિન્ન કોઇ પણ વસ્તુ શાશ્વત નથી. સર્વ વસ્તુ ક્ષણપરિણામી ને વિનાશી છે એ તમે જાણો છો. અહિં કોનો સમાગમ નિત્ય રહેનારો છે? તેમના શરીરની કેટલાંક વર્ષો વધારે સ્થિતિ રહી હોત તો તેઓ વ્યવહારપરમાર્થનું કામ વધારે કરી શકત, ને તેનો લાભ મેળવત, એવા વિચાર તમને સૌને વ્યાવહારિકદૃષ્ટિએ આવે એ સ્વાભાવિક છે, પણ તેવા શ્રદ્ધાલુ, પરમાર્થમાં મન રાખનારા ને યશોરૂપી શરીરે જીવતા ભલા સ્વભાવવાળા મનુષ્યને તેમનાં શુભકર્મોપ્રમાણે જે સ્થિતિમાં પરમાર્થનાં સાધનોનું વધારે સારી રીતે અનુષ્ઠાન થઇ શકે એવી સ્થિતિ કર્મફલપ્રદાતા ઈશ્વર આપે એવું અનુમાન સુખપૂર્વક થઇ શકે એમ છે, એટલે એવા અનુમાનરૂપ વિચારવડે પણ તમારે તમારા મનનું સમાધાન કરવું જોઇએ.

તમે સંસારનું સ્વરૂપ સમજો છો, ને મનને શાંતિમાં રાખવાના બલવાળા છો, એટલે તમને વધારે સમાધાન શું લખાવવું? સૌ શાંતિ સેવવા પ્રયત્ન કરશો.

૧૫૨ × ધ્યેયમાં મનની સ્થિરતા કરવામાટે તથા ધ્યેયનો સ્પષ્ટ સાક્ષાત્કાર કરવામાટે અંતઃકરણની અંતર્મુખતાની તથા વાણીના નિગ્રહની બહુ અગત્ય છે તે તમારા જાણવાબહાર નહિ હોય, માટે અંતઃકરણની અંતર્મુખતા વધારવાને ને વાણીનો નિગ્રહ કરવાને સૂક્ષ્મદષ્ટિપૂર્વક પરમાદરથી સતત પ્રયત્ન કરતા રહેશો. સિદ્ધાંતનું સ્વરૂપ સમજવા, તેને સ્મરણમાં રાખવા ને તેને અનુભવમાં લાવવા યથાયોગ્ય પ્રયત્ન સતત કરતા રહેશો. ×

આસપાસના ને ધંધાના અયોગ્ય વિચારોના વિષમય વાતાવરણથી તમારા અંતઃકરણને બચાવી તેને કર્તવ્યના અનુષ્ઠાનરૂપ પરમામૃતનું પાન કરાવતા રહી પરમાર્થમાં આગળ વધશો. શરીરનું ક્ષણભંગુરપણું વિચારી આળસપ્રમાદને અવકાશ ન આપશો.

૧૫૩ × ૐ એ અક્ષર સગુણબ્રહ્મનો તથા નિર્ગુણબ્રહ્મનો વાચક છે. ૐ નો સાક્ષાત્કાર થયા પછી તેના અધિષ્ઠાનનો સાક્ષાત્કાર થઇ જો બ્રહ્મસાક્ષાત્કાર થાય તો તે જીવનું જીવપણું દૂર થાય છે.

જ્ઞાની, મહાયોગી ને અનન્યભક્તવિનાના સર્વ મનુષ્યોને યમદૂતો લેવા આવે છે. મનુષ્યથી ઊતરતાં પ્રાણીઓ તો પોતાના આગળના મનુષ્યજન્મમાં કરેલાં અશુભકર્મોના ફલરૂપે મનુષ્યજન્મની પ્રાપ્તિ થવાસુધી કર્મફલપ્રદાતા ઈશ્વરના સંકેતપ્રમાણે તેમની તે કામ કરનારી સત્તાદ્વારા તેમના કર્માનુસાર ઊતરતા પ્રાણીઓનાં શરીરો ધારણ કર્યા કરે છે.

× ભોગમોક્ષેચ્છુએ શ્રીગણપતિ આદિ દેવોની ને તેમની શક્તિઓની પૂજા કરવી, ને મોક્ષેચ્છુએ દેવોમાં તેમની શક્તિઓનો અંતર્ભાવ ગણી માત્ર તે દેવોનીજ પૂજા કરવી, અને શ્રીસદ્ગુરુના

સ્થૂલજેવા પ્રતીત થતા બ્રાહ્મીતનુની પણ પૂજા કરવી. મહેશ્વરનું પ્રથમ સગુણસાકારરૂપ ધારી પછી અંતઃકરણની યોગ્યતા વધે તેમનું સચ્ચિદાનંદસ્વરૂપ ચિંતવવું. કુંડલિનીની દેવતા અપરાશક્તિ, મનશ્ચક્રના દેવ ચંદ્રમા ને ભ્રમરગુહાની દેવતા પરાશક્તિ છે. અપરાશક્તિની ને પરાશક્તિની મુખ્ય સેવિકા તે તેમની શક્તિ જાણવી.

આધારાદિ છ ચક્રો, યોગકૌસ્તુભના પૃષ્ઠ ૨૯૯-૩૦૦માં શરીરમાં જે ષોડશ આધારો કહ્યા છે તે આધારો, બરડાની કરોડ તે સ્તંભ, સાત ઉપરનાં ને બે નીચેનાં મળી નવદ્વારો, શૂન્ય મહાશૂન્ય ને અતિશૂન્ય એ ત્રણ શૂન્યો, ભૂતાકાશ પરાકાશ મહાકાશ તત્ત્વાકાશ ને સૂર્યાકાશ એ વ્યોમપંચક અને તે પાંચ આકાશના ક્રમથી મહેશ્વરનાં સદ્યોજાતાદિ પાંચ સ્વરૂપો એ દેવો છે. સ્થૂલપ્રપંચનો જ્યાં અભાવ થાય તે શૂન્ય. સૂક્ષ્મપ્રપંચનો જ્યાં અભાવ થાય તે મહાશૂન્ય ને કારણનો જ્યાં અભાવ થાય તે અતિશૂન્ય કહેવાય છે. ×

પ્રાણથી માંડીને નામસુધીની સોળ કલાવાળો જીવ છે. તેનું વિસ્તૃત વર્ણન પ્રશ્નોપનિષદ્‌ના છઠ્ઠા પ્રશ્નના ઉત્તરમાં છે.

ૐકારની ત્રણ માત્રાઓનો શ્રીસદ્‌ગુરુનાં ત્રણ શરીરોની સાથે અભેદ સમજી પછી ૐકારની અમાત્રનામની ચોથી માત્રાનો સદ્‌ગુરુના તુરીયસ્વરૂપની સાથે અભેદ દૃઢ કરે તેમાં અડચણ નથી.

૧૫૪ * શ્રીકૃષ્ણભગવાનના પ્રાકટ્યની અને મહાભારતમાં તેમના વર્ણનની વાત વ્યાવહારિકરીતે સત્ય છતાં પણ પારમાર્થિક-રીતે તેમને આત્મા સમજવા, ને મહાભારતમાંથી મુમુક્ષુએ એ ધોરણ-પર તેમાંનો સર્વ સાર ગ્રહણ કરવો. રહસ્યદીપિકાટીકાવાળાં ગીતાજીમાં એ સર્વ સમજાવ્યું છે.

વિકાસવાદની ( ઇવોલ્યુશન થીઅરીની ) રીતે શ્રીવિષ્ણુના દશે અવતારો ઘટાવી શકાય એમ છે, છતાં તેમાં જે અવતારોમાં ઐતિહાસિક ભાગ આવે છે તે ભાગ મિથ્યા ઠરતો નથી.

શરીરે રોકેલું શુદ્ધચેતન તે આત્મા છે. એ આત્મામાં જ્યારે સંસારની વાસનાવાળું અંતઃકરણ તથા તે અંતઃકરણમાં સતઆદિ આત્માના સ્વભાવો આવેલા દેખાય ત્યારે તે જીવ કહેવાય છે. જીવમાંથી જ્યારે એ ભળેલી વસ્તુઓ કાઢી નાંખવામાં આવે ત્યારે તે જીવ આત્માને રૂપે રહે છે. એમ આત્મા ને જીવ એક છે. વૃક્ષમાં પણ જીવ છે, અને જીવનું શુદ્ધરૂપ આત્મા પણ છે.

પ્રત્યેક જીવને મુક્ત થવાનો ચોકસ કાલ નક્કી કરેલો નથી. જેઓનો જેટલા પ્રમાણમાં મુક્તિ મેળવવામાટે પ્રયત્ન થશે તેટલા પ્રમાણમાં તેઓ મુક્તિની સમીપ જતા જશે. પ્રયત્નવિના કોઇ પણ જીવ અનાયાસે મુક્તિ મેળવી શકશે નહિ. જિજ્ઞાસુએ બીજા જીવોના વિચાર મુક્ત થતાસુધી બાજુએ રાખી પોતાની મુક્તિમાટે પ્રયત્ન કરવો જોઇએ.

ઊતરતા જન્મોમાંથી મનુષ્યજન્મ પામેલા બધા જીવોનાં અંતઃકરણની યોગ્યતા સરખી હોતી નથી, ને તે બધાના અંતઃકરણમાં બ્રહ્મજિજ્ઞાસાનો વેગ ને તદનુકૂલ યોગ્ય પ્રવૃત્તિ પણ સરખા પ્રમાણમાં હોતાં નથી, તેથી તે બધાને સાથે મોક્ષલાભ થવાનો સંભવ નથી. મનુષ્યજન્મ પામેલા જીવોમાંથી જે જીવો જો પશુપક્ષીના જન્મની પ્રાપ્તિ થાય એવા વિચારો ને કર્મો કરે તો તે જીવો પશુપક્ષીના જન્મને પણ પ્રાપ્ત થાય છે, આગળ વધતા નથી. અમુક જન્મોપછી બધા જીવોમાં અમુક પ્રકારની યોગ્યતા આવવીજ જોઇએ એવો નિયમ નથી. મનુષ્ય શુભાશુભ કર્મ કરવામાં લગભગ સ્વતંત્ર છે.

એક જમાનામાં આ પૃથિવીપર એકજ જીવન્મુક્ત હોય એવો નિયમ નથી. ક્યારેક થોડા જીવન્મુક્તો આ પૃથિવીપર વિરાજતા હોય, ને ક્યારેક ઘણા જીવન્મુક્તો પણ આ પૃથિવીપર વિરાજતા હોય. બીજા મનુષ્યોના પ્રમાણમાં તે ઘણાજ થોડા હોય એટલું સાચું.

પેગંબર ઇસુખ્રીસ્ત, પેગંબર જરથુસ્ત ને બીજા જ્ઞાનીઓને અજ્ઞાની લોકોતરફથી જે પીડાઓ થઇ તે તેમના પૂર્વજન્મના કોઇ અશુભ પ્રારબ્ધકર્મનું ફલ હતું એમ માનવું જોઇએ. એવા પુરુષોમાંથી કેટલાક પુરુષો સગુણબ્રહ્મને જાણનારા ને કેટલાક નિર્ગુણબ્રહ્મને જાણનારા હતા. પૂર્વના ઋષિમુનિઓમાંથી પણ કેટલાક સગુણબ્રહ્મને જાણનારા તથા કેટલાક નિર્ગુણબ્રહ્મને જાણનારા હતા. સગુણબ્રહ્મને જાણનારા પોતાના ઇષ્ટદેવના લોકમાં જઇ પછી વિદેહમુક્તિને પામે છે, ને નિર્ગુણબ્રહ્મને જાણનારા અહિં પોતાનું પ્રારબ્ધકર્મ પૂરું થાય ત્યારે શરીર પડે વિદેહમુક્તિને પામે છે.

૧૫૫ * સ્થૂલશરીરનું ક્ષણભંગુરપણું તથા પ્રારબ્ધકર્માનુસારે પ્રાણિપદાર્થોના સંયોગનો સદ્ભાવ વિચારી તેમનાં માતુશ્રીને પોતાનું મન શાંત રાખવા સૂચવતા હશો.

સંસારના બેલો સંસ્કારાનુસાર ખલાસ થયા કરે છે, પણ મનુષ્યના મનના બેલો ખલાસ કરવામાં ઉત્તમ પ્રકારના પુરુષાર્થની બહુજ અપેક્ષા રહે છે.

જો તમારા અંતઃકરણમાં તીવ્રવૈરાગ્ય પ્રકટ્યો હોય, તમારી અહંતામમતા શિથિલ થયેલી તમને અનુભવાતી હોય, સંસારના સગાંવહાલાંના–પ્રસંગો તમારા ચિત્તને હવે આકર્ષી નહિ શકે એમ અનુમાન કરી શકાતું હોય, વર્તમાનસ્થિતિમાં વેદાંતનું મનન ને

નિદિધ્યાસન કરવાની તમને પ્રતિકૂલતા જણાતી હોય, અને નવી ( સંન્યાસીની ) સ્થિતિમાં તેમ કરવાની અનુકૂલતા પ્રતીત થતી હોય, તથા તિતિક્ષાપૂર્વક શાસ્ત્રોક્ત સંન્યાસીના ધર્મો પાળી શકવાનું તમારું મનોબલ તમને જણાતું હોય તો તમારાં ધર્મપત્નીની પ્રસન્નતાપૂર્વક અનુમતિ મેળવી તમારાથી સંન્યસ્ત લઇ શકાય.

તમારા તનમનની સ્થિતિ, વર્તમાનકાલમાં સંન્યાસીઓના મોટા ભાગની સ્થિતિ અને તમારા જીવનનો મુખ્ય ઉદ્દેશ એ ત્રણનો કેટલોક સમય સ્વસ્થ મને પૂરતો વિચાર કરી પછી પ્રવૃત્તિ કરશો, ઉતાવળ ન કરશો.

૧૫૬ * દોહરા.

વિવિધસ્વભાવના જનથકી, ભરીઓ આ સંસાર;
સૌથી સંપીને સદા, વસવું કરી વિચાર. ૧
શાંતિસુખ જો પામવું, જો બ્રહ્મદર્શન-આશ;
નિજ દોષો જોઇ ટાળવા, ત્યજવી સર્વ કુઆશ. ૨
પરદોષો જોવા નહિ, પરના મલની પેઠ;
પોતાનું સુધારવું, જો જાવું હોય હેઠ. ૩
પ્રયોજન વિચારીને, વદવું સુગુણું વેણ;
કર્તવ્યમાં અરૂઢ રહી, ત્યજવું સૌ દુઃખદેણ. ૪

૧૫૭ * મનને પરમાદરપૂર્વક પરમાત્મામાં એકાગ્ર કરવાનો અભ્યાસ કર્યા કરવાથી અને રાગદ્વેષના વિષયભૂત સર્વ વિષયોમાં દોષદર્શનવડે વૈરાગ્ય દૃઢ કર્યા કરવાથી બહુ ચંચલ અને મૂઢ એવું મન તે બંનેના પરિપાકે પરમાત્મામાં એકાગ્ર થાય છે. અભ્યાસનું ને વૈરાગ્યનું અનુષ્ઠાન બહુભાવપૂર્વક કંટાળો લાવ્યા વિના સતત કરવું

જોઇએ. પરમાત્માની ને પરમાત્માથી અભિન્ન શ્રીસદ્‌ગુરુની અતિ-નમ્રભાવે પુનઃ પુનઃ પ્રાર્થના કરી તેમનું આ પરમધર્મરૂપ ચિત્તનિગ્રહમાં સાહાય્ય પણ માગવું જોઇએ.

પરમાત્માની વિશુદ્ધ ને અડગ ભક્તિરૂપ પાકા મજીઠરંગથી મનને સાવધાનતાપૂર્વક રંગ્યા કરવું, કે જેથી દૃશ્યના કાચા રંગો તેને ન લાગી શકે.

શુભવિચારવડે ને શુભપ્રવૃત્તિવડે મન પૂર્વના અશુભસંસ્કારોને વશ વર્તતું અટકી જીવાત્માની પ્રસન્નતાનો ભંગ નહિ થવા દે. જો ઉત્સાહપૂર્વક અડગ પ્રયત્ન ચાલુ રહેશે તો વર્તમાનજીવનમાં એ મન રાગદ્વેષવડે પરાજય પામી ત્રાસ આપતું અટકશે. શુભ પુરુષપ્રયત્ન અવશ્ય શુભ પરિણામ ઉપજાવે છે.

તમારા અંતઃકરણની પરમાત્માભિમુખતામાં અને તમારી અનન્ય-ભક્તિવડે સદ્‌ગુરુના કારુણ્યમાં જેમ જેમ વૃદ્ધિ થતી જશે તેમ તેમ તમારું અંતઃકરણ વ્યુત્થાનકાલે પણ રાગદ્વેષને વશ નહિ થતાં સમભાવે વર્તી વ્યવહારનું વહન કરવા સમર્થ થશે.

નિત્યકર્મ, ઇષ્ટદેવનું સ્મરણધ્યાન, ઉત્સાહમાં ને જ્ઞાનમાં વૃદ્ધિ કરનારું વાચન તથા મનન કરી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો.

૧૫૮ * વર્તમાન સ્થૂલશરીરને ત્યજી સ્વર્ગમાં વા નરકમાં જતા જીવનું સૂક્ષ્મશરીર માર્ગમાં મૂર્છિત હોય છે. સ્વર્ગમાં કે નરકમાં પહોંચ્યા પછી તેને તુરત તે તે લોકને અનુસરતા સ્થૂલશરીરની પ્રાપ્તિ થાય છે. માર્ગમાં તે મૂર્છિત દશામાં હોવાથી તેને ભૂખતરસ લાગતાં નથી. સ્વર્ગમાં વા નરકમાં ગયા પછી તેને ભૂખતરસ

લાગે છે, ને તેને તે તે લોકને અનુસરતો આહાર તથા પાન ત્યાં મળે છે.

સ્વર્ગમાંથી પૃથિવીપર આવતો જીવ પ્રથમ આકાશની સાથે, પછી વાયુની સાથે, પછી મેઘની ( વાદળાની ) સાથે, પછી પૃથિવીની સાથે, પછી અન્નની સાથે, પછી પોતાના ભવિષ્યના સ્થૂલશરીરના પિતાના વીર્યની સાથે અને પછી ભવિષ્યના સ્થૂલશરીરની માતાના ગર્ભાશયની સાથે સંબંધ પામે છે.

સ્વર્ગનરકાદિમાં આ લોકનાં પુષ્પ, ફલ, અન્નાદિ કે મિષ્ટાન્ન પહોંચતાં નથી, પણ તે દ્રવ્યો જો કોઇએ તે જીવને શ્રદ્ધાપૂર્વક વિધિથી અર્પણ કર્યાં હોય તો તેમાંનો સૂક્ષ્માંશ ત્યાં તેમને પ્રાપ્ત થાય છે, ને તે સૂક્ષ્માંશરૂપ અમૃતને જોઇને દેવો તૃપ્ત થાય છે. નરકના જીવોને તે સૂક્ષ્માંશ નરકને ઉચિત એવા અન્યરૂપમાં ફેરવાઇને મળે છે, ને તેઓ તેનું ભક્ષણ કરે છે. દેવો સંકલ્પબળે અન્નપાનાદિ પદાર્થો ઉત્પન્ન કરી તેના દર્શનવડે પણ તૃપ્ત થાય છે.

જેમણે મંત્રજપવડે કે યોગસેવનવડે સિદ્ધિ પ્રાપ્ત કરી હોય તેઓ પોતાના સામર્થ્યથી ફલાદિના સૂક્ષ્માંશને પરલોકમાં મોકલાવી શકે, બાજાઓ નહિ.

સ્થૂલશરીર પડ્યા પછી ભૂતપ્રેતાદિ તામસદેવભાવને પામેલા જીવો સ્થૂલભુવનના વાતાવરણમાં રહે છે. રાજસદેવભાવને પામેલા તેથી ઉપરના પ્રદેશમાં ને સાત્ત્વિક દેવભાવને પામેલા તેથી પણ ઉપરના પ્રદેશમાં રહે છે.

એક શરીર છોડીને બીજા શરીરપ્રતિ જનારા જીવની મૂર્છિત સ્થિતિ થોડી સેકંડોની કે થોડી મિનિટોની હોય છે. સ્વર્ગમાંથી પૃથિવીપર આવનારાની તેવી સ્થિતિ વધારે સમય રહે છે.

૧૫૯ * જેમને બ્રહ્મજ્ઞાન થયું છે તેમની તો બ્રહ્મરૂપે સ્થિતિ થાય છે તેથી તેમના જીવાત્મામાટે તો લોકાંતરગતિનો વિચાર કરવાનો રહેતો નથી.

જેઓ સત્યલોકમાં જાય છે તેઓને પ્રથમ અગ્નિના અભિમાની દેવ લઇ જાય છે, એનો બધો ક્રમ ભગવદ્ગીતામાં, ઉપનિષદોમાં તથા વેદાંતદર્શનમાં દર્શાવ્યો છે. સ્વર્ગલોકથી માંડીને સત્યલોકસુધી ગયેલા જીવાત્માઓ પાછા આ પૃથિવીલોકમાં કેવી રીતે આવે છે તે ક્રમ વેદાંતદર્શનમાં તથા ઉપનિષદોમાં દર્શાવ્યો છે. તેમાં તે જીવાત્માઓ પ્રથમ આકાશાદિની સાથે સંબંધ પામીને પછી આ પૃથિવીપર આવે છે એમ જણાવ્યું છે. સ્વર્ગાદિમાં ગયેલા જીવાત્માઓ પ્રથમ અગ્નિતત્ત્વની સાથે સંબંધ પામી પછી આ લોકપર આવે છે એવું વર્ણન શ્રુતિઓમાં, સ્મૃતિઓમાં ને વેદાંતદર્શનમાં જોવામાં આવ્યું નથી.

જે મનુષ્યનો જીવાત્મા મરણપછી મનુષ્ય, પશુ કે પક્ષી આદિના સ્થૂલશરીરને પ્રાપ્ત થવાનો હોય તે જીવાત્મા પોતાનું સ્થૂલશરીર ત્યજ્યા પછી પોતાના ભાવિ પિતાના સ્થૂલશરીરની સાથે જોડાય છે.

એકાંતમાં આત્મધ્યાન ને આત્મવિચાર કરવાઉપરાંત પ્રમાણભૂત શાસ્ત્રોનું વાચનમનન પણ કરતા હશો.

## દોહરા.

૧૬૦ * રજસ્તમોગુણ મનતણા, કરવા ખાંતે દૂર;
શુદ્ધસત્ત્વગુણનું સદા, વધવા દેવું પૂર. ૧
શુભ અશુભ મનવાણીના, ગુણનો કરો વિવેક;
અશુભને ઝટ પરિહરી, ધરો શુભની ટેક. ૨

## પત્ર ૧૬૧-૧૬૪

* પ્રત્યેક કામ પ્રસન્નતા, ધૈર્ય, સાવધાનતા ને આવડ રાખીને કરવાથી અંતઃકરણમાંના રજોગુણનું ને તમોગુણનું બલ ઘટે છે, અને

સત્ત્વગુણનું બલ વધે છે. આવા વર્તનથી વ્યવહારમાં પ્રતિષ્ઠાનો લાભ ને પરમાર્થમાં ચિત્તની એકાગ્રતા, શાંતિ ને આનંદાનુભવનો લાભ થાય છે. ×

૧૬૨ * નમ્રભાવ, સરલતા ને વિશુદ્ધ પ્રીતિનો ચિત્તમાં વધારો કરો છો તેમ ઉત્તરોત્તર અધિક આદરથી તે શુભગુણોનો તમારા હૃદયમાં વધારો કરતા રહેશો.

પુણ્યવાન્ મનુષ્યના મનમાં તેના પુણ્યનો ઉદય થયે પ્રથમ પરમાત્મામાં પ્રેમ પ્રકટે છે. તે પ્રેમને ક્વચિત્ ક્વચિત્ સંસારનાં પ્રાણિપદાર્થોપરનો આરૂઢ પ્રેમ દબાવી દે છે. પરમાત્માપરના એ પ્રેમનો અભ્યાસ વધતાં વધતાં પરિણામે તે પ્રેમ આસક્તિનું રૂપ પકડે છે એ આસક્તિને સંસારપરના સામાન્ય પ્રેમો દબાવી શકતા નથી, પણ આ લોકના બહુ ઉત્તમ વિષયો ને દેવલોકના વિષયો પરમાત્માપરની તે આસક્તિને દબાવવા ક્યારેક ક્યારેક સમર્થ થઇ શકે છે. એ આસક્તિનો અભ્યાસ વધતાં વધતાં અંતે તે મનુષ્યના મનમાં પરમાત્મામાં પ્રેમનું વ્યસન ઉત્પન્ન થાય છે. ભક્તના મનમાં જ્યારે વ્યસનીઓના વ્યસનના જેવી અચલ ને સર્વોત્તમ પ્રીતિ પ્રકટે છે ત્યારે તે પ્રીતિને આ લોકના સર્વોત્તમ વિષયો કે સ્વર્ગલોકના વિષયો દબાવી શકતા નથી. ભક્તે પોતાના મનમાં ઉપર કહેલા ક્રમથી પરમાત્મામાં પ્રીતિ વધારવી જોઇએ.

ભક્તના મનમાં પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક જ્યારે ધ્યેયરૂપ પરમાત્મામાં અચલ ને અપાર પ્રીતિ વધવા લાગે છે ત્યારે તે પ્રીતિના વધારાના પ્રમાણમાં તેના દેહાદિમાં રહેલું હુંપણું ને પોતાના માનેલા પ્રાણિપદાર્થમાં રહેલું મારાપણું તે ભક્તના મનમાંથી ન્યૂન થવા લાગે છે. ધ્યાનમાં જે વેલા તમને ધ્યેયનું જે સ્વરૂપ જણાય

તે સ્વરૂપમાંજ તમારા મનને સુસ્થિર કરી દેવાનો પ્રયત્ન તમારે કરવો જોઇએ.

ધ્યાન કરવા માંડવા પહેલાં પરમાત્માના બની શકે તેટલા મુખ્ય શુભગુણોનું સ્મરણ કરી પછી તમારે તમારા મનને તે સ્વરૂપમાં ઘાણામાં ઘણું પ્રતિવાળું કરી પછી તેમનું ધ્યાન કરવામાં પ્રવૃત્ત થવું. ધ્યાન કરતી વેલાએ પુનઃ તે ગુણોનું સ્મરણ કરવાનું નથી.

ધ્યાનાભ્યાસ વૈરાગ્યના વધારાસાથે ચાલુ રહેવાથી ધ્યાનાભ્યાસીને પોતાની અંતર ને બહાર માત્ર ધ્યેયનીજ પ્રતીતિ રહે છે, અને ધ્યાન કરનારનું અભિમાન ને મારી ચિત્તવૃત્તિ ધ્યેયાકાર થઇ છે એવું ભાન અળપાઇ જાય છે. ચિત્તની આવી અવસ્થા તે સમાધિ કહેવાય છે.

માયાને વશ વર્તાવનારા ને સમય માયામાં નિયંતારૂપે રહેલા ઇશ્વર નિત્યમુક્ત છે. જેમણે ગયા કલ્પમાં કે આ કલ્પમાં સકામકર્મો કે સકામ ઉપાસના કરી વિશ્વની વ્યવસ્થામાં કોઇ પણ પ્રકારના અધિકારીનું પદ મેળવેલું હોય છે તેમને બ્રહ્મજ્ઞાન થયા છતાં તેમનું પ્રારબ્ધ કલ્પપર્યંતનું બંધાયેલું હોવાથી કલ્પ પુરો થયાસુધી તેઓ પોતાની ઇચ્છાપ્રમાણે સમાધિ તથા વ્યુત્થાનનું સેવન કરે છે, તથા આ વિશ્વમાં પ્રયોજનાનુસાર સ્વેચ્છાએ શરીર ધારણ કરે છે, અને ત્રીજા જ્ઞાનીઓ તથા જીવન્મુક્તો પોતાના વર્તમાનશરીરને ધારણ કરી રાખનારૂં પ્રારબ્ધકર્મ પુરૂં થાય છે ત્યારે બ્રહ્મરૂપે સ્થિતિ કરે છે. સંકલ્પને અભાવે તેમનું પુનઃ ઉત્થાન થતું નથી. નિત્યમુક્ત ઇશ્વર બ્રહ્મરૂપ છતાં કરુણાવડે તેમના અનાદિસિદ્ધ સંકલ્પથી પૃથિવીપર અધર્મને દૂર કરવા તથા ધર્મને સ્થાપન કરવા દયાવડે શરીર ધારણ

કરતા તથા પોતાનું પૂર્વોક્ત કાર્ય કરતા પ્રતીત થાય છે. એવી વેલાએ પણ તેમને પોતાના ને દૃશ્યના બ્રહ્મસ્વરૂપનું જ્ઞાન હોય છે. અધિકારી કોટિના જીવન્મુક્તો પણ કલ્પપર્યંત તેમનું પ્રારબ્ધ બંધાયેલું હોવાથી ઈશ્વરના કામમાં સાહાય્ય કરવા સ્વેચ્છાનુસાર શરીર ધારણ કરી પોતાના ભાગનું કામ કરે છે.

અર્જુનાદિના પોતપોતાના કર્માનુસાર ઘણા જન્મો થયા છે, ને શ્રીકૃષ્ણભગવાને–ઈશ્વરે–પોતાની ઇચ્છાથી પ્રયોજનપ્રમાણે અનેક અવતારો ધારણ કર્યા છે.

જેમના ચિત્તમાં દૃશ્યસંબંધી કાંઇ પણ સંકલ્પ રહ્યો નથી એવા જીવન્મુક્તો બ્રહ્મરૂપેજ રહે છે, બ્રહ્મસ્વરૂપથી પૃથક્ થઇ શરીર ધારણ કરી શકતા નથી. જે જીવન્મુક્તોનાં લાંબાં પ્રારબ્ધકર્મ પૂરાં થયાં નથી તેઓ તેમનાં પ્રારબ્ધકર્મ પૂરાં થાય ત્યાંસુધી–કલ્પસુધી–બ્રહ્મજ્ઞાન થયા છતાં સ્વેચ્છાએ દેહ ધારણ કરે છે. નિત્યસિદ્ધ ઈશ્વર પણ તેમની માયા-નામની શક્તિમાં સંકલ્પબલ રહેલું હોવાથી સ્વેચ્છાએ શરીર ધારણ કરે છે. આમ ત્રણેનો વિવેક કરવાથી તમારા મનની શંકાનું સમાધાન થશે.

૧૬૩ * શુભનો સંયોગ જેમ મુમુક્ષુના હૃદયમાંના સત્ત્વગુણની વૃદ્ધિ કરી તે મુમુક્ષુની ઉન્નતિમાં હેતુભૂત થાય છે તેમ શુભનો વિયોગ પણ તેના હૃદયમાંના રજોગુણને અને તમોગુણને તેના હૃદયમાં પ્રકટેલા વિરહાગ્નિના બલના પ્રમાણમાં દાહ કરી તેની ઉન્નતિમાં હેતુભૂત થાય છે. મહાપુણ્યના ઉદયવડે પ્રાપ્ત થયેલા સત્સમાગમથી મુમુક્ષુનું હૃદય સત્સુખનો અનુભવ કરી સર્વત્ર સત્સુખનું દર્શન કરી પરમપ્રસન્ન રહે છે, અને એ સત્સમાગમનો અભાવ થતાં જ્યારે તે હૃદય દુઃખાનુભવયુક્ત થાય છે ત્યારે તેને આગળ સુખમય પ્રતીત થતા પદાર્થો પણ પછી

દુઃખમય પ્રતીત થાય છે. પ્રભુના લીલાવિગ્રહના વિયોગકાલે એક પ્રભુભક્તે પોતાના મિત્રને જે કહ્યું છે તેનો તાત્પર્યાર્થ પણ એવોજ છેઃ–

" વેહ દિવસ વેહ નિશા, વેહ ઋતુ વેહ માસ:
બદલે સબે સ્વભાવ જનુ, બિનહરિકૃપાવિલાસ. "

ભક્તમનોમંદિરવિહારી, ત્રિવિધતાપહારી, પરમશુચિસ્મિતકારી અને પરમાનંદવિગ્રહધારી પરમાત્મામાં પરમવિશુદ્ધ પ્રેમથી સંયમ કરતા રહી તેમના વાસ્તવિક સ્વરૂપનો સાક્ષાત્કાર કરવા નિરંતર પ્રયત્નશીલ રહેશો.

* પ્રભુના પરમપાવન સ્વરૂપમાં જોડનાર મંત્રના વારંવાર ઉચ્ચારણવડે વાણીને અને પ્રભુના સૌંદર્યસારનિધિ ને મનોહારી સ્વરૂપના વારંવાર ધ્યાનવડે અંતઃકરણને તેઓશ્રીના અભિમુખ કરી તે બંનેને પરમપવિત્ર ને શાંત કરતા રહેશો. ×

દોહરો.

નામ રૂપ કૃતિ જ્યાં નથી, જ્યાં અજ્ઞાન ન લેશ;
તે પદમાં આરૂઢ થવા, કરજો યત્ન હમેશ. ૧

૧૬૪ * જે જીવનો પરમાત્મામાં તેઓશ્રીના માહાત્મ્યજ્ઞાનપૂર્વક જેમ જેમ વિશુદ્ધ પ્રેમ વૃદ્ધિ પામતો જાય છે તેમ તેમ તે જીવના હૃદયમાં અન્ય દૃશ્ય વિષયોમાં રહેલો રાગ શિથિલ થતો જાય છે, અને તેના હૃદયમાં શાંતિનો તથા સુખાનુભવનો વધારો થતો જાય છે.

પરમાત્મસ્વરૂપનું દર્શન, તેમનું પૂજન અને તેમની યથાયોગ્ય સેવા પણ જીવના અંતઃકરણની શુદ્ધિમાં, વિશુદ્ધપ્રીતિમાં, એકાગ્રતામાં, શાંતિમાં ને આનંદમાં વધારો કરે છે. અગ્નિમાં પડેલું શુષ્ક કાષ્ઠ જેમ અગ્નિરૂપ થઇ જાય છે તેમ પરમાત્મામાં કોઇ પણ પ્રકારના વેગથી જોડાયેલો જીવ પરમાત્મરૂપ થઇ જાય છે.

પરમાત્માના ચિંતનમાં જોડાયેલા મનને પછી દશ્ય પ્રાણિપદાર્થનું ચિંતન કરવું રુચતું નથી, પરમાત્માના અલૌકિક શબ્દશ્રવણમાં રત થયેલા શ્રવણને પછી અન્ય શબ્દો સાંભળવા ગમતા નથી, પરમાત્માના ચરણસ્પર્શમાં સુખાનુભવ કરનારા હસ્તોને પછી અન્યનો સ્પર્શ કરવો રુચિકર લાગતો નથી, સૌંદર્યસારનિધિ ને ભક્તમનોહારી પરમાત્માનું દર્શન કરવામાં આસક્ત થયેલાં નેત્રોને પછી અન્ય પ્રાણિપદાર્થનું દર્શન કરવાનો વેગ પ્રકટતો નથી, પરમાત્માનો ચેતોહર પ્રસાદ લઇ સુખાનુભવ કરનાર જીભને પછી અન્ય પદાર્થોના રસનો સ્વાદ લેવાનો વેગ પ્રકટતો નથી, અને પરમાત્માના ચરણકમલમકરંદનો ગંધ સુંઘી મત્ત થયેલી નાસિકાને પછી અન્યગંધો શુષ્કતૃણલવસમાન ભાસે છે. એવી રીતે ભક્તનાં મન ને પાંચ જ્ઞાનેંદ્રિયો પરમાત્મામાં વિરામનાં ને ભક્તને અનાયસે યોગાભ્યાસનું ફલ જે ચિત્તસ્થિરતા ને પરમાત્મસાક્ષાત્કાર તે પ્રાપ્ત થાય છે.

બહિર્મુખ થયેલું મન ને પાંચ જ્ઞાનેંદ્રિયો જ્યારે અંતર્મુખ થાય ત્યારે તે લોકોત્તર શાશ્વતી શાંતિ ને લોકોત્તર શાશ્વત સુખનો અનુભવ કરવા સુભાગી થાય છે. ઇતિ શિવમ્

**પત્ર ૬૬૫-૧૮૫**

* જેમને બે સમયની સંધ્યા કરવી પ્રમાણભૂત લાગતી હોય તેમને બે સમયની સંધ્યા કરવાની કોઇ ના કહેતું નથી. તેમજ જેમને પુનરાવૃત્તિવાળો મોક્ષ—મોક્ષશબ્દનો અર્થ નહિ વિચારીને—પ્રિય લાગતો હોય તેમને કોઇ પણ બલાત્કારે પુનરાવૃત્તિરહિત મોક્ષ સ્વીકારવાનો આગ્રહ કરતું નથી.

પૂર્વસંસ્કાર, સંગ ને રુચિની વિચિત્રતાથી મનુષ્યોમાં મતિની વિચિત્રતા હોવી સંભવિત છે એમ સમજનારા દુરાગ્રહી હોતા નથી. *

૧૬૬ * નીચે જણાવેલાં કારણોથી ઉત્તમ મુમુક્ષુઓ અન્ય મનુષ્યોના દોષો જોવાતરફ પોતાના મનને જવા દેતા નથી:-

## રામશ્રી.

દોષ ન જોઇએ કોઇના, સુણીએ નહિ તે કાન;
ન કહીએ ન વિચારીએ, જાણી પુણ્યનું જ્યાન. ટેક.
દેષ દેખે દ્વેષ ઉપજે, પછી પ્રકટે ધિક્કાર;
વેર લેવાનો મનવિષે, ઉપજે વેગ અપાર. દો૦ ૧
નિજશાંતિ દૂર થાય ને, નિજસુખ વિલાય;
મન રુધિર ને તન તપે, વ્યગ્રતા વધી જાય. દો૦ ૨
ધર્મ કર્મ ને ધ્યાનનો, કરાવે તે ભંગ;
કર્તવ્યને ભૂલાવીને, દે વિપરીત રંગ. દો૦ ૩
મનના કુવેગો રોકવા, રોકવો વાણીવેગ;
શ્રોત્રવેગ પણ રોકવો, ગ્રહીને શુભ ટેક દો૦ ૪
બ્રહ્મધ્યાને મન જોડતાં, વાણી સમરણમાંય;
શ્રોત્ર નાદના શ્રવણમાં, જોડતાં સુખ થાય. દો૦ ૫
મનુષ્યજન્મ મોંઘો ગણી, રાખી શ્રદ્ધા ઉમંગ;
સુસાધન દૃઢ સાધીને, કરો દુઃખનો ભંગ. દો૦ ૬

વાણીનો નિગ્રહ ને ધૈર્ય આદિ શુભ ગુણો પણ સાધકને બહુ ઉપકાર કરે છેઃ-

## દોહરા.

મહાલોભી જેમ ધનતણો, અતિપરિમિત વ્યવહાર;
માંડ કરે તેમ સજ્જનો, કરે વાગ્વ્યવહાર ૧

ઊતાવળે દુ:ખ થાય બહુ, ધૈર્યે મહાસુખ થાય;
એમ જાણીને સજ્જનો, સેવે ધૈર્ય સદાય. ૨
નિજ દોષોને જોઇને, છોડે રાખી ખંત;
તે સુખીઆ થઇ જગતમાં, પામે ભવનો અંત. ૩

૧૬૭ * જો ધ્યાતા ને ધ્યેયનું વિવેકપૂર્વક માહાત્મ્ય સમજાય તો ધ્યાતાના અંતઃકરણમાં ધ્યેયસ્વરૂપવિષે વિશુદ્ધ પ્રેમ પ્રકટે, અને તેના અંતઃકરણમાં જેટલા પ્રમાણમાં ધ્યેયસ્વરૂપવિષે વિશુદ્ધ પ્રેમ પ્રકટે તેટલા પ્રમાણમાં તેનું અંતઃકરણ અન્યવિષયોનું ચિંતન ત્યજી ધ્યેયસ્વરૂપવિષે સ્થિર થાય, તથા જેટલા પ્રમાણમાં તેનું અંતઃકરણ ધ્યેયસ્વરૂપવિષે સ્થિર થાય તેટલા પ્રમાણમાં તેનું અંતઃકરણ અપૂર્વ શાંતિનો તથા લોકોત્તર આનંદનો અનુભવ કરે.

જે સાધક અન્ય લૌકિક આકારોમાં રહેલા પ્રેમને ઘટાડી, પોતાના ધ્યેયસ્વરૂપમાં સર્વજ્ઞપણું ઇત્યાદિ શુદ્ધસત્ત્વગુણના ધર્મોનો આરોપ કરી, તેમનું ધ્યાન કરતો રહી, પોતાના નેત્રમાં ને અંતઃકરણમાં તેમનું સ્વરૂપ સ્થાપતો રહે છે તે સાધક શનૈઃ શનૈઃ પોતાના અંતઃકરણની યોગ્યતા વધે ને પ્રતિબંધક સંસ્કારો દૂર થયે ધ્યેયસ્વરૂપનો સાક્ષાત્કાર કરવા ભાગ્યશાલી થાય છે.

કર્તાપણાના અભિમાનનો ને કર્મના ફલની ઇચ્છાનો ત્યાગ કરી લૌકિક તથા શાસ્ત્રીય વિહિત કર્મો કરવાથી અંતઃકરણમાં રહેલી આ લોકના વિષયોની ને પરલોકના વિષયોની તૃષ્ણારૂપ મલિનતા દૂર થાય છે. માહાત્મ્યજ્ઞાનપૂર્વક દીર્ઘકાલ નિરંતર ને આદરપૂર્વક ધ્યેયસ્વરૂપનું ધ્યાન કર્યા કરવાથી અંતઃકરણમાં દીર્ઘકાલથી રહેલો ચંચલતારૂપ દોષ દૂર થાય છે. પોતાના સચ્ચિદાનંદસ્વરૂપના જ્ઞાનવડે ને

મનુષ્યના અંતઃકરણમાં રહેલો આવરણનામનો દોષ દૂર થાય છે. સ્વરૂપનું જ્ઞાન વિવેકાદિની ને શ્રવણાદિની પ્રાપ્તિવડે અને પ્રતિબંધકની નિવૃત્તિવડે થાય છે. સ્વરૂપનું જ્ઞાન થયે તેને સર્વત્ર તે સ્વરૂપ પ્રતીત થાય છે.

અર્ચન, વંદન, કીર્તન ને સ્મરણવડે ઇષ્ટદેવમાં ભક્તિ વધારી શક્ય છે.

પ્રત્યેક કામ સમયની વ્યવસ્થા કરીને કરવું કોઇ પણ કામમાં ગેતાવળ ન થાય એમ સાવધાનતા રાખવી. મનને ભય ને ખેદથી રહિત રાખવા સતત દૃઢ પ્રયત્નશીલ રહેવું. આહાર હલકો, પરિમિત ને પથ્ય લેવાનો સ્વભાવ રાખવો.

ઉમળકાવાળી શુભ ભાવના ને ગત શુભ પ્રસંગોનું પ્રેમપૂર્વક સ્મરણ ચિત્તની યોગ્યતામાં વધારો કરનારાં છે, માટે તેનું પણ સેવન ચાલુ રાખવું.

ભક્ત પ્રભુપાસે તીવ્રભાવથી જે હિતકર માગે છે તે પ્રભુ તેને આપે છે. એવી પ્રાર્થના અનેક સુસ્વપ્નો વા સુપ્રતીતિઓ કરાવવા સમર્થ છે.

પ્રભુમાં તીવ્ર વિશુદ્ધ પ્રેમ પ્રકટે ત્યારેજ તે ભક્તના મનની વૃત્તિ પ્રભુના ચરણકમલની ચંચરિકા થઇ રહે છે.

પરમાત્મરતિવાળા, પરમાત્મક્રીડાવાળા, પરમાત્મૈક્યવાળા ને પરમાત્માનંદરૂપ થવા સતત યત્નશીલ રહેવું.

૧૯૮ * અંતઃકરણમાં પ્રાપ્ત થયેલા નવા શુભબલમાં, વ્યાપારી જેમ વ્યાજવડે પોતાના મૂલ દ્રવ્યમાં વધારો કરે છે તેમ, વધારો કરતા રહેશો.

સદ્બોધનું વારંવાર આદરપૂર્વક સ્મરણ કરી, તથા તેને ભાવપૂર્વક આચરણમાં મુકી, મનની જાગ્રતિ, ભક્તિ, શાંતિ ને સુખાનુભવમાં વધારો કરશો.

અંતઃકરણમાં ઉંડા ઊતરી પરમાત્માનું માહાત્મ્ય સમજશો, તે માહાત્મ્યજ્ઞાનવડે પરમાત્મામાં અડગ વિશુદ્ધ પ્રેમ ઉપજાવશો, અને તે અડગ વિશુદ્ધ પ્રેમની સ્થિરતાવડે અંતઃકરણમાં અલૌકિક શાંતિ ને અપૂર્વ સુખ અનુભવવા સુભાગી થશો.

જાગ્રતના સમયની ઉત્તમ પ્રકારની વ્યવસ્થા રાખી વ્યવહાર-પરમાર્થનું કામ સાધતા રહેશો.

સાત્ત્વિક આહારવડે, સુસંગવડે, શુભવાચનવડે, ઇષ્ટમંત્રના જપવડે, ઇષ્ટદેવના ધ્યાનવડે ને ઇષ્ટદેવસંબંધી વિચારવડે ક્રોધને શિથિલ કરતા રહેશો. ×

૧૬૯ * પોતાના ને સર્વ દૃશ્યના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું અનુસંધાન રાખી રાગદ્વેષવિના સમભાવે અંતઃકરણઇંદ્રિયોવડે પોતાનો પ્રાપ્તવ્યવહાર કરવામાં આવે તો તેવો વ્યવહાર તે મનુષ્યને બંધન કરનારો થતો નથી.

ધૈર્ય, સાવધાનતા, કર્તવ્યનિષ્ઠા ને આત્માભિમુખતા રાખી જો પ્રાપ્તવ્યવહાર કરાશે તો કોઇ વેલા અંતઃકરણમાં પ્રકટતી વિષમતા શિથિલ થઇ ક્રમથી શાંત થઇ જશે.

મુમુક્ષુના વિશુદ્ધ ને પ્રેમાળ હૃદયની પરમાત્માભિમુખતા જેમ જેમ વૃદ્ધિ પામતી જાય છે તેમ તેમ તે મુમુક્ષુનું હૃદય પરમાત્માના અપૂર્વ ને અપાર કૃપાનો પ્રપાત પોતાના ઉપર થતો વારંવાર અનુભવે છે.

જે જે શુભ નિશ્ચયો ને શુભ પ્રયત્નો સેવાય છે તે શ્રદ્ધાપ્રીતિ-પૂર્વક ચાલુ રાખશો.

* દીનતા, પરમપ્રીતિ ને માહાત્મ્યજ્ઞાનપૂર્વક કરેલું પરમાત્મપૂજન પરમાત્મા સ્વીકારે છે, ને તે પૂજકના હૃદયમાં શાંતિ, સુખ ને જ્ઞાન-

નિદ્રા પ્રકટાવવારૂપ પ્રમાદ આપે છે. જે પ્રમાદની પ્રાપ્તિવડે તે પૂજક પોતાને કૃતાર્થ થયેલો માને છે.

જે મુમુક્ષુ શુભભાવથી આતુરતાપૂર્વક પ્રભુપાસે જે જે શુભ સામગ્રી માગે છે તે સર્વે શુભ સામગ્રી પ્રભુ તેને પ્રસન્નતાથી આપે છે.

ચાલતા ચાતુર્માસ્યમાં ચાલુ કરેલી શુભ પ્રવૃત્તિના સમાચાર વાંચી અંતઃકરણને સંતોષ થયો. શુભભાવના ને શુભપ્રવૃત્તિ પ્રભુની સમીપ લઇ જનારાં શુભ સાધનો છે.

ઉપરાઉપર પૂરક કરવાવડે અને પરમાનંદરૂપ પરમાત્માના સ્મરણ-ધ્યાનવડે કોઇ વાર અકારણ ઉદાસીનતા પ્રકટે તો તેને દૂર કરતા રહેશો.

* હૃદયને શુભ પ્રસંગોના સંસ્મરણથી પરમાત્માભિમુખ રાખ્યા કરો છો એ ભવિષ્યના ભ્રેવસને સૂચવે છે.

દૂર રહેલો પ્રકાશમય પ્રભાકર જેમ કમલોને વિકસાવે છે, દૂર રહેલો રજનીપતિ જેમ કુમુદિનીઓને પ્રફુલ્લિત કરે છે, અને દૂર રહેલો મેઘ જેમ મયૂરોના આનંદની વૃદ્ધિમાં હેતુભુત થાય છે, તેમ અતિદૂર-માયાથી પણ પર-રહેલા પરમાત્મા પણ પોતાની અભિમુખ રહેનારાં હૃદયોપર પોતાની કૃપાનાં રમ્યકિરણો પ્રસરાવતા રહી તેના નિરુપાધિક આનંદમાં વૃદ્ધિ કરતા રહે છે.

તત્ ને જ્ઞ મળીને તજ્જ્ઞ શબ્દ થયો છે, તત્ એટલે તે-આ જગત્‌નું વાસ્તવિક કારણ બ્રહ્મ, તેને જ્ઞ એટલે જાણનાર, અર્થાત્ બ્રહ્મા-નુભવી. એવી રીતે તજ્જ્ઞનો અર્થ બ્રહ્માનુભવી ( બ્રહ્મવેત્તા-બ્રહ્મદર્શી ) થાય છે.

૧૭૦ * શુભભાવના શુભફલ આપી જિજ્ઞાસુને કૃતાર્થ કરનારી છે, માટે પારમાર્થિક શુભભાવના ચાલુ રાખશો.

ચાલુ ચોમાસામાં જપ તથા વાચનમાં વધારો કર્યો તે ઉચિત કર્યું. અવકાશનો યોગ્ય શુભકર્મમાં ઉપયોગ કરવો એમાંજ મનુષ્યનું ડહાપણ છે. ઉપયોગી વાચન સમજપૂર્વક કરવાથી જિજ્ઞાસુની શ્રદ્ધામાં ને સિદ્ધાંતના જ્ઞાનમાં વધારો થાય છે એ તમને વિદિતજ છે.

પૂર્ણિમાએ પૂર્ણસ્વરૂપનું અનુસંધાન કર્યા કરવાનું વ્રત લીધું હશે. જો કોઇ પણ પ્રેમી મનુષ્ય કોઇ એક પ્રિય પ્રાણીમાં કે કોઇ એક પ્રિય પદાર્થમાં ગાઢ પ્રીતિવાળો થાય છે તો તે તેજ પ્રાણીના કે પદાર્થના ધ્યાનમાં સદા નિમગ્ન રહે છે, ને અન્ય પ્રાણિપદાર્થને તે ભૂલે છે, તો સર્વ પ્રાણિપદાર્થના આત્મરૂપ પરમાત્મામાં ગાઢ પ્રીતિવાળો થયેલો મનુષ્ય પરમાત્માના ધ્યાનમાં સદા નિમગ્ન રહેવા લાગે ને તે અન્ય પ્રાણિપદાર્થનું રાગદ્વેષપૂર્વક સ્મરણ ન કરે એમાં શું આશ્ચર્ય છે ? ×

ચોમાસામાં જેમ ભૂમિ જલવડે ભીની રહે છે તેમ મુમુક્ષુઓ પોતાના હૃદયને પરમાત્મભક્તિવડે ભીનું રાખે છે.

× ચોમાસામાં તે સૌ પોતપોતાના હૃદયની યોગ્યતાનો વિચાર કરી શ્રદ્ધા, ભક્તિ ને સાવધાનતાવડે પરમાર્થનાં સાધનોનું વિશેષ અનુષ્ઠાન કરી પોતપોતાના ચિત્તની શુદ્ધિમાં, ચિત્તની સ્થિરતામાં, ચિત્તની શાંતિમાં ને નિરુપાધિક વિશુદ્ધ આનંદના અનુભવમાં વધારો કરે તે સર્વથા ઇચ્છવાયોગ્ય છે.

૧૭૧ * જેમ બરફનો કટકો પાણીમાં રહેવાથી પાણીરૂપ થઇ જાય છે તેમ જે ભક્ત પ્રભુમાં પોતાનું મન નિષ્કપટભાવે સ્થિર સ્થાપે છે તેનું મન પણ પ્રભુરૂપ થઇ જાય છે.

જે જે જીવો દૈવીસંપત્તિવાળા હોય છે, વા થાય છે, તે તે જીવો પ્રભુના ભક્ત થઇ શકે છે. ×

૧૭૨ * મરનાર પુણ્યશાલી ને સદાચરણી હોવાથી તેમના મરણથી તમને શોક થાય તે સ્વાભાવિક છે, પણ જ્યાં માણસના ઉપાય ચાલતો નથી ત્યાં શોક કરવો નકામો છે. એવા શોકથી ભજનમાં, મનોબલમાં, ઇંદ્રિયબલમાં, શરીરબલમાં ને વ્યવહારમાં હાનિ પહોંચે છે, માટે વિવેકી પુરુષો એવા શોકથી મોકળા રહી મરનાર-પ્રતિનો પોતાનો શુભભાવ જણાવવા થઇ શકે તે પુણ્યકર્મ કરી તેનું ફલ તેને અર્પણ કરે છે.

આ વિશ્વમાં પોતાને સ્થિર રહેવાનું નથી, ત્યાં બીજાના મરણ-માટે શો શોક કરવો ? ભવપ્રવાસમાં સર્વદા કોઇ કોઇની સાથે ચાલતું નથી, કર્માનુસાર સંયોગવિયોગ થયા કરે છે, ત્યાં કોણે કોનો શોક કરવો ?

પ્રભુની સ્તુતિ સ્મરણ ને ધ્યાન કરી, તથા અહિં કોઇ કોઇનું નથી એમ મનને સમજાવી મનને શાંત ને પ્રસન્ન રાખશો.

ઇશ્વરની, સતશાસ્ત્રની ને સદ્ગુરુની ભક્તિવડે મનના સાત્વિક-બલને વધારી શોકનો પરિત્યાગ ને મનની પ્રસન્નતાની પ્રાપ્તિ કરશો.

પાછળનાં મંદકર્મોનો વિચાર ન કરતાં હવે શુભકર્મમાં વધારે આદર રાખશો.

૧૭૩ * નિત્ય નિત્ય નવું નવું આધ્યાત્મિક બલ હૃદયમાં વધારી જીવાત્માને નિર્ભયતાનો, પ્રસન્નતાનો, શાંતિનો ને નિજાનંદનો અનુભવ કરાવતા રહેશો.

શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણ કર્તાભોક્તા છે, જીવ પોતાને તેમના સંગથી કર્તાભોક્તા માને છે, અને આત્મા તો તે સર્વને

પ્રકાશનાર છે. એ દ્રષ્ટા આત્માને પોતાનું સ્વરૂપ સમજી જ્ઞાનીઓ "હું કાંઇજ કરતો નથી" એમ અનુભવે છે.

ધૈર્ય ને સાવધાનતા રાખી સાક્ષિપદે રહી હૃદયની સમતાનું રક્ષણ કરતા રહેશો.

૧૭૪ * કૈમુતિકન્યાય–કિમ્ ઉતનો ભાવ તે કૈમુતિક, તેનો દાખલો તે કૈમુતિકન્યાય. જ્યાં થોડી સામગ્રીથી કામ થતું હોય ત્યાં ઘણી સામગ્રી હોય ત્યારે તે કામ થાય તેમાં શું આશ્ચર્ય? એમ જણાવવું હોય ત્યારે કૈમુતિકન્યાયથી આ વાત સિદ્ધ થાય છે એમ લખવામાં કે કહેવામાં આવે છે.

ગો કહેવાથી બલીવદ (બળદ) સમજી શકાય એમ છે, છતાં ગોશબ્દથી કોઇને ગાયનો બોધ થાય તો તે દૂર કરી બળદ એવો સ્પષ્ટ અર્થ સમજાવવા ગોબલીવર્દ એવો શબ્દ વપરાય છે. એ ન્યાય જ્યાં કોઇ શબ્દના બે અર્થ થવાનો સંભવ હોય ત્યાં એક બીજો સ્પષ્ટતાવાળો શબ્દ મુકી ઇચ્છિત અર્થ સ્પષ્ટ કર્યો હોય ત્યાં વપરાય છે. 'વસિષ્ઠબ્રાહ્મણ'' એ ન્યાય પણ ઉપર કહેલી રીતે સ્પષ્ટતા કરેલી હોય ત્યાં વપરાય છે.

અંભ–માત્ર પ્રકૃતિની ઉપાસના કરીને સંતોષ માનવો. સલિલ–માત્ર સંન્યાસગ્રહણવડે સંતોષ માનવો. ઓઘ–સંન્યાસ લીધો છે તો કાલે કરીને મુક્તિ થશે એમ સંતોષ માનવો. વૃષ્ટિ–ભાગ્યમાં હશે ત્યારે અમારી મુક્તિ થશે એવો સંતોષ. પાર–ધન મેળવવાનો પ્રયત્ન નહિ કરીને સંતોષ માનવો. સુપાર–ધનાદિના પરિત્યાગથી સંતોષ માનવો. પારપાર–ધનની મમતાના પરિત્યાગપૂર્વક સંતોષ માનવો. અનુત્તમાંભ–વિષયના પરિત્યાગથી થનારો સંતોષ. ઉત્તમાંભ–દોષદર્શનપૂર્વક

વિષયોનો પરિત્યાગ કરવાથી થતો સંતોષ. એવી રીતે નવ તુષ્ટિઓનાં નામો ને તેના સંક્ષિપ્ત અર્થો જાણવાં.

પુરાણોમાં જે ભૂગોલનું વર્ણન છે તે તે સમયના લોકોમાં ચાલતી એવા પ્રકારની વાતનો અનુવાદ છે, વ્યાવહારિકરીતે નક્કી કરેલી વાત નથી. પુરાણમાં જે વેદાંતનો ભાગ આવે છે તે વેદાંત જગતને મિથ્યા કહે છે. ઉપનિષદ્‌ને અનુસરીને સર્વદૃશ્યને મિથ્યા પ્રતિપાદન કરવાની પ્રવૃત્તિવાળાં પુરાણોએ ભૂગોલનું વર્ણન સાંભળવાની વૃથા ઇચ્છાવાળાઓના સંતોષમાટે ભૂગોલનું લોકોમાં મનાતું કલ્પિત સ્વરૂપ વર્ણવ્યું છે. જે વસ્તુ કલ્પિત છે, ને જેના મિથ્યાપણાનો નિશ્ચય પરિણામે કરવો છે, તેનું ગમે તેવું વર્ણન ચાલી શકે એમ છે.

આપણા જ્યોતિષનો ભૂગોલનું સ્વરૂપ સમજાવવાનો પ્રયત્ન વ્યાવહારિક છે, ને તે ગ્રંથકારોના સમયમાં તેના સંબંધી જેટલું વિદ્વાનોના જાણવામાં આવ્યું હતું તેટલું તેમણે પોતાના ગ્રંથમાં વર્ણવ્યું છે.

પશ્ચિમના વિદ્વાનોનો પ્રયત્ન ભૂગોલનું વ્યાવહારિક સ્વરૂપ બની શકે તેટલું વ્યાવહારિક સત્યતાવાળું લોકોની આગળ પ્રવાસીઓના વર્ણનાદિને અવલંબીને મુકવાનો છે. તેમાં વ્યાવહારિક સત્ય વધારે છે.

૧૭૫ * પરમાર્થથી બ્રહ્મ એક છે, તેમાં માયાનામનો વ્યાવહારિક પદાર્થ ભળ્યાજેવો થતાં તેના એક ભાગમાં ઈશ્વરભાવનો અને અવિદ્યાનામનો વ્યાવહારિક પદાર્થ ભળ્યાજેવો થતાં તેમાં જીવભાવનો આરોપ થાય છે.

બધા જીવોનું પારમાર્થિક શુદ્ધસ્વરૂપ એક છતાં પણ પ્રત્યેક જીવનું અંતઃકરણ ભિન્ન ભિન્ન હોવાથી પોતપોતાના કર્માનુસાર તે

તે અંતઃકરણમાં સુખદુઃખની ભિન્નતા પ્રતીત થાય છે. તેમના શુદ્ધ-સ્વરૂપમાં સુખદુઃખ હોતું નથી.

બધા જીવો ઉપાધિરહિત સ્થિતિએ બ્રહ્મરૂપ છે, પરમેશ્વરરૂપ નથી.

જીવાત્મામાં વ્યાવહારિક બંધ ને મોક્ષ છે. શુદ્ધચેતનમાં બંધ ને મોક્ષ નથી. જેને બંધનું ભાન થાય છે તેને પોતાના શાસ્ત્રોક્ત પ્રયત્નનો પરિપાક થતાં મોક્ષનું ભાન થાય છે.

એકજ ચેતનમાં માયાના અથવા અવિદ્યાના સામર્થ્યથી બંધમોક્ષનું ભાન વ્યવહારમાં થઇ શકે છે.

## પત્ર ૧૭૬-૧૮૬

× ધર્મનો વિષય શ્રદ્ધાનો છે. માણસો પોતપોતાના ધર્મના ગ્રંથોને આધારે ને પોતપોતાના ધર્મના વિદ્વાનોનાં વચનોને આધારે પોતપોતાના ધર્મના સિદ્ધાંતો પ્રતિપાદન કરે છે. તેમાં તટસ્થ વિવેકીની દૃષ્ટિએ જે સત્ય જણાય તે ગ્રહણ કરવાયોગ્ય મનાય છે. તકરારથી ધર્મના સિદ્ધાંતો નક્કી કરી શકાતા નથી.

મુસલમાનીધર્મમાં આખું કુરાન અમુક દિવસે ખુદાએ તૈયાર કર્યું ને તે જીબ્રાયલદ્વારા પેગંબરને મોકલાવ્યું એમ કહ્યું નથી. જુદે જુદે વખતે તેની આયાતો મોકલ્યાનું ને પછી ખલીફાઓએ તે આયાતો ભેળી કરી કુરાન તૈયાર કર્યાનું તે ધર્મના વિદ્વાનોએ કહ્યું છે. ખુદાએ જીબ્રાયલદ્વારા તે આયાતો પેગંબરને મોકલી હતી તેની શી ખાત્રી? તે આયાતો પેગંબરે પોતે નહિ રચી હોય તેની પણ શી ખાત્રી? કુરાનના સમયનો સાચો નિર્ણય થવો તે વક્તાને મતે પણ કઠિન છે, છતાં માનો કે નિર્ણય થાય તો તેથી કાંઇ તે ગ્રંથનું કે

ધર્મનું માહાત્મ્ય વધતું નથી. ધર્મના યોગ્ય સિદ્ધાંતોની યોગ્યતાથીજ કોઇ પણ ધર્મનું માહાત્મ્ય વધે છે.

વર્તમાન વેદોનો આવિર્ભાવ ચાલતા *શ્વેતવારાહકલ્પના પ્રથમ વર્ષના પ્રથમમાસના પ્રથમદિવસે થયો એમ આપણાં શાસ્ત્રો કહે છે. ગીતાજી શ્રીકૃષ્ણભગવાને આજથી ૫૦૨૧ વર્ષઉપર અર્જુનપ્રતિ કહ્યાં છે. તેના માસનો ને દિવસનો તથા દિવસના ભાગનો પણ પ્રયત્નથી નિર્ણય થઇ શકે એમ છે. જોકે આવા નિર્ણયોનો ધર્મની સાથે ઉપયોગી સંબંધ નથી.

વેદાદિ પ્રથમ કોને પ્રાપ્ત થયાં, ને પછી તેની પરંપરા પૃથિવીપર કેવી રીતે ચાલી તે બધું અહિં લખી શકાય નહિ, તેમ તે જિજ્ઞાસુને ઉપયોગનું પણ નથી.

૧૭૭ × અભ્યાસનું ને વૈરાગ્યનું લાંબો વખત અંતરાયવિના આદરપૂર્વક અનુષ્ઠાન કર્યા કરવાથી જીવનું જીવપણું છૂટે છે. પોતાને જિજ્ઞાસુ માનનાર જીવને પોતાનું જીવપણું છોડ્યા વિના છૂટકો થવાનો નથી. ટિટ્ટિભના જેવો કંટાળ્યા વિનાનો અડગ પ્રયત્ન એવો પ્રયત્ન કરનારને અવશ્ય ફલદાતા થાય છે એવો દૃઢ નિશ્ચય રાખી જીવનું જીવપણું શમાવવા સર્વદા પ્રયત્નશીલ રહેશો. કોઈ વેલા તેમાં સ્ખલન થાય તો તેથી ખેદાનુભવ ન કરતાં પુનઃ બમણા ઉત્સાહથી તે શુભ પ્રયત્ન કરવો. શુભ પ્રયત્નનો પરિપાક થયે જીવને સીધું સમજવુંજ પડશે, નહિ સમજે તો ક્યાં જશે ? અંતે તેને સમજવુંજ પડશે.

અજ્ઞાની જીવો જેમ દૂષેચ્છાથી રુચિપૂર્વક પોતાનો પ્રાપ્તવ્યવહાર કરે છે તેમ મુમુક્ષુ પરમેશ્વરપ્રીત્યર્થ પોતાનો પ્રાપ્તવ્યવહાર રુચિપૂર્વક સમભાવથી કરે છે. પ્રયત્નપૂર્વક સ્વભાવ પાડવાથી તેમ થઇ શકે છે.

જીવન્મુક્તિનો વિલક્ષણ આનંદ પ્રાપ્ત કરવામાટે સ્વરૂપાનુંસંધાનનો, મનના સ્થૂલભાવના નાશનો અને આસુરીવાસનાના તથા દ્વૈતવાસનાના નાશનો આદરપૂર્વક સતત અભ્યાસ રાખવો. અઠવાડીઆમાં એક દિવસ અને વર્ષમાં આશરે એકાદમાસ તેના વિશેષ અભ્યાસમાં પ્રીતિપૂર્વક વ્યતીત કરવો જોઇએ.

ધૈર્ય રાખી મનની ઉદાસીનતાને દૂર કરતા રહેશો, ને પરમપ્રીતિથી પરમાત્માનું સ્મરણધ્યાન કરતા રહેશો.

પરમાત્માની પ્રાપ્તિની પ્રબલ આશા ઉપજાવી સંસારની અસાર આશાને દૂર કરવા પ્રયત્ન રાખશો. એવી નિરાશાની પછવાડે સાચી શાંતિ ને સાચું સુખ આવે છે.

પરીક્ષા આપવાની નિત્ય નિત્ય નવલા ઉત્સાહથી તૈયારી કર્યાં કરવાથી પરીક્ષા આપી શકાશે, ને પોતાના પ્રયત્નથી તથા ઇશ્વરની કૃપાથી તેમાં ઉત્તીર્ણ પણ થઇ શકાશે.

નવા વર્ષમાં ઉપરના બધા સુવિચારોને હૃદયમાં સુસ્થિર કરી પરમાર્થનાં સાધનોમાં આગળ વધશો.

૧૭૮ * જેમને સનાતનધર્મનું યોગ્ય જ્ઞાન નથી, જેમણે કોઇ પણ ધર્મનું પરિપાલન કર્યું નથી, જેમને વર્ણાશ્રમના મહિમાનું ને તેના હેતુનું ભાન નથી, અને જેમને પશ્ચિમના ભ્રામક વિચારોથી વ્યામોહ ને એક જાતની ઉચ્છૃંખલતા પ્રકટયાં છે તેમના વિચારોમાં ગંભીરતા ને પૂર્વાપરનો પૂરતો વિચાર ક્યાંથી હોય ? વ્યાવહારિક વિદ્યાના શિક્ષણની સાથે ને રાજકીય હીલચાલની સાથે ધર્મને મેળવવાનો પ્રયત્ન કેટલાક ધર્મનું સ્વરૂપ નહિ સમજનારા ને વ્યાપક-

ધર્મની લુખી વાતો કરનારા કરે છે તે યોગ્ય થતું નથી એમ જણાય છે. મનુષ્યમાં જેમ સમજણ ઓછી તેમ તેમાં આવેશ ને ઉચ્છૃંખલતા વધારે હોય છે. અલ્પજ્ઞાન અતિહાનિ કરનારું કહેવાય છે.

શાસ્ત્રીયદૃષ્ટિએ તે સ્વદેશહિતચિંતક કહેવાય, પણ મહાત્મા (મહાન્ એટલે બ્રહ્મને પોતાનું સ્વરૂપ જાણનારા ) કે કર્મયોગી ( કર્તાપણાનું અભિમાન ને ફલની ઇચ્છાનો ત્યાગ કરી કર્તવ્ય સમજી શાસ્ત્રોક્ત કર્મ કરનારા ) ન કહેવાય.

રાજદ્વારી વિક્ષેપોમાં પ્રવૃત્તિ કરનારા બધા મનુષ્યો સમજુ ન હોય, તેમાં અણસમજુ મનુષ્યો વધારે હોય, તેથી તમે લખો છો તેવા નઠારા પ્રસંગો પણ બની આવે. જનસમૂહના કેટલાક મનુષ્યોના દુર્દૈવને લીધે મોટાં નગરોમાં હમણાં વધારે અશાંતિ વ્યાપી છે, તેમાં પણ યુવકો વધારે ઉચ્છૃંખલ થયા છે.

તમારે બહારના વિક્ષેપમય વાતાવરણની અસરથી બની શકે તેટલું બચીને તમારી આધ્યાત્મિક ઉન્નતિ કરવામાં અને ઉત્તમ પ્રકારે પ્રામવ્યવહારનો નિર્વાહ કરવામાં મચ્યા રહેવું તે લાભકર છે. અશાંતિથી લાભ નથી.

ઉપયોગપૂરતા અનુકૂલ સંયોગો આવે ત્યારે અહિં આવશો. ઉતાવળ કરવાની વિશેષ આવશ્યકતા નથી. દૃઢભાવનાના બલે ઇચ્છિત પ્રસંગ વેલાસર આવવા સંભવ છે. ×

પરમાત્માના સ્મરણધ્યાનવડે મનને પરમશાંત રાખશો, ને પ્રામવ્યવહારનો કુશલતાથી નિર્વાહ કરશો. સર્વ અનુકૂલપ્રતિકૂલ પ્રસંગના દ્રષ્ટા રહી સમભાવથી કામ કરતા રહેશો. એવી રીતે વર્તવા તમે પ્રયત્નશીલ રહો છો તે જાણી અંતઃકરણને સંતોષ થયો.

દષ્ટાભિમુખવૃત્તિ રહેવાથી અંતઃકરણ સાવધાનતા સેવ્યા કરશે. અભ્યાસને અડગશ્રદ્ધા ને પૂર ઉમંગથી ચાલુ રાખી અંતઃકરણની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો. ×

૧૭૯ * નવા વર્ષમાં હૃદયને વધારે શાંત, વધારે સરલ, વધારે આજ્ઞાપાલક, વધારે શ્રદ્ધાવાળું, વધારે ઉત્સાહવાળું, વધારે અનન્યભક્તિવાળું, પરમાર્થનાં સાધનોના અનુષ્ઠાનમાં ને અગત્યના વિદ્યાભ્યાસમાં વધારે આદરવાળું ને પ્રામવ્યવહારનો નિર્વાહ કરવામાં વધારે દક્ષતાવાળું કરશો.

સદાગ્રહપૂર્વક વિવેકવૈરાગ્ય વધાર્યા કરવાથી અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર વધારો થશે.

ભગવદ્ગીતાના બારમા અધ્યાયમાં કહેલાં ભક્તનાં લક્ષણોનો, તેરમા અધ્યાયમાં કહેલાં જ્ઞાનનાં સાધનોનો ને સોળમા અધ્યાયમાં કહેલી છવીશ પ્રકારની દૈવીસંપત્તિનો પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ કરવા તેનું વરંવાર મનન ને અનતે પ્રયત્ને અનુસંરણ કરવા પ્રયત્નશીલ રહેશો. × ××

૧૮૦ × વાણીનિગ્રહમાટે તથા મમત્વનિગ્રહમાટે આ નવા વર્ષમાં શ્રદ્ધા, ભક્તિ, ધૈર્ય ને સાવધાનતાવડે અધિક પ્રયત્ન કરશો.

વિક્રમના નવા વર્ષમાં પરાક્રમવડે સંવત્ એટલે અંતઃકરણના નિગ્રહવાળા થવું, ૧૯૭૭ના આંકડાપરથી એક અધિકારી તત્ત્વને જાણવા સાત ધાતુવાળા સ્થૂલશરીરનું અભિમાન મુકી જ્ઞાનની સાતમી ભૂમિકાએ પહોંચવા પ્રયત્નવાળા થવાનું નક્કી કરવું, અંગિરસનામના સંવત્સરવડે અંગિરસના—અંગોના સારભૂત પ્રાણના—જેવા રાગદ્વેષથી રહિત થવાનું શીખવું; કાર્તિકપરથી કૃતિકાના ૭ તારાના જેવા ૭

આંતરશત્રુઓને વશ રાખવાનું બલ મેળવવું, શુકલપક્ષવડે ઉજ્જ્વલ શુભગુણોના પક્ષપાતવાળા થતા શીખવું, પ્રતિપદાવડે પ્રત્યેક પગલું બ્રહ્મભણી ભરાય એવા વિચારોનું સેવન કરવું, ગુરુવારવડે ગુરુ એટલે મહાન્ જે બ્રહ્મ તે રૂપ થવા પ્રયત્ન કરવાનો નિશ્ચય કરવો, વિશાખાનક્ષત્રવડે વિવિધ શાખાવાળા સંસારને વૈરાગ્યરૂપ કુઠારવડે છેદવાનો પ્રયત્ન કરતાં શીખવું, અને શોભનયોગવડે શોભનરૂપ જે બ્રહ્મ તે રૂપ થવાનો પ્રયત્ન કરવાનો નિર્ણય કરવો.

૧૮૧ × આપણા વિદ્યામંદિરે આપણા સનાતનધર્મને સાત્ત્વિકી શ્રદ્ધાભક્તિથી વળગી રહી વિદ્યાર્થીઓને ગુજરાતીભાષાનું, સ્વધર્મનું, નીતિનું, બુદ્ધિવિકાસનું અને તેમના પ્રામાણ્યવહાર ઉત્તમ પ્રકારે ચલાવવાનું બલ આવે એવું શિક્ષણ પ્રધાનપણે આપવાનું છે, ને સંસ્કૃત, હિંદી ને અંગ્રેજીનું તેમને ઉપયોગપૂરતું પણ સારું શિક્ષણ ગૌણપણે આપવાનું છે. ધર્મનિરપેક્ષ પ્રવૃત્તિ કરવી વા એવું શિક્ષણ આપવું એ આપણા વિદ્યામંદિરમાટે નક્કી કરેલા નિયમોથી વિરુદ્ધ છે એ તમારા ધ્યાનબહાર નહિજ હોય.

સરકારની શિક્ષણ આપવાની પદ્ધતિ જેમ ઘણે અંશે આ દેશની પ્રજાને હિતકર જણાતી નથી તેમ વર્તમાનમાં જે લગભગ ધર્મનિરપેક્ષ-જેવું શિક્ષણ આપવાની હીલચાલ રાષ્ટ્રીયવિદ્યાપીઠને નામે સનાતનધર્મનું જેમને યોગ્ય જ્ઞાન નથી, તથા જેમને શાસ્ત્ર કહે છે તેવી સ્વધર્મમાં ઉંડી શ્રદ્ધા નથી, તેમના તરફથી પૂર્વાપરના વિચારવિના આવેશથી થાય છે તે પણ શાસ્ત્રીયદૃષ્ટિએ હિતકર માની શકાય તેમ નથી. એક પાદરી આપણી વર્ણવ્યવસ્થાને જડમૂલથી કાપી નાંખવા અંત્યજોને શાલામાં દાખલ કરવાની ભલામણનો કાગળ લખે, ને વર્ણવ્યવસ્થાનું

તથા સનાતનધર્મનું સ્વરૂપ અને માહાત્મ્ય નહિ સમજનારા તેને શિરસાવંદ્ય ગણી પ્રવૃત્તિમાં મુકવાનો ભૂલભરેલો પ્રયત્ન કરે એ સનાતનધર્મમાં પ્રીતિ રાખનારા સમજુ મનુષ્યને લેશ પણ યોગ્ય લાગવાનો સંભવ નથી.

આનુવંશિક સંસ્કારોની મનુષ્યોના વિચાર અને આચાર ઉપર ઘણી અસર હોય છે. અંત્યજોના વિચાર ને આચાર સુધારવાનો તથા તેમના અધિકારપ્રમાણે તેમને યોગ્ય શિક્ષણ આપવાનો યોગ્ય પ્રયત્ન થાય તે ઇચ્છવાયોગ્ય છે, પણ તેમને અયોગ્ય માનની તૃષ્ણા ઉપજાવી તેમનાં બાળકોને અલ્પ લાભ થાય ને ચારે વર્ણોનાં બાળકોને વિશેષ હાનિ થાય એવી સ્થિતિ ઊભી કરવી તે યોગ્ય જણાતું નથી. એ લોકોને તેમના અધિકારપ્રમાણે ભલે શાસ્ત્રોક્ત મર્યાદાની અંતર લેવામાં આવે, પણ ચાર વર્ણોની મર્યાદાનો ભોગ આપી અશાસ્ત્રીય રીતે તેમને ચાર વર્ણોની મર્યાદામાં લાવવાનો લોભ ને પ્રયત્ન ચાર વર્ણોનો ને તેમનો પરસ્પર દ્વેષ વધારનારો છે એમ જણાય છે.

વિદ્યાપીઠના અગ્રેસરોની શાસ્ત્રનિરપેક્ષ ને સનાતનધર્મનિરપેક્ષ માનસસંપત્તિ જોતાં આપણા વિદ્યામંદિરે તેમાં જો તેઓ ધર્મમાં હસ્તપ્રક્ષેપ ન કરવાનો સ્પષ્ટ સ્વીકાર ન કરે તો ન બેળાવું તે ઇષ્ટ છે. તેમની પદ્ધતિમાંથી ને રાજકીય પદ્ધતિમાંથી શિક્ષણના જેટલા અંશો ગ્રાહ્ય હોય તેટલા અંશો લેવા, અને આપણા વિદ્યામંદિરનું કામ સ્વતંત્રપણે અંગ્રેજીમાં હમણા લગભગ મેટ્રિકજેટલું તથા ગુજરાતીમાં ગુજરાતી કૉલેજજેટલું ચલાવવું. પછી અનુકૂલતા હોય તો તેમાં વધારો કરવો. ધર્મનો ને વર્ણવ્યવસ્થાનો ભોગ આપીને આપણા વિદ્યામંદિરે શિક્ષણનું કાંઈ કામ કરવાનું નથી. જો આપણે સ્વેચ્છાએ

તેમ કરીએ તો આપણે આપણા નક્કી કરેલા ઉદ્દેશના વિઘાતક ને એ કામમાં આપણને દ્રવ્ય અર્પણ કરનારાઓના વિશ્વાસનો ભંગ કરનારા થઇએ.

આપત્કાલને લીધે વા અનિવાર્ય અગત્યને લીધે વા અજાણતાં વા મનની નબળાઇને લીધે દ્વિજાદિથી પ્રસંગોપાત્ત અસ્પૃશ્ય વર્ગનો સ્પર્શ થઇ જાય, અને પછીથી યથાયોગ્ય ન્યૂનાધિક શુદ્ધિ કરાય તે ભિન્ન વાત છે, ને સ્વેચ્છાથી તેમનો સ્પર્શ કરાય ને શુદ્ધિની અગત્યજ ન મનાય તે ભિન્ન વાત છે. આપત્કાલનો ને નિત્યનો ધર્મ એક હોઇ શકે નહિ.

જે શિક્ષકોને સનાતનધર્મના વિચારઆચાર સર્વાંશે માન્ય ન હોય ને તેથીજ જે શિક્ષકો આપણા વિદ્યામંદિરમાં કામ કરવાને અંતઃકરણથી પ્રસન્ન ન હોય તેમને નિરુપાયે જવાની અનુમતિ આપવી, ને તેમની જગાએ સનાતનધર્મના વિચારોને તથા આચારોને અંતઃકરણપૂર્વક માન આપનારા ને અનુસરનારા શિક્ષકોમાટેની વર્તમાનપત્રાદિમાં જાહેર ખબર આપવી. વિજ્ઞપ્તિપત્રો આવેથી તેમની નીમનોકો કરવી.

આમ નજ થઇ શકે તો પછી વિદ્યાર્થીઓને તેમના ધર્મમાં હસ્તપ્રક્ષેપ નહિ કરનાર સરકારી–દરબારી–શાલામાં મોકલવા, ને ધર્મનું, નીતિનું તથા સદાચારનું શિક્ષણ આપવાનું ને તેમની દેખરેખ રાખવાનું કામ માત્ર નિવાસગૃહ રાખીને તેમાં કરવું.

મનુષ્યના મનની ધર્મનિષ્ઠાની તથા ધૈર્યબલની પરીક્ષા જ્યારે તેની આસપાસ વિચિત્ર વિચારોનો ને વિચિત્ર આચારોનો ઝંઝાવાત ફુંકાઇ રહ્યો હોય ત્યારે થાય છે. યુવકોનો સ્વભાવ સાહસિક હોય છે,

તેમાં પણ જેમને સ્વધર્મશિક્ષણ મળ્યું નથી, તથા જેમણે સમજપૂર્વક સ્વધર્મપાલન કર્યું નથી, તેઓમાં સાહસિકપણાની સાથે ઉચ્છૃંખલતા પણ હોય છે. આવો વર્ગ પોતાની ને આસપાસની વાસ્તવિક સ્થિતિનું નિરીક્ષણ કરી શકતો નથી, અને સંયોગોને લીધે મનુષ્યસ્વભાવના મોટા ભાગમાં બલવત્તર વેગથી કામ કરતી આસુરસંપતને વશ થઇ જાય છે. આવા મનુષ્યો વાર્યા માનતા નથી, કાંઇક કડવો અનુભવ થયે તેમાંના કેટલાક હાર્યા માને છે.

જો સનાતનધર્મને ધોરણેજ ભવન ચલાવવું હોય તો નવાં મકાનો ચણાવવાં, અને અભ્યાસના સંબંધમાં કરેલી સૂચનાઓ વિચારી અભ્યાસક્રમમાં ફેરફાર કરવો યોગ્ય છે કે ફેરફાર કરવો યોગ્ય નથી તે નક્કી કરવું.

ચાર વર્ણોને તેઓ વર્તમાનમાં છે ત્યાંથી તેમને ઉપર ચઢાવવાનો પ્રયત્ન કરી આદર્શભૂત બનાવવાનો અને અંત્યજાદિને પણ સુધારી આગળ વધારવાનો પ્રયત્ન થાય તો તેમાં સમજુ પ્રજાને સંતોષ મળવાનો અને પરિણામે તેમને લાભ થવાનો સંભવ છે, પણ આદર્શભૂત વર્ણોને નીચે ઊતારી અંત્યજોની સાથે ભેળવવાજેવો પ્રયત્ન પ્રજાના સમજુ ભાગને અસંતોષ આપનારો ને પરિણામે તેમનું અહિત કરનારો થવાનો સંભવ છે.

જે કામ રાજકીય સત્તાએ ને પાદરીઓએ પણ સાક્ષાત્ ન કર્યું, પરંતુ તેના શિક્ષણે સ્વલ્પાંશે જે કામ પરોક્ષપણે કરવા માંડયું, તે કામ કેટલાક પોતાને હિંદુ માનનારા રાજાઓ ને પ્રજામાં અગ્રેસરો મનાતા હિંદુઓ હિંદુ એવું નામ ધારણ કરી ઊઘાડે છોગે કરવા લાગ્યા,

ને તેમ કરવાનો અન્ય હિંદુઓને બોધ આપવા લાગ્યા એ કેટલાક નવયુવકોના દુર્દૈવથી ઉદય પામેલી કાલની કુટિલ ગતિ છે. *

૧૮૨ * નવા વર્ષમાં ધર્મના માહાત્મ્યજ્ઞાનપૂર્વક ધર્મમાં શ્રદ્ધા વધારશો. મનને ખેદ તથા ભયથી અને અયોગ્ય ચંચલતાથી મોકળું રાખવા પ્રયત્ન કરશો.

સદ્ગુરુની, ઈશ્વરની ને સત્‌શાસ્ત્રની અનન્યભક્તિ સાત્ત્વિકી શ્રદ્ધા વધારીને કરશો.

ઇષ્ટમંત્રના જપમાં પરમાદર રાખી તેનો અનુકૂલતાપ્રમાણે જપ કરતા રહેશો. ×

૧૮૩ × આપણા વિદ્યાર્થિભવનનો ગૌણ ઉદ્દેશ વિદ્યાર્થીઓને લોકોપયોગી ને ધર્મોપયોગી વિદ્યાનું શિક્ષણ આપવાનો, તેમને સદ્ગુણોનું ને સદાચારોનું માહાત્મ્ય સમજાવી સદ્ગુણી ને સદાચારી બનાવવાનો, અને પરમાત્માપ્રતિનું, આચાર્યપ્રતિનું, માબાપપ્રતિનું ને અન્યજનોપ્રતિનું કર્તવ્ય સમજાવી કર્તવ્યનિષ્ઠ કરવાનો છે; તથા તેનો પ્રધાન ઉદ્દેશ શાસ્ત્રોક્ત વિચારવડે ને શાસ્ત્રોક્તકર્મના અનુષ્ઠાનવડે તેમના અંતઃકરણની શુદ્ધિ કરવાનો, શાસ્ત્રોક્ત ઉપાસના—ભક્તિવડે તેમના ચિત્તને સર્વજ્ઞ ને સર્વશક્તિમાન્ પરમાત્માના સ્વરૂપની સાથે જોડવાનો અને ઉચ્ચપ્રતિના વિદ્યાર્થીઓને તેમના વાસ્તવિક સ્વરૂપનો બ્રહ્મની સાથે અભેદ સમજાવવાનો છે.

ગુજરાતવિદ્યાપીઠનો પ્રધાન ઉદ્દેશ વિદ્યાર્થીઓમાં સ્વદેશાભિમાન વધે, ને દેશની સ્વતંત્રતા મેળવવામાટે તેઓ યત્નશીલ થાય એવું શિક્ષણ આપવાનો હોય એમ સમજાય છે. વિદ્યાર્થીઓને સદ્ગુણી, ધાર્મિક ને પરમાત્મોપાસક બનાવવાનો તેમનો ગૌણ ઉદ્દેશ કદાચ હોય

તોપણ માત્ર વ્યાપકધર્મની વાતો કરવામાંજ તેનું પર્યવસાન થવાનો સંભવ જણાય છે. ઉચ્છૃંખલતાપ્રિય હૃદયો ભાગ્યેજ ધર્મના સાચા સ્વરૂપને સમજી શકે છે, તથા તેને પાળી શકે છે. તેવા યુવકો પરિણામે માબાપોનો, ધર્માચાર્યોનો, શિષ્ટ વૃદ્ધપુરુષોનો, પૂજ્યપુરુષોનો, ધર્મશાસ્ત્રોનો, શાસ્ત્રોક્ત સદાચારનો, ધર્મકર્મનો ને પરમાત્માનો પણ અનાદર કરવામાં પ્રવૃત્ત થશે એવું જનસ્વભાવનું પાણીના જેવું નીચે જવાનું બંધારણ જોતાં અનુમાન થાય છે.

ઉપર પ્રમાણે બંને વિદ્યાપીઠોના ઉદ્દેશો ભિન્ન ભિન્ન જણાય છે. તેની એકવાકયતા બહુ શાંત ચિત્તે વિચાર કર્યા વિના હમણાનો સમય જોતાં તુરત થઇ શકવી કઠિન જણાય છે.

અસ્પૃશ્ય પદાર્થો ત્રણ પ્રકારના છે, પ્રધાનપણે ત્વચાપર અસર કરી અંતઃકરણપર અસર કરનારા, પ્રધાનપણે લોહીપર અસર કરી અંતઃકરણપર અસર કરનારા ને પ્રધાનપણે પ્રાણપર અસર કરી અંતઃકરણપર અસર કરનારા. અસ્પૃશ્ય કૌવચ ને ખાજવણીનો સ્પર્શ કરવાથી મનુષ્યની ત્વચામાં બહુ ચળ આવે છે, ને તે ચળ તેના અંતઃકરણને દુઃખાનુભવયુક્ત કરે છે, અને તેથી તે ચળ દૂર ન થાય ત્યાંસુધી તેનું ચિત્ત વ્યગ્ર રહી વ્યવહારપરમાર્થના કામમાં જોઇએ તેવું જોડાઇ શકતું નથી. મરકી આદિના અસ્પૃશ્ય સૂક્ષ્મ જંતુઓ સ્પર્શ કરનારા મનુષ્યના રુધિરમાં પ્રવેશ કરી તેને વિષમય બનાવી તેના અંતઃકરણને દુઃખી કરી તેને શરીરપતનસુધી અપકાર કરે છે. રજસ્વલા, ધોબી, ચાંડાલ ને મહાપાપી જેમને તેમના દૂષિત પ્રાણથી ને દૂષિત લોહીથી શાસ્ત્ર અસ્પૃશ્ય કહે છે તેમના સ્પર્શથી જો સ્નાનાદિરૂપ પ્રાયશ્ચિત્ત ન કરે તો દ્વિજનો પ્રાણ દૂષિત થઇ તેમના અંતઃ-

કરણના સાત્ત્વિકબલને ન્યૂનાધિક હાનિ પહોંચાડી તેમના શાસ્ત્રોક્ત વિચારને તથા શાસ્ત્રોક્ત આચારને ક્રમથી દૂર કરવા લાગે છે. મનોવિકારના હેતુભૂત ગણી સ્વજ્ઞાતિની સંબંધવિનાની પરસ્ત્રીને પણ આપત્કાલવિના ભવિષ્યનો વિચાર કરી શાસ્ત્ર ને શિષ્ટો અસ્પૃશ્ય માને છે. સત્શાસ્ત્રો પણ અશુભ પરિણામનો વિચાર કરીને આગળથીજ તેવી પ્રવૃત્તિનો નિષેધ કરે છે. તેમને કોઇના પ્રતિ દ્વેષ હોવાનું લેશ પણ કારણ નથી. પાપકર્મ કરવાથી અને તે થઈ જાય તો તેનું પશ્ચાત્તાપપૂર્વક યોગ્ય પ્રાયશ્ચિત્ત નહિ કરવાથી મનુષ્ય સુવિચારથી ને સદાચારથી ઉત્તરોત્તર ભ્રષ્ટ થતો જાય છે. આવો નિર્ણય સનાતન-ધર્મબોધક શાસ્ત્રોનો અને ક્રાંતદર્શી આર્યોનો છે. આ નિર્ણય અર્થ, કામ ને કીર્તિની લાલસાવાળા અને પોતાનેજ પંડિત માનનારા સ્થૂલદર્શીઓ કદાચ માન્ય ન કરે તો તેથી સત્ય અસત્યરૂપ થઇ જવાનું નથી.

અસ્પૃશ્યના સ્પર્શની છૂટ લીધા પછી બ્રાહ્મણાદિને અસ્પૃશ્યની સાથેના ભોજનાદિના સંસર્ગોમાં દોષ દેખાવાનો નહિ, અને તેમના વિચારોની તથા તેમના આચારોની અસર પણ તેમનો સંસર્ગ કરનારા-ઓના અંતઃકરણપર ન્યૂનાધિક થયા વિના રહેવાની નહિ. આમ કૈલિકંદુકન્યાયે સંસર્ગ કરનારનું ક્રમાત્ આધ્યાત્મિક અધઃપતન થવાનો પ્રબલ સંભવ જણાય છે. મનુષ્યસ્વભાવ તેમાં પણ યુવકોના મોટા ભાગનો સ્વભાવ આસુરસંપત્પ્રધાન હોય છે, અને તેઓ જેની છૂટ ન લેવાતી હોય તેની જ્યારે છૂટ લેવા લાગે છે ત્યારે તેઓ તે છૂટને બીજે છેડે ગયા વિના રહેતા નથી. જે મનુષ્યો નિયામક સત્તારૂપ ઈશ્વરને, પોતાના સ્થૂલશરીરથી ભિન્ન આત્માને, જીવાત્માની કર્માનુસાર શુભાશુભ ગતિને અને સનાતનધર્મબોધક શાસ્ત્રોને તથા ક્રાંતદર્શી

સમર્થ આર્યોના વિચારને માનતા હોય તેમણે વ્યામોહને વશ થઇ પરિણામે પોતાનું અને પોતાના સંબંધમાં આવનારનું આધ્યાત્મિક જીવન બગડે એવા વિચારને પણ પોતાના મનમાં અવકાશ આપવો ઉચિત નથી તો તે તેવી પ્રવૃત્તિ સેવવા કેમ તત્પર થઇ શકે ?

અંત્યજોના આચાર, વિચાર ને પ્રવૃત્તિમાં યોગ્ય સુધારો થતાંસુધી તેમના વર્ગો વા શિક્ષણસ્થાન દ્વિજાદિથી પૃથક્ રાખી શકાય. સત્તાની સામે થવામાં ભવિષ્યમાં ઘણા ભોગો આપવાના ઘણા પ્રસંગો પ્રાપ્ત થવાનો સંભવ છે, તેમાં વળી અંત્યજોને દ્વિજવર્ગમાં ભેળવી સનાતનધર્મનો ને સનાતનધર્મ પાળનારાઓનો તિરસ્કાર કરી તેવાઓની સાથે વૈમનસ્ય કરવું ને વર્ણધર્મનો ઉચ્છેદ કરનારી તથા ભાવિપ્રજાના દ્વિજવર્ગનો વિનાશ કરનારી સાહસિક પ્રવૃત્તિ કરી વિક્ષેપ વધારવો તે યોગ્ય લાગતું નથી. હમણાં કેટલોક સમય વિક્ષેપ ચાલવાથી વિદ્યાર્થીઓ સુખપૂર્વક વિદ્યાભ્યાસ કરી શકશે કે કેમ ? તે પણ શંકાસ્પદ છે. હમણાં અંત્યજોની યોગ્યતા વધારવા યોગ્ય પ્રયત્નો કરવા, ને તેમને પ્રજામાં કયું સ્થલ આપવું તે ભાવિ દ્વિજોના વિચારપર રહેવા દેવું તે ઇષ્ટ જણાય છે. હમણાં અંત્યજો જો વિદ્યાભ્યાસ કરવા આવે, ને દ્રવ્યની અનુકૂલતા હોય તો તેમનું નિવાસગૃહ દ્વિજાદિના નિવાસગૃહથી ભિન્ન રાખવું જોઇએ. તેમને યોગ્ય વિદ્યાભ્યાસ કરાવવો, સ્વચ્છતાના નિયમો બહુ સાવધાનતાથી સમજાવી પળાવવા, તેમની ભાષાની શુદ્ધિ કરાવવી, તેમને વિવેકથી બોલતાં ને વર્તતાં શીખવવું, સદાચાર શીખવવો ને ધર્મનું ઉપયોગપૂરતું જ્ઞાન આપવું તે પ્રવૃત્તિ તેમને માટે હમણાં લાભપ્રદ, હિતકર ને શાસ્ત્રસંમત જણાય છે.

આગળ જણાવેલા વિચારોનું મનન કરવાથી તમને જણાવું જોઇએ કે પોતાના પૂર્વજન્મોનાં દૂષિત કર્મોથી જેઓ ચાંડાલજન્મને

પામ્યા છે તેમનો સ્પર્શ શિષ્ટ દ્વિજો પોતાના આધ્યાત્મિકજીવનના પતનના ભયથી કરતા નથી. તેમના તરફ સમજુ દ્વિજાદિનો લેશ પણ દ્વેષ નથી, પરંતુ તેમના મોટા ભાગની તેમના પર દયા છે, ને ચાંડાલો-નો મોટો ભાગ પોતાની વર્તમાન સ્થિતિથી સંતુષ્ટ પણ જણાય છે.

દ્વિજ બાળકોને નીચે ઊતારી દેવાનું પાપ સુલભ છે, પણ પાછા તેમને દ્વિજ બનાવવાનું પુણ્ય સુલભ નથી, પણ અશક્યજેવું છે.

× સારાં કામોમાં ઘણાં વિઘ્નો હોય છે, અને તે બધાં વિઘ્નો ધૈર્ય, સાવધનતા ને દૃઢતા રાખી શુભ કર્મ કરનારને ઓળંગવાં પડે છે. ભાવિનો વિચાર કરી અકળાવું ન જોઇએ. *

× જો તમે આ પ્રવૃત્તિમાં જોડાયા તો તમારે સનાતનધર્મનાં પુસ્તકોનું ને ઉપદેશનું બહુ ગંભીરપણે વાચનમનન કરવાં જોઇતાં હતાં.

જે કામ પોતાના સામર્થ્યની બહાર હોય તે કામ વિવેકીએ આરંભવું નહિ, અને જો તે આરંભ્યું તો તેનો સ્વસામર્થ્યથી વધારે પ્રસાર કરવો નહિ, અને જો તેનો સ્વેચ્છાએ વધારે પ્રસાર કર્યો તો પછી તેનો જીવનપર્યંત ધૈર્ય, સાવધાનતા ને કાર્યદક્ષતાથી સમભાવે સ્વકર્તવ્ય સમજીને નિર્વાહ કરવો એમાંજ તે કરનારની શોભા ને તેને યશ છે, નહિ તો વિઘ્નસંતોષીઓના ઉપહાસને પાત્ર થઇ તેને ખેદાનુભવ કરવો પડે છે.

× જો પ્રત્યેક મનુષ્ય કોઇ પણ સર્વકષ પ્રમાણનું અવલંબન કર્યા વિના પોતપોતાના હૃદયને પ્રમાણભૂત માનીને વર્તે તો પરિણામે પરસ્પર વિક્ષેપ વધવાનો ને ઇચ્છિત શુભ કાર્ય સિદ્ધ પણ કરી શકાવા-નું નહિ. આમ હોવાથી શ્રુતિસ્મૃતિરૂપ પ્રમાણ, તેને અનુસરતી સુયુક્તિઓ ને શિષ્ટાચારનો વિચાર કરી પોતાના કર્તવ્યનો નિર્ણય કરવો એ દ્વિજનામ ધરાવનાર સર્વ મનુષ્યનું કર્તવ્ય છે.

× જો દૃઢતા હોય તો ઈશ્વરકૃપાથી ને પ્રયત્નથી સર્વ થઈ શકવા સંભવ છે.

૧૮૪ × તમારી શુભભાવનાથી અંતઃકરણને સંતોષ થયો. શ્રાવણમાસમાં જેવો પ્રયત્ન થાય છે તેના કરતાં વધારે સૂક્ષ્મકોટિનો પ્રયત્ન જીવત્વના નિવારણમાટે કરવાનો નવા વર્ષમાં દૃઢ પ્રયત્ન કરશો.

જ્યારે જપનો શુભપ્રયત્ન ચાલતો હોય ત્યારે અંતઃકરણ ને ઇંદ્રિયો લય, વિક્ષેપ તથા કષાય દોષથી રહિત રહે એવી સાવધાનતા આદરપૂર્વક સેવાતી રહેશે તો અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર સારો વધારો થશે.

જે સમભાવના નિશ્ચયથી પ્રામવ્યવહાર સેવાય છે તે સમભાવના નિશ્ચયથી યુક્ત રહી પ્રામવ્યવહાર પરમાત્માની સેવા સમજીને સેવવો. પ્રયત્નશીલ રહેવાથી ઈશકૃપાએ રાગદ્વેષાદિ દ્વંદ્વો શમવા લાગશે. દૃશ્ય જડના ગુણદોષના વિચારોને વશ રાખી સર્વત્ર વ્યાપી રહેલા શુદ્ધચેતનમાં અંતઃકરણને સુસ્થિર રાખવા નવા વર્ષમાં અધિક પ્રયત્નશીલ રહેશો.

નવા વર્ષમાં પરમાત્માના નિરુપાધિક પરમાનંદસ્વરૂપમાં જેટલું તમારું મન અનન્યભાવથી જોડાશે તેટલો તે સ્વરૂપનો અનુભવ તમારા મનને થશે.

નવા વર્ષમાં રજોગુણના તથા તમોગુણના જે ધર્મો અંતઃકરણના ઉંડાણમાં ખૂણેખાંચરે ભરાઈ રહ્યા હોય તેને ધૈર્ય ને સાવધાનતાથી દૂર કરશો, ને શુદ્ધસત્વગુણના ધર્મોને બલવાન્ કરી સુપ્રસન્ન રહેશો.×

૧૮૫ × નવા વર્ષમાં પરમાત્મામાં અને પરમાત્માની પ્રાપ્તિનાં સાધનોમાં સાત્ત્વિકી શ્રદ્ધાનો તથા વિશુદ્ધપ્રીતિનો વધારો કરશો. પરમાર્થનાં સાધનોનું અધિક શ્રદ્ધાપ્રીતિથી સેવન કરી અંતઃકરણની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરશો.

પરમાર્થનાં સાધનોનું અનુષ્ઠાન પ્રધાનપણે કરશો, અને પ્રાપ્તવ્યવહારને વ્યવસ્થા રાખીને ઉત્તમ પ્રકારે નભાવતા રહેશો. વ્યવસ્થાથી બંને કામ થઈ શકશે, ને મનમાં અસંતોષ તથા ખેદાનુભવ નહિ થાય. આળસમાં ને નિરર્થક ખેદયુક્ત વિચારમાં ઉપયોગી સમયને નજ વ્યતીત થવા દેશો.

પરમાર્થનાં સાધનોનું માહાત્મ્ય સમજાયાથી સાત્ત્વિકી શ્રદ્ધા બલવાન્ થશે, ને સાત્ત્વિકી શ્રદ્ધા બલવાન્ થવાથી અંતઃકરણ તે સાધનોના સેવનમાં બહુ ઉલ્લાસવાળું થશે. ×

× તમે ત્રણે નવા વર્ષમાં પોતપોતાના અંતઃકરણમાં પરમાર્થનાં સાધનોમાં આદર, શાંતિ, ઔદાર્ય સંતોષ, કર્તવ્યનિષ્ઠા ને પરમાત્મસુખાનુભવ એ ગુણો વધારવા પ્રયત્નશીલ રહેશો. ×

તમારા અંતઃકરણની વૃત્તિને વિશેષવેગથી પરમાત્માની અભિમુખ કરતાં રહેશો એ તમારા સરખું નવા વર્ષનું કાર્ય છે તે પ્રસન્નતાથી ઉદારબુદ્ધિએ લગારે સંકોચ રાખ્યા વિના કરશો.

૧૮૬ × કન્યાને ઉપનયનસંસ્કાર કરવાની આજ્ઞા કોઈ શ્રુતિમાં કે પ્રસિદ્ધ સ્મૃતિમાં જોવામાં આવી નથી.

શાસ્ત્રો પ્રાપ્તનો નિષેધ કરે છે, અપ્રાપ્તનો નિષેધ કરતાં નથી, એટલે કન્યાને ઉપનયનસંસ્કાર કરવાનું પ્રમાણથી પ્રાપ્ત થતું નથી ત્યાં તેના નિષેધનાં વચનો શાસ્ત્રમાં ક્યાંથી મળી શકે ?

એક આધુનિક ધર્મશાસ્ત્રના નિબંધમાં તે નિબંધકારે " પૂર્વે એ પ્રકારની સ્ત્રીઓ હતી, એક સદ્યોવધૂ ને બીજી બ્રહ્મવાદિની, તેમાં સદ્યોવધૂનું યજ્ઞોપવીત વિવાહકાલે તેમના પતિ પહેરતા, તે કર્મકાંડમાં ઉપયોગી મંત્રો ભણીને પોતાના પતિની સાથે તે મંત્રો બોલી શકતી, અને ગાર્ગીજેવી બ્રહ્મવાદિની સ્ત્રીઓ ઉપનયનસંસ્કારવડે જનોઇને ધારણ કરી વેદાધ્યયન કરી શકતી, ને જીવનપર્યંત બ્રહ્મચર્ય પાળતી. જનોઇવિના વેદાધ્યયન થાય નહિ, ને જો ગાર્ગીએ વેદાધ્યયન ન કર્યું હોય તો રાજર્ષિ જનકની સભામાં તે બ્રહ્મવેત્તા શ્રીયાજ્ઞવલ્કયની સાથે બ્રહ્મના સંબંધનો વાદ શી રીતે કરી શકે ? માટે તે વેલા તેવી સ્ત્રીઓ જનોઇ પહેરતી હશે, ને બટુકોની પેઠે તેમને જનોઇ થતું હશે, પણ વર્તમાનમાં તેમને તેવો અધિકાર નથી " એવા ભાવનું કહ્યું છે.

## પત્ર ૧૮૭-૧૯૭

× નવા વર્ષમાં ઇશ્વરમાં, સદ્ગુરુમાં ને સત્શાસ્ત્રમાં શ્રદ્ધા તથા પ્રીતિ વધારશો, અને મનની શાંતિમાં ને સુખાનુભવમાં વિશેષ વધારો કરશો.

વરિષ્ઠન્યાયમંદિર જીવરાજશેઠના સંબંધમાં તેની હકિકત જાણી શ્રુતિસ્મૃતિરૂપ ધારાશાસ્ત્રને અનુસરી નીચે પ્રમાણે ઠરાવ કરે છે:—

" તેણે દેહાદિમાંથી પોતાનું સ્વામિત્વ ત્યજી તેનું પ્રારબ્ધ હોય ત્યાંસુધી તેણે માત્ર અન્નવસ્ત્ર ને નિવાસસ્થાન લેવાં, અને અતિથિની પેઠે તેણે પોતાના માનેલા દેહાદિમાં રહેવું. જો આ ઠરાવને તે નહિ અનુસરે તો તેને હવે પછી વધારે કષ્ટાનુભવ થાય એવે ઠેકાણે મોકલવામાં આવશે.

આજસુધીની તેની ભૂલોથી તેણે કાચી કેદમાં ઘણું દુઃખ ભોગવ્યું છે, માટે ન્યાયમંદિર તેના ઉપર દયા કરી તેને વધારે કષ્ટપ્રદ શિક્ષા કરવા ઇચ્છતું નથી.

હવે તેણે સર્વત્ર અતિથિની પેઠે રહેવું, ને અનાયાસે જે દ્રવ્ય તેની પાસે આવે તેમાંથી તેના કાંઇક ભાગ ધર્મકર્મમાં તેના વિરુદ્ધમાં ઠરાવ થયેલો હોવાથી દંડતરીકે વાપરવાનું ઠરાવવામાં આવે છે. ”

• ૧૮૮ × લોભથી બચવામાટેનાં મનોરાજ્ય ન કરતાં ઔદાર્ય ને સંતોષ વધારવા પ્રયત્નશીલ રહેશો. સાવધાનતા સેવવાથી ત્રણે શત્રુઓનું બલ ઉત્તરોત્તર શાંત થશે. યોગ્ય પ્રયત્નથી તમારા હૃદયમાં જે શત્રુનું સામ્રાજ્ય હશે તે દૂર થઇ જશે.

જો નિઃસ્પૃહતા વધશે તો વ્યવહારમાં લાભ થાય એવા પ્રસંગો અનાયાસે પ્રાપ્ત થશે. અસંતોષી સ્વભાવ બહુ દુઃખદાતા છે.

પાપના તાતને વશ થવાથી મનને ખેદ થાય એવા પ્રસંગો બને, ને કટુવચનો સાંભળવાના પ્રસંગો પ્રાપ્ત થાય તે સ્વાભાવિક છે.*

૧૮૯ × અસંગી રહીને સમભાવથી પ્રાપ્તવ્યવહાર કરવાનો નિશ્ચય ઉપકારક છે.

શરીરની અંતર અને બહાર અખંડૈકરસ બ્રહ્મજ ભરેલું છે એ ભાવનાને ઉત્તરોત્તર વધારે દઢ કરતા રહેશો. પ્રયત્નથી ચિન્માત્રભાવના ને સમભાવ સુસ્થિર થશે.

અઠવાડીઆમાં એક દિવસ આશરે બે કલાક સાધનસેવનમાં વધારે લેવાય તો ઠીક. તે બે કલાક સાથે કે બે કડકે અંતઃકરણને નિર્વિકલ્પસ્થિતિમાં સ્થાપવા યત્નશીલ રહેવું.

૧૯૦ * સંસ્થાનું હિત શિક્ષણ લેનારાં બાળકોને શાસ્ત્રીયરીતે શિક્ષણ આપી તેમનું ભાવિહિત સધાય એવી યોગ્યતાવાળાં કરવાં તેમાં છે, તેમનું હિત વિનાશ પામે એવું શિક્ષણ આપવામાં સંસ્થાનું હિત નથી.

શિક્ષકોએ શાલામાં અંત્યજને લગતી અયોગ્ય ચર્ચા કરવી યોગ્ય નથી. તેમના જે જે વિષયો શિક્ષણમાટે નક્કી કર્યા હોય તે તે વિષયો તેમણે ઉત્તમ પ્રકારે શીખવવાના છે. બાળકોનાં હૃદયોને યોગ્ય ઔદાર્યવાળાં બનાવવાં, પણ તેમનાં હૃદયો ઉચ્છૃંખલ થાય એમ નજ થવા દેવું.

અંતર્યામીનાં આ વચનોનો વિચાર કરવાથી દૂષિત વાતાવરણથી તમારા મનમાં પ્રકટેલો ને રહેલો અપકારક વ્યામોહ દૂર થવા સંભવ છેઃ—

**कुतस्त्वा कश्मलमिदं विषमे समुपस्थितं ।**
**अनार्यजुष्टमस्वर्ग्यमकीर्तिकरमनृतम् ॥**
**क्षुद्रं हृदयदौर्बल्यं त्यक्त्वोत्तिष्ठ महाबल ! ॥**

તમારું અંતઃકરણ શું સ્થૂલ પ્રવૃત્તિનુંજ માહાત્મ્ય સમજી તેમાં મુગ્ધ થયું છે ? અંતઃકરણમાં શુદ્ધસત્ત્વગુણના પરમોજ્જ્વલ ધર્મો પ્રકટાવવાથીજ તમારું ને વિદ્યાર્થીઓનું પરિણામે શ્રેયસ્ છે એ સત્ય શું તમારું હૃદય સમજી શકતું નથી ? દ્વિજોને માટે અસ્પૃશ્યનો નિષેધ જે હેતુથી સત્શાસ્ત્રે ને પ્રામાણિક પુરુષોએ કહ્યો છે તે હેતુ તમારા મિત્રો તેમની બાહ્યસ્થૂલવૃત્તિના વેગથી ન સમજી શકે તો તે ક્ષંતવ્ય છે, પણ જો તે હેતુ તમે તમારા મનને સ્પષ્ટ ન સમજાવી

શક્તા હો તો તમારા દુર્બલ જીવાત્માપર દયા ઉપજે છે. અસ્પૃશ્યના સ્પર્શમાંજ શિક્ષણની સફલતા માનવી એ શાસ્ત્રદષ્ટિએ ગંભીર દોષ છે. અંતઃકરણને પવિત્ર ને બૃહત્ કરવામાંજ શિક્ષણની સફલતા છે એ વિસરવાજેવું નથી. સંસ્થાની સાચી ઉન્નતિ પણ શાસ્ત્રીયમાર્ગે વર્તવાથી થશે, આસુરીમાર્ગે તણાવાથી તે થઇ શકવાનો સંભવ જણાતો નથી.

. ધર્મના ને શિક્ષણના શાસ્ત્રોક્ત ઉદાર વિચારોમાં સંસ્થા કે તેના ચાલકો કોઇ શિક્ષકોને લેશ પણ સતાવવા ઇચ્છેજ નહિ, પણ જ્યાં વિદ્યાર્થીઓના હિતના ને સંસ્થાની પ્રતિષ્ઠાના વિચારનો પ્રસંગ પ્રાપ્ત થાય ત્યાં વિવેકથી તેમને સત્ય વાત સમજાવવા પ્રયત્ન કર્યા વિના તેમને બીજો ઉપાય રહેતો નથી.

...ના અંગત વિચારો સનાતનધર્મથી જેટલે અંશે વિરુદ્ધ હોય તેટલે અંશે તેમણે વિદ્યાર્થીઓની સમીપ મૌન રાખવું વિશેષ યોગ્ય ગણાય. પ્રસ્થાનત્રયપર ભગવાન્ ભાષ્યકારે પોતાના ભાષ્યમાં સનાતનધર્મના જે જે વિચારો ને આચારો શ્રુતિસ્મૃતિથી ને યુક્તિથી પ્રતિપાદન કર્યા છે તે તે વિચારો ને આચારો સનાતનધર્મના છે એમ સમજવું.

નવીન હિંદની સમષ્ટિના તમે લખો છો તેવા વિચારો હોવાનો સંભવ નથી, પણ પશ્ચિમનું શિક્ષણ પામેલા ને જેમણે સ્વધર્મનું અધ્યયન ને પરિપાલન કર્યું નથી એવા જુવાન મનુષ્યોના મોટા ભાગના છે એમ કહી શકાય. એ વિચારોથી ને તદનુકૂલ પ્રવૃત્તિથી તેમને તથા દેશને લાભ થવાનો સંભવ છે કે હાનિ થવાનો સંભવ છે તે હવે પછી વિવેકી મનુષ્યોને અનુભવ થયે જણાશે. ×

૧૯૧ × કર્મઠોને માટે તથા ઉપાસકોને માટે જીવઈશ્વરનો વ્યાવહારિક ભેદ સાચો છે.

જીવો ભિન્ન ભિન્ન છે, ને તેમનાં અંતઃકરણો પણ ભિન્ન ભિન્ન છે, તેથી તેમને પોતપોતાના કર્માનુસાર ભિન્ન ભિન્ન પ્રકારનો સુખ-દુઃખાનુભવ થાય છે.

જીવ બદ્ધ છે, ને તે જ્ઞાનવડે મોક્ષ પામે છે.

૧૯૨ * તમે તમારા મનને ઉદ્વેગરહિત પ્રસન્ન રાખશો. નિત્યકર્મ, ધ્યાન, ચિત્તસંશોધન ને શુભવિચાર ચાલુ રાખશો.

શુભ પ્રયત્ન ચાલુ રહેશે તો તેનું શુભ ફલ અવશ્ય પ્રાપ્ત થશે. અહંતામમતાને શિથિલ કરવા નિત્ય તીવ્ર પ્રયત્ન ચાલુ રાખવો જોઇએ.

યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર ને ધારણાનો અભ્યાસ સારો થવાથી ધ્યાન સારી રીતે થઇ શકશે. ધ્યેયમાં માહાત્મ્યજ્ઞાનપૂર્વક વિશુદ્ધપ્રીતિનો પ્રવાહ વધારવાથી ધ્યેયમાં મન રહેવારૂપ ધ્યાન સારી રીતે કરી શકાય છે. ×

૧૯૩ * બ્રહ્મધ્યાનકાલે ચિત્તની એકાગ્રતા વધારવા તથા બુદ્ધિની સૂક્ષ્મતા વધારી બ્રહ્મવિચારમાં તેને દૃઢ કરવા પ્રયત્ન સેવતા રહેશો. *

અખંડએકરસ બ્રહ્મનું ચિંતન ચાલુ રાખી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો.

૧૯૪ * ઇષ્ટમંત્રનો જપ કરતી વેલા ઇષ્ટદેવના આખા શરીરનું ધ્યાન ન કરતાં તેમના પ્રતીકરૂપ તેજોમય બાણનું ધ્યાન કરવું.

પુરશ્ચરણના સમયમાં સૂતક પડે તો તે વેલા માનસજપ ચાલુ રાખવાથી પુરશ્ચરણ ચાલુ રહે, તેમાં ત્રુટ ન ગણાય.

સૂતકમાં હિંદી કે ગુજરાતી સતશાસ્ત્રનો સ્વાધ્યાય થઇ શકે, વેદનો કે સ્મૃતિનો સ્વાધ્યાય ન થઇ શકે.

દીક્ષાના વાર્ષિક દિવસે જપ ને પરમાત્મધ્યાન કાંઇક વધારે કરવાં, સદ્ગુરુની પ્રાર્થના કરવી, બ્રહ્મચર્ય પાળવું, ને યથાશક્તિ પોતાના સદ્ગુરુની સેવા કરવી, તથા મનની પ્રસન્નતા જાળવવી.

ઉત્તમ વિદ્યાર્થીએ પરમાર્થનાં સાધનોમાં, વિદ્યાભ્યાસમાં ને પ્રાપ્તવ્યવહારમાં સમયના યથાયોગ્ય વિભાગ પાડીને નિમગ્ન રહેવું જોઇએ. પ્રયોજનવિનાના ને અપકારક પ્રસંગોથી તેણે દૂર રહેવું જોઇએ.

સૂર્યોદયપહેલાં માધ્યાહ્નસંધ્યા ન થઇ શકે. પ્રાતઃસંધ્યા કર્યા પછી જો માધ્યાહ્નસંધ્યા પૂરી કરવી હોય તો તે આખી કરવી જોઇએ. સમય બચાવવાની આવશ્યકતા હોય તો તે સંક્ષેપમાં પણ કરી શકાય.

દુઃખનિવૃત્તિમાટે કે સુખપ્રાપ્તિમાટે જપ, તપ ને દાનાદિ શુભ કર્મો કરવાં, પણ કોઈ દેવની માનતા મુમુક્ષુએ ન કરવી.

બ્રહ્માના દિવસના અંતે થનારા પ્રલયમાં બ્રહ્માના અંતઃકરણમાં ત્રણ લોક સૂક્ષ્મરૂપે રહે છે, જલરૂપે રહેતા નથી. પ્રથમ જલરૂપ થઇ પછી ક્રમથી મહત્તત્ત્વરૂપ ( બ્રહ્માના અંતઃકરણરૂપ ) થઈ જાય છે. પ્રકટતા અટ્ટહાસ્યને નાભિના આકર્ષણવડે તથા ઉપરાઉપરિ પૂરક કરવાવડે રોકી શકાય. *

૧૯૫ × પ્રાણાયામનો અભ્યાસ પ્રારંભશો. શરીરપ્રકૃતિ સાચવી-ને તેનો અભ્યાસ વિધિવત્ કરશો. મુદ્રાઓ યથાવત્ સમજીને કરશો.

અધ્યાત્મપ્રસાદનો અર્થ અંતઃકરણની અતિનિર્મલતા અથવા અંતઃકરણમાં શુદ્ધસત્ત્વગુણની સ્થિરતા એવો થાય છે. આવી સ્થિતિવાળાના હૃદયમાં જ્ઞાન, વૈરાગ્ય, ધર્મ, શાંતિ ને ઔદાર્ય આદિ શુભગુણો બહુ બલવાન્ થાય છે.

મધુમતી એ યોગની બીજી ભૂમિકા છે. એ ભૂમિકામાં અભ્યાસીની દેવો પરીક્ષા કરે છે. તેમાં તે ઉત્તીર્ણ થાય તો તે આગળ વધી શકે છે. ઋતંભરાપ્રજ્ઞા એ મધુમતીનો પરિપાક છે. × .

૧૯૬ × તમારા હૃદયના શુભભક્તિભાવને વ્યવહારના બહુભારથી દબાઇ જવા દેશો નહિ.

* માયારૂપ મહાસાગરમાં રહીને તેમાં તરતા રહેવું, તેને તળીએ નજ જાવું. વ્યવસ્થાથી કામ કરશો તો વ્યવહારપરમાર્થ બંને સાધી શકાશે.

અનન્યભક્તિવડે પ્રભુને હૃદયમાં પધરાવતા રહી, તેમની આજ્ઞાઓ સાંભળી, તે પ્રમાણે વર્તી પ્રસન્ન રહેશો.

૧૯૭ * તમારા અંતઃકરણની ઉચ્ચભાવના તમને ઉત્તમ ફલ આપનારી થાય તે યોગ્યજ છે.

તમારા હૃદયની સાત્ત્વિકી શ્રદ્ધા, તમારા હૃદયની પ્રેમભક્તિ અને તમારા હૃદયની ઉચ્ચભાવના તમે જે ઉચ્ચ સ્થિતિને પ્રાપ્ત કરવા ઇચ્છો છો તે ઉચ્ચ સ્થિતિને પમાડવા પરમાત્માની કૃપાથી સમર્થ થશે એમ અનુમાન થાય છે.

સ્થૂલશરીર પ્રારબ્ધવશાત્ ભલે મોહમયપુરીમાં રહી પોતાનું કામ કરે, પણ અંતઃકરણને તો બનતે પ્રયત્ને સત્યલોકમાં રાખવા પ્રયત્નશીલ રહી અખંડ શાંતિનો ને નિરુપમ સુખનો અનુભવ કરતા રહેશો. ×

## પત્ર ૧૯૮–૨૦૭

× પ્રકાશ જેમ અંધકારને તથા તેને આશ્રરે રહેલા ભયને દૂર કરી નાંખે છે તેમ સત્સમાગમ મનના ચાંચલ્યને તથા તેને આશ્રરે રહેલી શંકાઓને દૂર કરી નાંખે છે. તમને એવો શુભ અનુભવ થયો તે તમારા સુભાગ્યની વાત છે.

* શ્રદ્ધાભક્તિ વધારી મનની શાંતિમાં ને આનંદાનુભવમાં સુધારો કરશો.

૧૯૯ × અંતઃકરણને નિષ્કામકર્મોના સેવનથી પવિત્ર કરી ધ્યેયનું માહાત્મ્ય સમજવાથી ધ્યેયમાં વિશુદ્ધપ્રેમનો પ્રવાહ વધારી શકાશે. *

× × અંતઃકરણની વૃત્તિને વિશેષ જાગ્રત્ કરી સ્વધર્મ પાળતા રહેશો, ને સત્યનો અનુભવ કરવા પ્રયત્નશીલ રહેશો. પ્રયત્નના પરિપાકે ફલલાભ થશે. ×

૨૦૦ * આવા વ્યાવહારિક ઘોરજેવા જણાતા પ્રસંગથી સમજુ મનુષ્ય સર્વ પ્રાણિપદાર્થનું ક્ષણિકપણું વિચારીને પોતાના મનને વિરાગવાળું કરી તેને પરમાત્મસ્વરૂપમાં સ્થિર કરવા પ્રયત્નશીલ રહે છે.

× પ્રાણીઓનાં શરીરો કોઇ પણ નિમિત્તને વશ થઇને વહેલાં-મોડાં પડે છે એમ જાણનાર મનુષ્યો પોતાના પ્રિય સગાના મરણમાં પણ પોતાના મનને ક્ષોભરહિત રાખવા સમર્થ થાય છે, બીજા મનુષ્યો તેમ કરી શકતા નથી. તમારા ભાઇએ આવા દુર્ઘટ પ્રસંગમાં પણ પોતાના હૃદયના યોગબલે હૃદયનો સમભાવ જાળવ્યો તે યોગ્ય કર્યું છે.

...એ પરમાત્માના સ્મરણપૂર્વક દેહત્યાગ કર્યો એ પણ એ જીવના ઊર્ધ્વગમનમાં હેતુભૂત થયો. ×

૨૦૧ × વ્યાવહારિક જગત્માં પ્રતીત થતા સર્વ પ્રાણિપદાર્થો મનોરાજ્યના પ્રાણિપદાર્થોના જેવા ક્ષણુસ્થાયી છે, માટે તેમાં વિવેકીએ સત્યપણાની બુદ્ધિ ન રાખવી એમ બ્રહ્મવેત્તાઓ કહે છે એવા ભાવનાં વચનો તમે બહુવાર સાંભળેલાં ને તેનું તમે મનન કરેલું તેથીજ આવા વ્યવહારદૃષ્ટિએ વ્યાવહારિક મનુષ્યને વજ્રપાતજેવા જણાતા ઘોર પ્રસંગમાં પણ તમે તમારા મનને ઘણે અંશે સમભાવવાળું રાખવા સમર્થ થયા. તમે સ્પષ્ટ જાણો છો કે આત્મા અવિનાશી છે તેથી તે કદીપણુ મરતો નથી, ને દેહાદિ વિનાશ પામવાના સ્વભાવવાળાં હોવાથી તે અવશ્ય વિનાશ પામે છે. વસ્તુસ્થિતિ આવી હોવાથી વિવેકીનું અંતઃકરણ સંગદોષથી પ્રિય માનેલા પ્રાણીના મરણુથી કાંઇક ક્ષોભ પામ્યા છતાં પણ પાછું તે પોતાના સમભાવને ધારણુ કરવા સમર્થ થાય છે. વિવેકીને તો જીવતાનો હર્ષ ને મરનારનો શોક કરવાનો અવકાશજ કયાં છે? એમ સમજનારા તમે તમારા અંતઃકરણને સમભાવમાં રાખી શકો એ સ્વાભાવિક છે, પણ તમારાં ધર્મપત્નીના અંતઃકરણમાં સંસારનું તેવું સ્વરૂપ નહિ સમજાયેલું હોવાથી તેમના વિદીર્ણુજેવા થયેલા હૃદયને આત્માનું ને સ્થૂલશરીરનું સ્વરૂપ સમજાવી જેટલું શાંત કરી શકાય તેટલું શાંત કરશો. ×

તમે પિતાતરીકે ને તમારાં ધર્મપત્નીએ માતાતરીકે જે વ્યાવહારિક કર્તવ્ય પ્રાપ્ત થયું હતું તે પૂર્ણ કર્યું એટલે તેમાં પણ અસંતોષ સેવવાજેવું કાંઇ રહ્યું નથી. તમે જાણોજ છો કે સગાંઓનો સમાગમ પ્રવાસીના સમાગમજેવો છે.

* તમે જે પ્રદેશમાં રહો છો ત્યાં પુત્ર, તીવ્રસંનિપાત ને મરણુ નથી એ તમે જાણો છો. અસંગ, અવિકારી ને પરમાનંદપદમાં દ્વૈત ક્યાં છે?

૨૦૨ × ત્રાટકકાલે જો સ્વાભાવિક પ્રકાશ ન હોય તો દીવો સામો ન રાખતાં એવી રીતે રાખવો કે તેનો પ્રકાશ સામો ન પડે, ને પ્રતિમાપર તે પ્રકાશ પડે. આંખને બહુ ખેંચવી નહિ. તેને અર્ધ ઊઘાડી રાખી શાંત મને ત્રાટક કરવું. આંખમાંથી પાણી ઝરતું બંધ થવું જોઇએ, અને પ્રતિમા ને તેની આસપાસનો પ્રદેશ શ્વેતતેજ-વાળો જણાવો જોઇએ. આમ થાય ત્યારે ત્રાટકનો પરિપાક થયેલો જાણવો. ઇંદ્રિયોની ચપલતા, મનની મૂઢતા ને ચંચલતા તથા શ્વાસનો વેગ અભ્યાસકાલે ઘટવાં જોઇએ. ત્રાટકનો સમય ધીરે ધીરે એક કલાકસુધીનો થવો જોઈએ.

× મલમૂત્રના ત્યાગવિનાના સર્વ સમયમાં મનમાં મંત્રજપ કરી શકાય.

ઉંડાણમાં જપ થતો જણાતો હોય તો તે પણ ચિત્તશુદ્ધિ આદિ કરવામાં ઉપયોગી થાય છે.

બીજાના સાંભળવામાં આવે એમ ઇષ્ટમંત્ર ન બોલવો. બીજા મંત્રનો પ્રસંગોપાત્ત અન્ય સાંભળે એમ ઉચ્ચાર થઇ જાય તો તેમાં અડચણ નહિ. એવે પ્રસંગે પરમાત્માનું જે નામ પોતાને પ્રિય લાગે તેનું સ્મરણ કરવું તે ઉપકારક છે.

ત્રાટકના સમયમાં ઈષ્ટમંત્રનો માનસ જપ ચાલુ રહે તો તે ઉપકારક છે.

× અયોગ્ય આતુરતા મનુષ્યને અપકારક થાય છે. ઉત્તમ વિ-શ્વાસ રાખી ઉત્તમ પ્રકારે કર્તવ્ય કરવું. તે શુભકર્મનો જ્યારે પરિ-પાક થશે ત્યારે અનાયાસે તેનું શુભ ફલ પ્રાપ્ત થશે. ઊતાવળે આંબા પાકતા નથી તે કથનને વિવેકી મનુષ્યે સર્વદા સ્મરણમાં રાખવું જોઇએ.

ફલસિદ્ધિ થતાસુધી–વર્ષોસુધી–સંસારવ્યવહારને અતિપરિમિત કરી પૂર્ણ સાત્ત્વિકભાવથી પ્રયત્ન કરવાનું તમારું મનોબલ હોય તો વિચારી જોશો. પાછળથી સાધનમાં અશ્રદ્ધા થઈ તમારો અધઃપાત ન થાય તે વાત ધ્યાનમાં રાખશો. અયોગ્ય ઊતાવળ કરવાથી પોતાને જિજ્ઞાસુ માનનાર ઘણાનાં જીવન ક્લેશમય થઇ ગયાં છે.

૨૦૩ * જપ બની શકે તેટલો પ્રેમપૂર્વક કરતા રહેશો. અશુભભાવનાને બદલે શુભભાવનાજ જો તમારા અંતઃકરણના ઉંડાણમાં સર્વદા રહે તો સારું. તમારે શુભસંકલ્પનું બલ વધારવા યોગ્ય પ્રયત્ન સર્વદા ચાલુ રાખવો જોઇએ. સાત્ત્વિકીશ્રદ્ધાવાળાને સત્શાસ્ત્રોનો અને સદ્ગુરુનો ઉપદેશ અવશ્ય લાભપ્રદ થાય છે.

જેમને બ્રહ્મવિચારવડે, સંપ્રજ્ઞાતયોગવડે અને પરમાત્માની અનન્યભક્તિવડે બ્રહ્મસાક્ષાત્કાર થયો છે તેમને શરીરનું પતન થયે મોક્ષનો લાભ થાય છે. બાકીના મનુષ્યોને તેમનાં કર્મોપ્રમાણે ને ઉપાસનાપ્રમાણે નવા જન્મની પ્રાપ્તિ થાય છે.

બ્રહ્મલોકમાં જનારાઓને અને સ્વર્ગલોકમાં જનારાઓને તે કામમાટે નિયત કરેલા દેવો તેમની યોગ્યતાપ્રમાણે બ્રહ્મલોકમાં કે સ્વર્ગાદિમાં લઇ જાય છે. બીજાં પ્રાણીઓને તે ગમે તે દેશમાં ને ગમે તે કાલમાં મરે તોપણ અસંખ્ય યમદૂતોમાંનો કોઇ એક યમદૂત તેને યમરાજપાસે તેના કર્મના ન્યાયમાટે લઈ જાય છે. આમાં જીવનભરની ભાવના મરનાર મનુષ્યના ચિત્તને ભિન્ન ભિન્ન રૂપની પ્રતીતિ કરાવે છે.

૨૦૪ × શુભસંકલ્પનું બલ વધારતા રહેશો. મનની નિર્બલતા દૂર કરવા સતત પ્રયત્નશીલ રહેશો.

વાગાદિ ઇંદ્રિયોના વ્યાપારો શાંત કરી માત્ર મનને વ્યાપારવાળું રહેવા દેવું. પછી દશ્યના સંબંધમાં સંકલ્પવિકલ્પ કરતા મનને વ્યાપારરહિત કરી માત્ર વિશેષઅહંકારને વા બહિર્બુદ્ધિને વ્યાપારવાળી રહેવા દેવી, પછી હું અમુક ને અમુકનો પુત્ર ઇત્યાદિ વિશેષઅહંકારને વ્યાપારરહિત કરી માત્ર હું એવા સામાન્યઅહંકારને વ્યાપારવાળો રહેવા દેવો, અને અંતે તે સામાન્યઅહંકારને શાંતાત્મરૂપ બ્રહ્મમાં વિલીન કરવો. સામાન્યઅહંકારને અવ્યક્તરૂપ માયામાં વિલીન ન કરવો, કેમકે તેથી તે તમોગુણપ્રધાન થઇ તેમાં લય પામી જાય છે, પણ બ્રહ્મમાં એકાગ્ર થતો નથી, માટે સામાન્યઅહંકારને અવ્યક્તરૂપ અવિદ્યામાં લીન ન કરવો એમ **શ્રીવિદ્યારણ્યસ્વામીનો** અભિપ્રાય છે, અને **શ્રીશંકરાનંદસ્વામીનો** અભિપ્રાય એવો છે કે સામાન્યઅહંકારને શુદ્ધસત્ત્વગુણપ્રધાન જેનો ઉપાધિ છે એવા ઇશ્વરમાં એકાગ્ર કરી પછી તે સોપાધિકસ્વરૂપનો તેમનું નિરુપાધિકસ્વરૂપ જે બ્રહ્મ તેમાં અભેદ કરવો. " **યચ્છેદ્વાઙ્૦** " એ શ્રુતિપરનાં તે બંને વિવેચન છે, ને તેમાં કહેવાની ઇચ્છાનો જ માત્ર ભેદ છે. **શ્રીવિદ્યારણ્યસ્વામી** અવ્યક્તમાં સામાન્યઅહંકારને એકાગ્ર કરવાની ના પાડે છે, પણ તેઓ શ્રીઇશ્વરમાં સામાન્યઅહંકારને એકાગ્ર કરવાની ના પાડતા નથી એટલે બંને મહાપુરુષોનું કહેવું એક થઈ જાય છે, માત્ર **શ્રીશંકરાનંદસ્વામીએ** શ્રીઇશ્વરની કોટિ ક્રમનો વિચાર કરીને વધારી છે તે યોગ્ય જણાય છે.

૨૦૫ * મનુષ્યો વિવિધ શુભાશુભ વિચારો ને પ્રવૃત્તિઓ કરે છે, તે વિચારો ને પ્રવૃત્તિઓવડે તેમના અંતઃકરણમાં વિવિધ સંસ્કારો પડે છે, અને તે સંસ્કારોના વિપાકથી તે મનુષ્યોની ભિન્ન ભિન્ન પ્રકારની સ્થિતિઓ થાય છે. વર્તમાનકાલમાં કોઇ મનુષ્યની

અમુક પ્રકારની સ્થિતિ જોઇને તે સ્થિતિનું ઉત્પાદક કારણ અમુક કર્મજ હોવું જોઇએ એમ અયોગીથી કહી શકાય નહિ. કર્મવિપાક-ગ્રંથમાં શુભાશુભ કર્મનાં ફલો વર્ણવેલાં છે તે ઉપરથી-વર્તમાન-સ્થિતિરૂપ ફલઉપરથી-તેના કારણરૂપ કર્મનું શ્રદ્ધાલુ માણસ માત્ર અનુમાન કરી શકે. એવા પ્રસંગનું સાચું જ્ઞાન તો સંસ્કારદર્શી પુરુષો-ને થઇ શકે.

જો વિપરીતકર્મોવડે પૂર્વે કરેલાં શુભાશુભ કર્મો ન હણાયાં હોય તો તે કર્મોનાં ફલો કર્તાને ભોગવવાં પડે છે. જે જે પ્રાણીઓની સાથે અનુકૂલપ્રતિકૂલ સંબંધ થાય છે તેમાં એક માણસનુંજ કર્મ હેતુભૂત હોતું નથી, પણ સંબંધમાં આવનાર સર્વનાં કર્મો ન્યૂનાધિક અંશે હેતુભૂત હોય છે.

૨૦૬ * પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવાળાને પોતાના હૃદયમાં શાંત બપોરીઆના પ્રકાશજેવો વા સ્ફટિકના પ્રકાશજેવો શાંત પ્રકાશ અંગુઠાના પર્વજેવડો દેખાય તે વેલા જોનાર અંતઃકરણરૂપ ઉપાધિ-વાળો હોય.

જે વેલા દર્પણમાં મુખનું પ્રતિબિંબ દેખાય છે તે વેલા દર્પણ-ભણી ગયેલી નેત્રવૃત્તિ આગળ નહિ જઇ શકવાથી પાછી વળી તે ગ્રીવાપર રહેલા મુખને વિષય કરે છે. એનો દ્રષ્ટા જીવાત્મા છે.

અંતઃકરણની વૃત્તિ નેત્રની વૃત્તિની સાથે દર્પણભણી ગયેલી હોવાથી પ્રમેય જે મુખ તેને આકારેજ તે થાય છે, અન્યને આકારે તે થતી નથી.

પ્રત્યેક શરીરમાં ભિન્ન ભિન્ન અંતઃકરણ હોય છે. જેમણે અંતઃ કરણમાં સંયમ કરવાનું બલ મેળવ્યું હોય તે મનુષ્ય બીજાને સંકલ્પ તેના અંતઃકરણમાં જો સંયમ કરે તો જાણી શકે.

તમોગુણ જેમાં પ્રધાન છે એવી સૂક્ષ્મ જડ વસ્તુ તે અજ્ઞાન. શુદ્ધસત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવી સૂક્ષ્મ જડ વસ્તુ તે માયા. આ બંને સર્વ જડ વસ્તુઓના કારણરૂપ છે. તેનાથી ભિન્ન સચ્ચિદાનંદ-સ્વભાવવાળી વસ્તુ તે ચેતન.

સ્વરૂપના વિસ્મરણથી સ્વરૂપના વિવર્તરૂપ જગત્ પ્રતીત થાય છે. જગત્ પ્રવાહરૂપે અનાદિ માનવામાં આવે છે.

ચિત્તવૃત્તિ કોઇ બાહ્યપદાર્થનું રૂપ ધારણ કરી પછી તે પ્રયોજન-ની નિવૃત્તિ થયે તે પોતાના ઉપાદાનકારણ ચિત્તમાં લીન થાય છે. વ્યાવહારિક પદાર્થનો દ્રષ્ટા પ્રમાતા છે, ને ભ્રાંતિના પદાર્થનો દ્રષ્ટા સાક્ષી મનાય છે.

ક્રમથી પ્રતીત થતા સર્વ વ્યાવહારિક પદાર્થનો દ્રષ્ટા પ્રમાતા એટલે અંતઃકરણસહિત ચેતન છે, અને ભ્રાંતિના પદાર્થનો સાક્ષી અંતઃકરણરહિત–અવિદ્યારૂપ ઉપાધિવાળું–ચેતન છે.

ધોરણસર શાસ્ત્રવાચન ને સાધનોનો અભ્યાસ કરવાથી પરમા-ર્થમાં આગળ વધાય છે.

૨૦૭ * વિનાશી દૃશ્યમાં સત્યપણાની બુદ્ધિ રાખી તેનાથી સુખ મેળવવાની તીવ્ર લાલસા રાખનાર મનુષ્યને તે દૃશ્યનો વિનાશ થતાં પોતાની કલ્પિત ઇચ્છાઓનો વિઘાત થવાથી માનસ પરિતાપ થવો સાહજિક છે. એ માનસ પરિતાપને દૂર કરવા મનુષ્યે પોતાના અંતઃકરણને પ્રીતિ, ધૈર્ય ને સાવધાનતાવડે વ્યવહારપરમાર્થના સારા કામમાં જોડી રાખવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. જે વિશ્વરક્ષક પ્રભુ સૌ પ્રાણીઓનું રક્ષણ કરે છે તે તમારું સૌનું પણ રક્ષણ કરશે. તમે તે સત્યમાં શ્રદ્ધા રાખી તમારા મનને ચિંતાથી મોકળું કરતા રહેશો.

પરમેશ્વર દયાનિધિ અને ન્યાયી છે. તેથી તેમણે જે કર્યું હશે તે યોગ્યજ કર્યું હશે એમ સમજી તમારે તમારા મનને શાંત રાખવા

યત્ન કરવો જોઇએ. પ્રભુ પોતે દયાનિધિ છતાં પણ જીવોના કર્માનુસાર વ્યવસ્થા કરનારા હોવાથી કેટલાક મનુષ્યને દુઃખમય લાગે એવી વ્યવસ્થા પણ તેમને જીવોના કર્માનુસાર કરવી પડે એ સ્વાભાવિક છે. તેમનો નિગ્રહ પણ વસ્તુતાએ મનુષ્યપર અનુગ્રહરૂપ હોય છે. જીવોનાં ફલ આપવાને સજ્જ થયેલાં કર્મોને તથા ઇશ્વરની ઇચ્છાને જે જીવો જાણતા નથી તેમને પોતાના ઉપર આવેલી આપત્તિથી વ્યામોહ ઉત્પન્ન થાય છે, પણ તે વ્યામોહ તેમને લાભ કરનારો ગણાતો નથી.

અતિતૃષ્ણાને વશ થઇને કરેલાં કામો તે કામ કરનાર મનુષ્યને મોટે ભાગે ખેદ આપનારાં નીવડે છે. હવે હૃદયને બાળવું તે દાઝ્યાઉપર ડામ દેવાજેવું છે, માટે વિવેકવૈરાગ્યવડે હૃદયને શાંત રાખવામાં ને કર્તવ્યપરાયણ રહેવામાં લાભ છે.

પત્ર ૨૦૮–૨૧૮

* પોતાને ભક્ત માનનાર વા ભક્ત થવા ઇચ્છનાર મનુષ્યે પોતાના હૃદયને નિર્દોષ કરવા સતત શુદ્ધભાવથી પ્રયત્ન કરવો જોઇએ. સદોષ હૃદય જાણે કે અજાણે કોઇ કોઇ અપરાધ કરતું રહે છે, ને તેથી તેની યોગ્યતામાં જોઇએ તેવો વધારો ન થવાથી તે સાચી શાંતિ ને સાચું સુખ સતત અનુભવવા જોઇએ તેવું ભાગ્યશાલી થઇ શકતું નથી.

૨૦૯ * તમે લખેલી હોરીમાં જણાવેલા ભાવથી પ્રભુપ્રતિ પ્રાર્થના કરતા રહી વસંતઋતુમાં થતી વનની શોભાની પેઠે સુવિચારવડે મનને સુશોભિત કરતા રહેશો. ભક્તવત્સલ પ્રભુ પોતાનો અનન્યભક્ત શુદ્ધભાવથી જે શુભ માગે છે તેના કરતાં તેને પ્રસન્નતાપૂર્વક અધિક શુભ આપે છે.

અનન્યભક્તને પોતાના હૃદયમંદિરમાં સૌંદર્યસારનિધિ ને કરુણા-નિધાન પ્રભુવિના બીજા કોને નિવાસ કરાવવો ગમે? અને ભક્ત-વત્સલ પ્રભુને પણ પોતાના અનન્યભક્તના પરમપવિત્ર ને વિશુદ્ધ-પ્રીતિથી ભરેલા હૃદયમંદિરને ત્યજી અન્ય કયે સ્થલે નિવાસ કરવો ગમે?

અંતઃકરણની સર્વવૃત્તિઓ પરમાત્માના સ્વરૂપમાં અર્પણ કરતા રહી અંતઃકરણની શાંતિમાં ને આનંદાનુભવમાં વધારો કરતા રહેશો.

૨૧૦ * સનાતનધર્મના નાનામોટા સર્વ સિદ્ધાંતો બહુ અનુ-કૂલબુદ્ધિ રાખીને સમજવા પ્રયત્ન કરતા હશો. જેમનો કોઇ ધર્મ નથી, જેમને કોઈ પ્રમાણશાસ્ત્ર નથી, જેમનું સવારસાંજ કાંઇ પણ શાસ્ત્રીય ધર્મપરિપાલન નથી, અને રજસ્તમસની વૃદ્ધિથી જેમને એકદેશીય ઉન્માદ ( મેનીઆ ) થયો છે તેમનાં વચનોના હિતવિઘાતક તીવ્ર પ્રવાહમાં આંખો વીંચીને કે લોકવાસનાને વશ થઇને તણાવામાં ઉભયલોકની હાનિ છે એ વાત સનાતનધર્મનું શુભાભિમાન રાખનાર મનુષ્યના અંતઃકરણને ન્યૂનાધિક અંશે સમજાવી જોઇએ. હેતુઓના ને હેત્વાભાસોના ભેદને પણ વિવેકી મનુષ્યના અંતઃકરણે સમજવો જોઇએ.

કોમલ ને મુગ્ધ અંતઃકરણવાળા બાળકો જે તમારે વિશ્વાસે તમને સોંપાયા છે તેમનો વ્યવહાર ને પરમાર્થ ન બગડે તેમાટે ક્ષણે ક્ષણે ગંભીરપણે વિચાર કરીને તમે નાનીમોટી પ્રવૃત્તિ કરતા હશો, અને તમે ને બીજા શિક્ષકો બાળકોની ધર્મનિષ્ઠા, માતૃભક્તિ, પિતૃભક્તિ, ગુરુભક્તિ, ઈશ્વરભક્તિ, સદાચારનિષ્ઠા, સત્કર્મનિષ્ઠા ને સાત્ત્વિકી શ્રદ્ધા ચલાયમાન થાય એવું કાંઈ પણ બાળકોના આગળ

નહિજ બોલતા હો. સનાતનધર્મનો ઉપદેશ નિત્ય નિયમપૂર્વક આપવાની ગોઠવણ પણ રાખી હશે.

મનુષ્યના અંતઃકરણમાંથી શુભનું નીકળી જવું ને તેમાં અશુભનું આવવું સુલભ છે, પણ તે શુભને પુનઃ અંતઃકરણમાં લાવવું ને આવેલા અશુભને તેમાંથી દૂર કરવું તેટલું સુલભ નથી, કિંતુ બહુજ કઠિન છે તે તમારા ધ્યાનબહાર નહિ હોય.

જો તમે બાળકોનું સાત્વિક હિત સાધી શકવાના સુદૃઢ શુભ નિશ્ચયવાળા ને સમર્થ હો તોજ બાલમંદિર ચલાવી તે ચાલુ રાખશો, પણ જો તેમના અંતઃકરણમાં તેવું અમૃત રેડી શકવાના સુદૃઢ શુભ-નિશ્ચયવાળા ને સમર્થ ન હો તો પછી તેવી પ્રવૃત્તિથી ઉપરામ પામશો. વિવેકી મનુષ્ય પરિણામી શુભના ભાગી થવામાં સુખ માને છે, પણ પરિણામે અશુભના ભાગી થવામાં ભૂલથી પણ સુખ માનતા નથી. ×

૨૧૧ * નિત્યનિયમ શ્રદ્ધાભક્તિથી ચાલુ રાખશો. અનુકૂલતા-પ્રમાણે ઉપયોગી વાચન પણ ચાલુ રાખશો. સ્મરણીવડે શાંતચિત્તે પરમાત્માનું સ્મરણ ચાલુ રહેવાથી પણ જીવાત્માને લાભ થાય છે.

પરમાત્માની વિશુદ્ધભક્તિ ચાલુ રાખવાથી અને વિવેકવૈરાગ્ય વધારવાથી તમને માયાનાં કાર્યોમાં મોહ નહિ થાય.

૨૧૨ × મનુષ્યો પોતપોતાના સંસ્કારોના વેગને વશ થઇ શુભાશુભ પ્રવૃત્તિ કરે છે. પ્રવૃત્તિ કરતાપહેલાં જે મનુષ્ય ધૈર્ય રાખી પોતાની પ્રવૃત્તિનું પરિણામ વિચારે છે, અને પરિણામે પોતાને બંધન થાય એવી પ્રવૃત્તિ જે સેવતો નથી તે બંધન પામતો નથી. કોઇ મનુષ્યે પોતાની ભૂલભરેલી પ્રવૃત્તિવડે કોઇ પ્રકારનાં બંધનો ઉપજાવ્યાં

હોય તો તે બંધનોમાંથી છૂટવાનો ઉપાય તે બંધનોને નિવૃત્ત કરનારાં યોગ્ય સાધનોનું ધૈર્ય, સાવધાનતા ને દઢતાથી સેવન કરવું તે છે.

પ્રવૃત્તિનું અને નિવૃત્તિનું સ્વરૂપ સમજી તે બંનેના સેવનના સમયો નક્કી કરી, પછી વિવેક ને દઢતાથી તેનું સેવન કરવું જોઇએ. જો નિવૃત્તિની ઇચ્છા સુદઢ થશે તો પરિણામે નિવૃત્તિ પ્રાપ્ત થશે. પોતાના મનને પ્રભુમાં જોડવાનો સતત પ્રેમપૂર્વક પ્રયાસ કર્યા કરવો, કે જેથી તે મન બંધન ઉપજાવનારી પ્રવૃત્તિ કરતું અટકે.

કર્તાપણાના અભિમાનનો અને કોઇ પણ પ્રકારના લૌકિક ફલની ઇચ્છાનો પરિત્યાગ કરી પરમાર્થના પોષકરૂપે વ્યવહારનું કામ કરવામાં આવે તો ભવભ્રમણમાંથી મોકળા થવાની તક મનુષ્યને હાથ આવે છે.

વ્યવહારપરનો દઢ રાગ મનુષ્યને બંધન કરનારો થાય છે, અને પરમાર્થનાં સાધનોપરનો દઢ રાગ મનુષ્યને સંસારબંધનની નિવૃત્તિમાં હેતુભૂત થાય છે.

પોતાનો પ્રાપ્તવ્યવહાર જો દ્રષ્ટા રહીને સમભાવે કરવામાં આવે તો બંધન ન થાય, નહિ તો બંધન થાય. પોતાનું પ્રાપ્ત કાર્ય કરવું, પણ મનને સંકલ્પવિકલ્પમાંજ ન રોકી રાખવું. શરીર તથા મન થાકી જાય તેટલો શ્રમ ન કરવો, અને મનને ક્રોધને વશ પણ નજ થવા દેવું.

પ્રાપ્તવ્યવહાર ધીરે ધીરે સુપાત્ર, ઉમંગી ને દક્ષ પાત્રોને ક્રમથી સોંપી તેમાંથી ધીરે ધીરે થઇ શકાય તેટલા નિવૃત્ત થવું જોઇએ.

૨૧૩ × અહંભાવ (હુંપણું) અને ઇદંભાવ (આપણું) તેમના અધિષ્ઠાનમાં બાધ પામે ત્યાંસુધી બંનેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનું પૂર્ણપ્રેમથી અનુસંધાન કરતા રહેશો.

સદ્રૂપ ને જ્ઞાનરૂપ બ્રહ્મના ઉત્કટ અનુસંધાનથીજ ઉત્તમ મુમુક્ષુઓ બુદ્ધિમાન્ ને વિદ્વાન્ થાય છે; તેઓ માત્ર પુસ્તકો ભણીને બુદ્ધિમાન્ ને વિદ્વાન્ થતા નથી.

જેઓ પરમાનંદરૂપ બ્રહ્મમાં પરમપ્રીતિ કરે છે તેઓ સાચા સુખી થાય છે, જેઓ તેમને ભૂલે છે તેઓ સાચા સુખી થતા નથી, પણ ઉત્તરોત્તર વધારે દુઃખી થાય છે.

વિવેકી પુરુષો સર્વપ્રકારની ચિંતાઓને દૂર કરી પોતાના હૃદયને પવિત્ર કરે છે. અન્યના પ્રતિબિંબવિનાના દર્પણમાં જેમ જોનારના મુખનું સ્પષ્ટ પ્રતિબિંબ પડે છે તેમ દશ્ય પ્રાણિપદાર્થની તૃષ્ણાવિનાના ચિત્તમાં આત્મસ્વરૂપનું યથાર્થ ભાન થાય છે.

પૂર્વજન્મોના શુભસંસ્કારવાળા મુમુક્ષુઓ સમજણા થાય ત્યાંથીજ બ્રહ્મસ્વરૂપમાં પ્રીતિવાળા થાય છે, અને અંતે તેમાં પરમપ્રીતિવાળા થઇ તેમને પરમપ્રસન્નતાથી પોતાનું હૃદય અર્પણ કરે છે, ને તેમાંજ અભેદભાવે વિરામે છે.

સાચા મુમુક્ષુએ પોતાના નેત્રને તથા હૃદયને સારી રીતે શુદ્ધ કરવાં જોઇએ કે જેથી તે પરમપવિત્ર પરમાત્માનું દર્શન કરવાને સમર્થ થઇ શકે.

મુમુક્ષુના અંતઃકરણરૂપ પક્ષીએ પોતાના નિવાસસ્થાનરૂપ બ્રહ્મભણી સંપૂર્ણ વેગથી ઊડવું જોઇએ. તેણે સંસારરૂપ વિષમપૂર્ણ ઝરાથી બની શકે તેટલું દૂર રહી બ્રહ્મરૂપ અમૃતમય ઝરાભણી વેગવાળી ગતિ રાખવી જોઇએ.

આત્મા કોઇ સ્થૂલદ્રવ્યરૂપ નથી, અને તેનું કોઇ સ્થૂલ નિવાસસ્થાન નથી, તેમજ તેને પામવાનો કોઇ સ્થૂલમાર્ગ પણ નથી,

માત્ર વિચારથી તે સર્વવ્યાપક સૂક્ષ્મતમ વસ્તુ પ્રાપ્ત થઇ શકે છે.

તમે એક બ્રહ્મનેજ જ્યાં ત્યાં જુઓ, એક બ્રહ્મનેજ શાસ્ત્ર તથા યુક્તિવડે જાણો, એક બ્રહ્મનેજ નિર્મલ ને સુસ્થિર અંતઃકરણ-વડે અનુભવો, અને એકજ અદ્વિતીય બ્રહ્મનું અધિકારીઓની આગળ પ્રસંગોપાત્ત નિરૂપણ કરો. સંસારના આદિ, મધ્ય ને અંતમાં તે બ્રહ્મજ છે. બહાર ને અંતર પણ તે બ્રહ્મજ છે.

• પરમાત્માના અનન્યભક્તનું પવિત્ર અંતઃકરણ પરમાત્માની વિશુદ્ધભક્તિરૂપ ભાંગથી એટલું બધું ઉન્મત્ત થઇ જાય છે કે તેને તે ભાંગવિના અને તે ભાંગના સેવનથી ઉત્પન્ન થતી ઉન્મત્તતાવિના બીજું કાંઇજ અન્યની આગળ કહેવાનું હોતું નથી.

અજ્ઞાનકાલે ચિત્તરૂપ ચિત્રકાર પલે પલે અંતર અને બહાર નવાં નવાં ચિત્રો પાડયા કરે છે, પણ જ્ઞાનકાલે તે ચિત્તરૂપ ચિત્રકાર બ્રહ્મથી ભિન્ન બીજું કોઇ પણ ચિત્ર પાડવાના સામર્થ્યથી રહિત થઇ જાય છે.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણરૂપ મંદિરને પરમપવિત્ર કરવું જોઇએ, કે જેથી તેમાં બ્રહ્મરૂપ દેવ આવિર્ભાવ પામી નિરાવરણ સ્થિતિ કરે. મલિન અને ચંચલ અંતઃકરણરૂપ મંદિરમાં એ દેવ આવિર્ભાવ પામતા નથી, ને નિરાવરણ સ્થિતિ કરતા નથી.

જીવે પોતાના પ્રિયતમ બ્રહ્મનો પરમપ્રીતિથી શોધ કરવો જોઇએ. જેમ દ્રવ્યભંડારની ચોકી કરનાર ચોકીઆતે પહેરો ભરવાના સમયમાં સૂઇ રહેવું તે યોગ્ય નથી તેમ બ્રહ્મની પ્રાપ્તિ કરવાયોગ્ય મનુષ્યશરીરને પામી મનુષ્યે પ્રમાદી થઇને પડયા રહેવું તે યોગ્ય નથી.

જીવે મનુષ્યશરીરને પામી પરમાનંદરૂપ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા ક્ષણેક્ષણમાં સાચો પ્રયત્ન કરવો જોઇએ.

મનુષ્યજન્મમાં વિદ્યાવડે અવિદ્યા તથા અવિદ્યાનાં કાર્ય શોક-મોહાદિની નિવૃત્તિ કરી શકાય છે, માટે મનુષ્યજન્મને પામી વિષયો-માંજ રચ્યાપચ્યા રહેવારૂપ અફીણનું સેવન કર્યા કરવું એ કોઇ પણ પ્રકારે ઉચિત નથી.

સ્થૂલજીવનનું અભિમાન અને સ્થૂલજગતની મમતા ત્યજવાથી મનુષ્ય પોતાનું સાચું જીવન અને આ જગતનું સાચું રૂપ જોઇ શકે છે.

મુમુક્ષુ જ્યારે વિવેકવૈરાગ્યવડે દૃશ્યના વિચાર કરતો બંધ થાય છે ત્યારે તે દ્રષ્ટાના વાસ્તવિક સ્વરૂપનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય છે.

ઉત્તમ મુમુક્ષુ સ્થૂલશરીરની આજીવિકાનાં સાધનો પ્રાપ્ત કરવામાં તથા તેનું રક્ષણ કરવામાં જેટલી ચિંતા રાખે છે તેના કરતાં પોતાના તુરીયસ્વરૂપની પ્રાપ્તિ કરાવનારાં સાધનોની પ્રાપ્તિ કરવામાં તથા તેનું રક્ષણ કરવામાં તે અનેકગણી વધારે ચિંતા રાખે છે.

વિવેકી મનુષ્યો અવિકારી ને અવિનાશી સ્થાનમાં પોતાનું નિવાસસ્થાન શોધે છે, પણ વિકારી ને વિનાશી સ્થાનમાં પોતાનું નિવાસસ્થાન શોધતા નથી.

જેમ ભાંગના વ્યસનીઓ ભાંગના પ્યાલાને અને મીઠાઇને ઇચ્છે છે તેમ પ્રભુના ભક્તો પ્રભુની વિશુદ્ધભક્તિને અને તેઓશ્રીની અમોઘ કૃપાને ઇચ્છે છે.

સજ્જને પોતાની આંખો ગુલાબની કળીના જેવી બીડાયેલી—હૃદયભણી વળેલી—રાખવી, અને મુખ ગુલાબના પુષ્પની પેઠે વિકસેલું—સુપ્રસન્ન—રાખવું.

વિવેકી મનુષ્યે પોતાના અંતઃકરણને પવિત્ર પ્રદેશમાં વસતા પંખીના જેવું અને વિશુદ્ધપ્રેમની સભાના સભાસદરૂપ કરવું જોઇએ.

જિજ્ઞાસુએ મિથ્યા દશ્યોભણી રાગદ્વેષથી જનારી પોતાની આંખોને રોકવી જોઇએ, અને તેને તથા પોતાના અંતઃકરણને હૃદયમાં સ્થિત બ્રહ્મનું દર્શન કરવામાટે પાછાં વાળવાં જોઇએ.

સ્વપ્નનાં તથા મનોરાજ્યનાં દશ્યો જેમ મિથ્યા છે તેમ જાગ્રત્‌માં પ્રતીત થતાં દશ્યો પણ પારમાર્થિકદૃષ્ટિએ મિથ્યાજ છે.

બહારના સ્થૂલ કાનના સાહાય્યવિના અંતરમાં ઊઠતા સૂક્ષ્મ ધ્વનિને સાંભળો, અને જીભવિના હૃદયના ઉંડાણમાં બ્રહ્મનું નામ બોલો.

અવિદ્યારૂપ અતિવૃદ્ધ કુરૂપ સ્ત્રીએ આત્મરૂપ સુંદર પક્ષીને દેહાભિમાનરૂપ લોઢાના પિંજરામાં પૂર્યો છે એ શોચનીય છે.

બહુજ ઘરડી, ઘણી કુરૂપ, મહારોગી, ઘણાં કુરૂપ ને મહારોગી બાળકોની માતા, અસ્થિરસ્વભાવવાળી, મહામલિન, મહાકપટી અને કુલટા અવિદ્યાનામની સ્ત્રીએ કોઇ પણ જીવનો સ્પર્શ કર્યા વિનાજ જીવોનું સર્વસ્વ લઇ લીધાજેવું કર્યું છે એ બહુ ખેદની વાત છે.

મહાકપટી, મહાધૂર્ત, અત્યંત અસંતોષી, નપુંસક છતાં પણ પાંચ નિર્લજ્જ વેશ્યાઓનો સંગ સેવવામાં તત્પર રહેનાર, અતિનિર્દય, મહાકૃતઘ્ન, મહાચોર, બહુરૂપ ધારણ કરનાર, સર્વ દુષ્ટ વિચારોને તથા સર્વ પાપકર્મોને આશ્રય આપનાર, મહામૂઢ અને અતિચંચલ મનનામના બહુબુઢ્ઢા નપુંસકે જીવોના સાચા સુખરૂપ સર્વ ધન હરી લીધું એ બહુજ અવળું થયું.

પોતાના જારોનેજ વશ વર્તનારી, પોતાના સાચા પતિના અહિતમાંજ નિરંતર તત્પર રહેનારી, મહાચંચલ, પોતાના પરિચિત નપુંસકને સાથે લઇ નિરંતર પોતાના જારોની સાથે રમણ કરવામાં આનંદ માનનારી, અતિકૃતઘ્ન અને મોટા રાગદ્વેષવાળી, અસાધારણ

અસંતોષી શ્રોત્રાદિનામની પાંચ કુલટાઓએ જીવનું અહિત કરવામાં કાંઇ બાકી રાખ્યું નથી એ જાણી વિવેકી મનુષ્યને બહુ શોક થાય છે.

અવિદ્યા, દશ્ય પ્રાણિપદાર્થની વાસના, વ્યાકુલતા, અતૃપ્તિ, ચિંતા ને ભીતિનામની છ અતિશુદ્રીઓનો પતિ થઇને કંગાલરૂપે રહેતો જીવ શ્રીસદ્ગુરુના ને સત્શાસ્ત્રના પ્રતાપથી વિદ્યા, વિરતિ, શાંતિ, તૃપ્તિ, પ્રસન્નતા અને નિર્ભયતાનામની દેવીઓનો પતિ થયો એ બહુજ સારું થયું.

નાગ જેમ પોતાની કાંચળીમાંથી અહંતામમતા મુકી દે છે તેમ જેમણે જીવતાં છતાંજ અજ્ઞાનકાલે પોતાનાં મનાયેલાં ત્રણે શરીરોમાંથી આરૂઢ અહંતામમતા મુકી દીધી છે એવા મહાપુરુષો ધન્યવાદને યોગ્ય છે.

જેમ ઉચ્ચપ્રદેશની સાથે સંબંધ રાખનારું ભૂમિની અંતર વહેતું જલનું ઝરણું લાંબી સાંગવડે તેના ઉપરનું પૃથિવીનું પડ ભેદાતાં તે ઝરણાનું જલ પૃથિવીઉપર આવી તે પ્રદેશને નિર્મલ જલમય કરી મેલે છે તેમ પ્રત્યગભિન્ન બ્રહ્મના જ્ઞાનવડે ત્રણે શરીરનો બાધ થતાં પ્રત્યગભિન્ન બ્રહ્મના પરમપવિત્રતા પરમશાંતતા ને પરમાનંદતા એ સ્વભાવો પણ કારણશરીર, સૂક્ષ્મશરીર ને સ્થૂલશરીરને પોતામય કરી મેલે છે.

સ્થૂલશરીર, ઇંદ્રિયો, અંતઃકરણ, પ્રાણ ને કારણશરીર જો નિર્મલ ને યથાયોગ્ય શાંત હોય તો અહંવૃત્તિમાં નિરવધિ ને નિરુપાધિ આનંદ આવિર્ભાવ પામી શકે. આહાર પરિમિત ને પથ્ય લેવાથી, ઇંદ્રિયોના વ્યાપાર નિર્દોષ રાખવાથી ને અંતઃકરણના વિચારો શુદ્ધ રાખવાથી અહંવૃત્તિને સુખાનુભવ થવાનો સંભવ આવે છે.

શરીરમાં મલમૂત્રનો વધારો રહેવાથી મન ખેદવાળું રહે છે, શરીરમાં લોહીનો વધારો થવાથી મન અયોગ્ય ચંચલતાવાળું થવા લાગે છે, અને શરીરમાં અવિકારી વીર્યનો વધારો થવાથી અંતઃકરણ ઉમંગી, નિર્ભયજેવું ને શૌર્યવાળું રહે છે.

મનમાં તમોગુણના વધારાથી અંતઃકરણના ઉંડાણમાં ને બહાર ન્યૂનાધિક જડતા ને આલસ્યાદિ અનુભવાય છે, મનમાં રજોગુણનો વધારો થવાથી અંતઃકરણના ઉંડાણમાં ને બહાર ન્યૂનાધિક ચાંચલ્યાદિનો અનુભવ થાય છે, મનમાં સત્ત્વગુણનો વધારો થવાથી અંતઃકરણના ઉંડાણમાં ને બહાર ન્યૂનાધિક પ્રસન્નતાદિનો અનુભવ થાય છે, અને મનમાં શુદ્ધસત્ત્વગુણની સ્થિરતા થવાથી અંતઃકરણના ઉંડાણમાં ને બહાર પરમપ્રસન્નતાદિનો અનુભવ થયા કરે છે.

વ્યવહારનાં જે જે ડહાપણો પોતાના જ્ઞાનનાં સાધનોમાં, ભક્તિનાં સાધનોમાં અથવા યોગનાં સાધનોમાં જો વિરોધ કરનારાં જણાય તો મુમુક્ષુએ તે તે દોઢડહાપણોને પોતાનાં પારમાર્થિક સાધનોના કરતાં ગૌણ ગણવાં જોઈએ. *

૨૧૪ * ૧ બ્રહ્મ, ૨ માયા, ૩ માયાનો ને બ્રહ્મનો સંબંધ, ૪ ઈશ્વર, ૫ જીવ અને ૬એ પાંચેનો પરસ્પરમાં ભેદ એ ૭ પદાર્થો વેદાંતસિદ્ધાંતમાં સ્વરૂપથી અનાદિ માન્યા છે. હવે એ ૭ પદાર્થો ઉ૦ ગ્રં૦ ના ૫૮ મા અંકની સાથે મેળવી વિચારી લેશો. *

૨૧૫ * સંસારથી અને શાસ્ત્રથી અનભિજ્ઞ, પરપ્રત્યયનેય ને સંસારસુખેચ્છુ બાળકો સ્પૃશ્યાસ્પૃશ્યનો હેતુ ન સમજે તે સાહજિક છે. તટસ્થ વિવેકીએ એક માસસુધી સતત તેવાનો (અસ્પૃશ્ય મનુષ્યોનો) સ્પર્શ કરી જોવો વા એક બાળકને તેવાનો તેટલો સમય

સતત સ્પર્શ કરાવી જોવો, અને પછી તેના મનમાં કેટલો ફેર પડયો તે સ્વસ્થ દૃષ્ટિએ જોવું. એટલે જે સત્ય હશે તે અલ્પયત્ને સમજાશે. હેત્વાભાસોથી સાધ્યની સિદ્ધિ થઇ શકતી નથી. ×

× અસંગ, અવિકારી, સચ્ચિદાનંદઘન ને વિભુ આત્મામાં અંતઃકરણને અભેદભાવે સ્થાપી પ્રસન્ન રહેશો.

૨૧૬ * જે વિધિ અત્યંત અપ્રાપ્ત અર્થને પ્રાપ્ત કરે છે તે વિધિ અપૂર્વવિધિ કહેવાય છે. જેમ દર્શપૂર્ણમાસના પ્રકરણમાં "**व्रीहीन्प्रोक्षति**" ( ડાંગરનું પ્રોક્ષણ કરે છે ) આ વિધિના અભાવમાં દર્શપૂર્ણમાસના સંબંધની વ્રીહીમાં પ્રોક્ષણ કોઇ પણ રીતે પ્રાપ્ત નથી. એ વિધિના હોવાથી તેના સંબંધવાળી વ્રીહીમાં પ્રોક્ષણ પ્રાપ્ત થાય છે તેથી તે અપૂર્વવિધિ કહેવાય છે.

જે વિધિ પક્ષમાં પ્રાપ્ત અર્થને નિયમમાં લાવે છે તે નિયમ-વિધિ કહેવાય છે. જેમ દર્શપૂર્ણમાસમાં "**व्रीहीनवहन्ति**" ( ડાંગરને ખાંડે છે ) એમાં નખાદિવડે ફોતરાં ઊતારવાના પક્ષને દૂર કરી માત્ર ખાંડવાનું વિધાન કર્યું છે.

બેની સાથે પ્રાપ્તિમાં અન્યની નિવૃત્તિરૂપ ફલવાળો તે પરિ-સંખ્યાવિધિ કહેવાય છે, જેમ ચયનપ્રકરણમાં "**इमामगृभ्णन्रशना-मृतस्येत्यश्वाभिधानीमादत्ते**" ( આ અશ્વની દોરડીને **ऋतस्य** ઇત્યાદિ મંત્રવડે ગ્રહણ કરે ) આ વિધિથી રથમાં અશ્વ ને ગર્દભ બંને જોડેલા છે તેમાંથી અશ્વની રશના ( દોરડી ) મંત્રવડે ગ્રહણ કરવાનું ને ગર્દભની રશના અમંત્ર ગ્રહણ કરવાનું નક્કી થાય છે. દેવતા વા દ્રવ્યમાં અપૂર્વ ઉપજાવી યાગમાં ઉપયોગી થનારાં અંગો

સંનિપત્યોપકારક ને પોતે અપૂર્વ ઉપજાવનારો અંગો તે આરાદ્દુપકારક કહેવાય છે. *

૨૧૭ × આસનનો, પ્રાણાયામનો, જપનો ને ધારણાનો અભ્યાસ જેમ ચાલે છે તેમ ઉમંગપૂર્વક ચાલુ રાખશો. એ સર્વ વિવેક, શ્રદ્ધા ને પ્રીતિથી ચાલતાં હશે. વિધિપૂર્વક કરેલો અભ્યાસ ઉત્તરોત્તર ઉત્તમ ફ્લનો પ્રાદુર્ભાવ કરે છે.

આ જગત્‌નું કારણ બ્રહ્મ છે એવું જે વેદાંતદર્શનનું કહેવું અને આ જગત્‌નું કારણ પ્રકૃતિ છે એવું જે સાંખ્યપ્રવચનનું કહેવું તેની એકવાક્યતા આ પ્રમાણે સમજવી:—વેદાંતદર્શનમાં શુદ્ધબ્રહ્મ અસંગ હોવાથી તે આ જગત્‌નું ઉપાદાનકારણ નથી, પણ માત્ર સામીપ્યથી તે આ જગત્‌નું નિમિત્તકારણ છે. બ્રહ્મને આશરે રહેલી માયા એટલે પ્રકૃતિ તે આ જગત્‌નું ઉપાદાનકારણ છે. જડ પ્રકૃતિ એકલી સ્વતંત્રરીતે આ જગત્‌નું ઉપાદાનકારણ ન હોઇ શકે. આમ હોવાથી બંને સિદ્ધાંતમાં માયાનામનો બ્રહ્મનો કલ્પિત અંશ અથવા પ્રકૃતિ એ બ્રહ્મની સત્તાવડે આ જગત્‌નું ઉપાદાનકારણ છે એમ સિદ્ધ થાય છે.

અંતઃકરણની વૃત્તિથી અનુભવાતો આનંદ સત્ત્વગુણનો ધર્મ હોવાથી સત્ત્વગુણ જેમાં પ્રધાન છે એવા અંતઃકરણનું કારણ પ્રધાન-પ્રકૃતિ-આનંદમય છે એમ સાંખ્યપ્રવચનનું કહેવું છે એ વાતને વેદાંતદર્શન પણ સ્વીકારે છે, અને તે ઉપરાંત કહે છે કે નિરૂપાધિક વા શુદ્ધ આનંદરૂપ તો પરમાત્મા કે બ્રહ્મજ છે.

કર્મ સ્વતંત્રરીતે ફ્લ આપે છે એ સાંખ્યપવચનનું કહેવું, કર્મ જડ હોવાથી વ્યવસ્થાપૂર્વક ફલ આપી શકે નહિ માટે ગૌણ છે, માત્ર યોગાભ્યાસીઓ ને કર્મમાં સંપૂર્ણ ઉત્સાહ વધારવામાટે તે કથન છે.

વેદાંતદર્શનમાં કર્માનુસાર ઇશ્વરરૂપ ચેતન જીવોનાં કર્મોનું યથાયોગ્ય ફલ આપે છે એમ કહ્યું છે તે મુખ્યપક્ષ છે. અધિકારીના અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરી શાસ્ત્રમાં આવા ગૌણપક્ષ ને મુખ્યપક્ષ તેમને સમજાવવામાટે રાખેલા છે.

દેવયાનમાર્ગ એટલે સગુણબ્રહ્મની ઉપાસના કરનારાઓને બ્રહ્મલોકમાં જવાનો માર્ગ. તે માર્ગમાં જે જે લોક આવે છે તેનું વર્ણન શાસ્ત્રમાં કર્યું છે. આદિત્ય એટલે સૂર્યમંડલરૂપ લોક. અંતઃકરણની સૂક્ષ્મતામાં ને એકાગ્રતામાં વધારો થતાં તે માર્ગમાં જે જે લોકનો ક્રમપૂર્વક તે ઉપાસકોને અનુભવ થવો જોઇએ તેનું તે વર્ણનના પ્રસંગમાં સૂચન કર્યું છે.

આ જગત્‌ના કારણનું વર્ણન શ્રુતિઓમાં જ્યાં કર્યું છે ત્યાં જડ પ્રધાનના પર્યાયો આવતા નથી, પણ સર્વને જાણનાર એવા ચેતનના પર્યાયો આવે છે, માટે સાંખ્યમતવાળા જો સ્વતંત્રરીતે પ્રકૃતિને આ જગત્‌નું ઉપાદાનકારણ માનતા હોય તો તે તેમનું માનવું ગૌણ છે. જ્ઞાનસ્વભાવવાળા ચેતનને આશ્રરે રહીને પ્રકૃતિ આ જગત્‌ને ઉપજાવે છે એ મુખ્યપક્ષ છે એમ તેમણે માનવું જોઇએ.

આદિત્યાદિ દેવ મંત્રરૂપ છે, પણ શરીરધારી નથી, માટે તેમનો વિદ્યામાં અધિકાર નથી આવો પૂર્વપક્ષ છે, અને આદિત્યાદિ દેવ શરીરધારી છે, ને તેમને પણ વિદ્યાની ઇચ્છા હોવાથી તેઓ બ્રહ્મવિદ્યાના અધિકારી છે, આ સિદ્ધાંત છે.

સાંખ્યને તથા યોગને મતે શુદ્ધાત્મા અનેક નથી, કિંતુ જીવાત્મા અનેક છે.

ન્યાય ને વૈશેષિક એ બ્રહ્મજ્ઞાનનું પહેલું પગથીઉં છે, સાંખ્ય ને યોગ એ બ્રહ્મજ્ઞાનનું બીજું પગથીઉં છે, અને વેદાંત એ બ્રહ્મજ્ઞાનનું

ર્તું વા છેલ્લું પગથીઉં છે. વેદાંતમાં જે ન્યાયાદિનું ખંડન આવે
તે તે મતના દુરાગ્રહીઓનો દુરાગ્રહ દૂર કરાવવામાટે છે, તે
નનું કહેવું સર્વથા ખોટું છે એવા અભિપ્રાયથી તે ખંડન નથી.×

૨૧૮ * શ્રદ્ધા, ઉત્સાહ, વ્યવસ્થા, દૃઢતા, એકાગ્રતા, અંતઃ-
ણની સૂક્ષ્મતા ને પરમાત્માભિમુખતા વધારી તથા બહારના ક્ષોભયુક્ત
તાવરણથી બચી શાંતિમાં ને નિજાનંદમાં વધારો કરતા રહેશો.

## પત્ર ૨૧૯-૨૨૮

* અંતઃકરણની શુદ્ધિ ને એકાગ્રતામાં વધારો થવાથીજ અંતઃ-
ણ અલૌકિક આનંદ અનુભવવા ભાગ્યશાલી થશે. *

૨૨૦ * મૈત્ર્યાદિની ભાવના, સુસ્થિર રાખી સદાય;
ચિન્માત્રભાવના દૃઢ કરી, તપશો નહિ જરાય. ૧
જરા મરણ ને રોગના, ભયનો જ્યાં નહિ લેશ;
ભેદખેદ જ્યાં લેશ નહિ, તે પદ રહો હમેશ. ૨

૨૨૧ * જેઓ પરમાર્થમાં ઉંડી-સ્વાભાવિક-લાગણી વિનાના
ય છે, ને જેમનામાં લોકવાસનાનો વેગ પ્રબલ હોય છે તેઓ અંતે
માર્થના માર્ગમાં આગળ વધી શકતા નથી, પણ પાછા પડે છે.

અસ્પૃશ્યનો સ્પર્શ ધાર્મિક દ્વિજે ન કરવો, ને પ્રસંગોપાત્ત તેનો
ર્શ થઈ જાય તો સચૈલ સ્નાન કરી શુદ્ધ થવું એવી ધર્મશાસ્ત્રા-
ની આજ્ઞાઓનું ગૂઢ રહસ્ય નહિ સમજીને તેમનો સ્પર્શ કરવામાં
ર્મની કાંઇ હાનિ નથી, પણ પુણ્ય છે એવું દુરાગ્રહથી પ્રતિપાદન
વું એ યોગ્ય નથી; આવા પ્રતિપાદનથી ને પ્રવૃત્તિથી દ્વિજ બાળ-
નો અધઃપાત ને પરિણામે વર્ણધર્મનો વિઘાત થવાનો સંભવ જેમને
મજાતાં નથી તેઓ દયાનાં પાત્ર છે. *

૨૨૨ * વ્યવહારમાં સર્વદા સર્વ ધાર્યું થતું નથી, પ્રારબ્ધકર્મના ઉદયપ્રમાણે ફલની પ્રાપ્તિ થાય છે, એમ સમજી પ્રતિકૂલ મનાતા વિષયની પ્રાપ્તિમાં પણ મનને પ્રસન્ન રાખી તે સ્થિતિ દૂર કરવાના જે જે વિહિત ઉપાય હોય તે તે કરવા. જે વાતને અન્યાયરૂપ ગણવામાં આવતી હોય તે વાત જો પૂરતો વિચાર કરતાં અન્યાયરૂપજ જણાય તો પછી તેને માટે યોગ્ય પ્રયત્ન ન્યાય મળતાસુધી ચાલુ રાખવો જોઇએ. જો સર્વ દૃશ્યજ મિથ્યા ગણવાનું છે તો પછી તેના એક દેશમાં સત્યપણાની બુદ્ધિ રાખી મનને નકામું ખેદયુક્ત નજ રાખવું જોઇએ, પણ તેને વેદાંતવિચારથી પ્રસન્ન રાખી પારમાર્થિક સાધનોના અનુષ્ઠાનમાં જોડવું જોઇએ. ×

× સમયનું મૂલ્ય સમજી તેનો ઉત્સાહપૂર્વક સદુપયોગ કરતા રહેશો.

૨૨૩ * શ્રીહનુમાન્ શ્રીરુદ્રના વા શ્રીભરતના અંશરૂપે દેવકોટિમાં ગણાય. તેમની ઉપાસનાથી ભૂતપ્રેતાદિની પીડા દૂર થવાનો સંભવ મનાય છે. મારણ, મોહન ને ઉચ્ચાટનાદિમાં તેમની ઉપાસના ઉપયોગી મનાતી નથી. દેવીના તામસરૂપની ને ભૂતાદિ તામસદેવોની ઉપાસનાથી મારણાદિ કાર્યો થઈ શકે છે. સાત્ત્વિક ને રાજસદેવોની ઉપાસનાથી એવાં કાર્યો ન થઇ શકે.

× શ્રીસદ્ગુરુમાં સગુણબ્રહ્મના—શ્રીઈશ્વરના—સર્વ ગુણોનો, તેમાં પણ વિશેષે ઋણમાંથી શીઘ્ર મુક્ત કરવાના ગુણનો આરોપ કરીને જો તેમની ભક્તિ ને સેવા શ્રદ્ધાથી પ્રેમપૂર્વક કરવામાં આવે તો તે ભક્ત એવી ભક્તિના પરિપાકે ઋણથી મોક્ષ થાય છે.

× સૂર્યોપાસનામાં શ્રીસૂર્યને આકારરૂપે ઉપાસો છો તે અયોગ્ય નથી. તેમને શ્રીસૂર્યના અધિષ્ઠાનરૂપ સમજવા જોઇએ. શ્રીસૂર્યને

ગાયત્રીમંત્રવડે અર્ધ્ય આપી શકાય. ઋણમુક્ત કરવાની કામનાસહિત તેમ કરવામાં આવે તો તે કર્મના પરિપાકે તેનું ફલ મળે. આવા કામમાં અંતઃકરણને એકનિષ્ઠાવાળું રાખીને વર્તાય તોજ શીઘ્ર લાભ થાય.

શ્રીપરમાત્માનું કે શ્રીસદ્દગુરુનું શરણ કહે છે તેવું અનન્યશરણ ને તદનુકૂલ વર્તન હોય તો એવું શરણ શરણાગતનો ઉદ્ધાર કરી શકે છે.

પ્રેતાદિની કે બીજા પ્રકારની સર્વ નડતર જો સ્થાન, વસ્ત્ર, શરીર, ઇંદ્રિયો ને મન પવિત્ર રાખવામાં આવે, અને ગાયત્રીનો યથાશક્તિ જપ કરવામાં આવે તો દૂર થઇ જાય છે. તમારા પૂર્વકર્મવિના બીજું કોઇ તમને નડતરરૂપ નથી. અંતઃકરણ એકાગ્ર થયે એ સર્વ જણાશે.

૨૨૪ × શ્રદ્ધાવાન્ જિજ્ઞાસુ મનુષ્ય જેમ જેમ પોતાના અંતઃકરણને સૂક્ષ્મદષ્ટિથી જોતો રહે છે, ને તેમાં પ્રતીત થતા દોષોને સારી રીતે ઓળખી તેને ક્રમથી ત્યજ્યા કરે છે તેમ તેમ તે જિજ્ઞાસુ મનુષ્ય પરમાત્માનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. તેને તો આમ જણાય છે:—

" નના નિર્મલ તેની દશા, જેને હરિ હૃદયમાં વસ્યા;
પોતાના અવગુણને હણે, પરના તો હૃદયે નવ ગણે;
કોઇના દોષ ન દેખે કદા, નના નિર્મલ તેની દશા. "

જે પોતાના સદ્દગુરુના આદેશોનું પરિપાલન કરે છે તેજ સુખી થાય છે, તેમના આદેશોનો ભંગ કરવાથી કોઇ પણ મનુષ્ય પરિણામે સુખી થઇ શકતો નથી. આમાં જિજ્ઞાસુએ પોતાનું કલ્યાણ જોવું જોઇએ.

સૂક્ષ્મદષ્ટિની પ્રાપ્તિ કર્યા વિના મનુષ્યનું હૃદય સર્વદા નિર્ભય રહી શકતું નથી. મોટા રણમાં રાત્રે પ્રવાસ કરનારો ભીરુ મનુષ્ય

જેમ પોતાના પગલાના અવાજથીજ ભય પામે છે તેમ અવિવેકી મનુષ્ય પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણથી ઉપજતા વિચારોથી યોગ્ય કારણવિના નિરર્થક ભય પામ્યા કરે છે.

જે મનુષ્ય પ્રત્યેક કામમાં પરિણામનો પૂરતો વિચાર કરી, વિનય રાખી, મનના કુવેગને વશ રાખી, અને પોતાના કર્તવ્યનો પૂરો વિચાર કરી તે પ્રમાણે વર્તે છે તે મનુષ્ય સુખાનુભવ કરવા સમર્થ થાય છે.

૨૨૫ * અંતઃકરણને પરમાત્માભિમુખ રાખો છો તેમ ઉજ્જ્વલ-ભાવથી ને દીનતાથી રાખતા રહેશો. જે સ્વરૂપમાંથી વિશુદ્ધ જ્ઞાન ને વિશુદ્ધ આનંદનો ભવ્ય પ્રવાહ સર્વ દિશાઓમાં સર્વદા ઊછળી રહ્યો છે, અને જેમના સદ્ભાવથીજ અસાર સંસાર લોકોને રમણીય ભાસી રહ્યો છે તેમના સ્વરૂપભણી પોતાના હૃદયને કયો સુભાગી જીવ ન રાખે ? એવાં હૃદયો પોતાના ઉંડાણમાં એ સ્વરૂપમાં સર્વદા ઝીલી‌ર્‌હ રહ્યાં છે ત્યાં કોઇ પણ પ્રકારનો લેશ પણ પ્રતિબંધ તેવાં હૃદયો-માટે નથીજ.

જેના વિશાલરૂપનો, કદી ન આવે પાર;
તેમાં મનને સ્થિર કરે, છુટે આ સંસાર. ૧

૨૨૬ * અંતઃકરણને શાંત ને સુખી કરનારું વાચન પણ અવકાશપ્રમાણે કરતા રહેશો.

શુભભાવનાનો વેગ મનુષ્યને પ્રભુભણી લઇ જાય છે, માટે શ્રદ્ધાથી શુભભાવનાનો વેગ વધારતા રહેશો.

* અંત્યજોના સ્પર્શને સ્વરાજ્યની પ્રાપ્તિની સાથે શો સીધો સંબંધ છે તે જાણ્યા વિના અને ધર્મશાસ્ત્રોનો કાંઈ પણ અભ્યાસ

કર્યા વિના વર્ણધર્મની વિઘાતક એ પ્રવૃત્તિમાં આનંદ માનનારા જે દુરાગ્રહી મનુષ્યો પોતાનું ને બીજાનું અહિત કરવામાં ભાગ લે છે તેઓ દયાનાં પાત્ર છે. વર્તમાનમાં લોકોના મોટા ભાગને ધર્મ પાળવાનું મન નથી, પણ માત્ર ધર્મની સમજ્યા વિનાની ચર્ચા કરવાનો વેગ છે.

જેમને શાંતિ જોઇતી હોય, વર્ણાશ્રમધર્મ પાળવો હોય, ને સદાચાર પાળવો હોય તેમણે અંત્યજોનો સ્પર્શ ઉમંગથી કરવાયોગ્ય નથી.

૨૨૭ * પાઘડીનો વળ છેડે આવે છે તેમ જેઓ પૂર્વાપરનો પૂરો વિચાર કર્યા વિના ગુરુની ને શાસ્ત્રની આજ્ઞાથી વિરુદ્ધ વર્તે છે તેઓ પરિણામે સુખી થતા નથી. વચ્ચે બહારથી કદાચ સુખી દેખાય, પણ તેમનું હૃદય સુખી હોતું નથી, ને તેમનું સુખ આપનારું પૂર્વનું કે વર્તમાનજન્મનું પુણ્ય પૂરું થયે તેઓ દુઃખાનુભવ કરે છે. આ વાત વિચાર કરવાથી સ્પષ્ટ સમજાય એવી છે.

× પોતાને મુમુક્ષુ માનનાર પુરુષે ને સ્ત્રીએ પોતાના અંતઃકરણના ને પોતાની બંને પ્રકારની ઇન્દ્રિયોના વેગોને શાસ્ત્રદૃષ્ટિએ વારંવાર જોયા કરવા જોઇએ, અને તેમાંના જે જે વેગો નિષિદ્ધ હોય તેમને રોકવાનો ને વિહિત વેગોને બલવાન્ કરવાનો તેણે ઉમંગપૂર્વક સર્વદા પ્રયત્ન કરવો જોઇએ. તેણે પોતાનું સ્વરૂપ શરીર નથી, પણ આત્મા છે આ વાત પણ વારંવાર સ્મરણમાં રાખ્યા કરવી જોઇએ.

મુમુક્ષુનાં જે જે લક્ષણો શાસ્ત્રમાં વાંચ્યાં હોય તેનું સ્મરણ રાખી તે તે લક્ષણો પ્રાપ્ત કરવા મુમુક્ષુએ ઉમંગ રાખીને સતત પ્રયત્ન કરવો જોઇએ. આવા પ્રયત્નવિના તે કૃતાર્થ થઇ શકતો નથી.

જે મનુષ્યના હૃદયમાં શાસ્ત્રના ને પોતાના સદ્ગુરુના વચનમાં અડગ શ્રદ્ધા હોય, તેમના વચનપ્રમાણે જે ધૈર્ય ને સાવધાનતાથી વર્તવા સતત ઉમંગી રહેતો હોય, ને જે સદાગ્રહ રાખી તે પ્રમાણે વર્તતો હોય તે મનુષ્યનેજ તેમનો ઉપદેશ ફલદાતા થાય છે, અન્યને તે ફલદાતા થતો નથી.

મુમુક્ષુ મનુષ્યે પોતાના ચિત્તમાં જે જે રજોગુણના ને તમો-ગુણના ધર્મો પ્રકટતા હોય તે તે ધર્મોને ઓળખી તેમને બલહીન કરવા સર્વદા પ્રયત્ન સેવવો જોઇએ, અને સત્ત્વગુણના ધર્મોને બલવાન્ કરવા પણ પ્રયત્ન કરવો જોઇએ.

૨૨૮ * તમારે ઉદારતા રાખવી જોઇએ, અને તેમજ વિનય ને પરિણામનો વિચાર રાખવો જોઇએ.

ઉદારતા ને શાંતિ રાખી સમાધાનવાળો માર્ગ લેવો, મનને એદવાળું ન થવા દેવું; પ્રયત્ન કરવાથી લાભ છે, મુંઝાવાથી લાભ નથી. નિરર્થક ચિંતા કરવાથી મનને, શરીરને ને વ્યવહારને હાનિ પહોંચે છે, માટે મનને ચિંતાથી દૂર રાખવા પ્રયત્ન કરતા રહેશો. ×

પત્ર ૨૨૯—૨૩૮

* મનને પ્રસન્ન રાખી યોગ્ય પ્રયત્ન કરતાં અડચણ નથી, ને એવી યોગ્ય ગોઠવણ થતાસુધી મનને પ્રામવ્યવહારમાં ધૈર્ય, સાવ-ધાનતા ને સાધનાનુકૂલ બુદ્ધિથી જોયા કરવું જોઇએ, તેને મુગ્ધ ન થવા દેવું જોઇએ. ×

૨૩૦ * બ્રહ્મ અનાદિ ને અનંત છે. તે એકજ સાચી વસ્તુ છે. માયા આદિ પાંચ વ્યાવહારિક વા પ્રાતિભાસિક વસ્તુઓ છે. તેમાની ઉત્પત્તિ કાઇ રીતે સિદ્ધ કરી શકાય એમ ન હોવાથી તે

વ્યવહારકાલે તે વસ્તુઓ પ્રતીત થતી હોવાથી તેને અજ્ઞાનકાલે અનાદિ માનવામાં આવે છે, ને જ્યારે મનુષ્યને બ્રહ્મજ્ઞાન થાય છે ત્યારે તે સર્વ વસ્તુઓ બ્રહ્મરૂપ થઇ જાય છે તેથી તે પાંચે વસ્તુઓ અનંત કહેવાતી નથી, પણ અંતને-મિથ્યાપણાને-પામનારી કહેવાય છે. એવી રીતનો નિર્ણય હોવાથી અદ્વૈતસિદ્ધાંતની લેશ પણ હાનિ થતી નથી, ને વ્યવહારની સિદ્ધિ પણ એમ માનવાથી કરી શકાય છે. માયા ને તેનાં કાર્યો જ્ઞાનીની દૃષ્ટિએ મિથ્યા છે, પંડિતોની દૃષ્ટિએ તે અનિર્વચનીય ( સત્અસત્થી વિલક્ષણ ) છે, અને અજ્ઞાનીની દૃષ્ટિએ તે સત્ય છે. માયા આદિ પાંચ કલ્પિત હોવાથી દ્વૈત શી રીતે થાય ? નજ થાય. ઉપદેશગ્રંથાવલિનો એ અંક તમે સૂક્ષ્મદૃષ્ટિથી પુનઃ વાંચશો એટલે તમને એ વિષય સ્પષ્ટ સમજાશે.

પરમાત્માની અકલલીલા છે. જે જીવના હૃદયના ઉંડાણમાં જે દૃઢ ભાવ રહ્યો હોય છે તે ભાવ કોઇ વેલા તેને સ્વપ્નમાં પ્રતીત થાય છે, ને તેમાં જો તે પોતાના મનને જોડે તો તે સ્થિર થાય છે.

૨૩૧ * આવા માઠા બનાવથી આપના મનને ખેદ થાય તે સ્વાભાવિકજ છે, પણ આ વિશ્વમાં મનુષ્યાદિનો સંયોગવિયોગ પ્રારબ્ધાધીન છે એમ સમજી આપ આપના મનને શાંત રાખવા પ્રયત્ન કરતા હશો.

પરમાત્માનું પ્રેમપૂર્વક સ્મરણધ્યાન કરવાથી અને પ્રારબ્ધકર્મનો વિચાર કરવાથી દુઃખની વેલાએ મનુષ્યનું મન મુંઝાતું નથી, પણ ધૈર્ય રાખી શાંત રહી શકે છે તે વાત આપને જ્ઞાત હશે, માટે તે પ્રમાણે મનની સ્થિતિ રાખી તેને પ્રસન્ન રાખવા પ્રયત્ન કરશો એવી આશા છે.

૨૩૨ * " भूतानि यान्ति भूतेज्याः " એ કથનાનુસાર નિત્ય અંત્યજના ને તેમના ધંધાના વિચારોથી મરણપછી તેમને ભવિષ્યમાં જે ફલ થવાનું હોય તે સમય આવે થશે, પણ વર્તમાનમાં પણ કેટલાક તેવા મનુષ્યના તનમનપર તેવા ભાવની અસર થઇ તેઓના વિચાર ને સદાચાર શિથિલ થવા લાગે છે. " बुद्धिनाशात् प्रणश्यति " એ ભગવદ્દવચન બહુ ગંભીર અર્થનું સૂચક છે. ×

૨૩૩ * તમને જે મોક્ષમાર્ગ ઠીક લાગતો હોય તે મોક્ષમાર્ગનું હમણાં તમે સમજપૂર્વક સેવન કરશો. પ્રવૃત્તિમાર્ગવાળાને વિચારપ્રધાન યોગનું સેવન વધારે ઉપયોગી થાય છે. પવિત્ર ને એકાંત દેશ યોગાનુષ્ઠાનમાટે ઉપયોગી ગણાય છે. તેવો દેશ પ્રયત્ન કરનારને સર્વત્ર મળી રહેવા સંભવ છે.

વાતપિત્તાદિ શરીરમાંના ધાતુઓની વિષમતા યોગાનુષ્ઠાનમાં વ્યાધિદ્વારા વિઘ્ન ઉત્પન્ન કરે એટલામાટે યોગાભ્યાસીને પ્રયોજનવિના ઉપવાસ કરવાની ના પાડી છે. ચિત્તશુદ્ધિની ઇચ્છાવાળા તપસ્વીઓ ને સ્થૂલશરીરનું આરોગ્ય પ્રાપ્ત કરવાની ઇચ્છાવાળા મનુષ્યો બને પોતપોતાના સામર્થ્યપ્રમાણે ઉપવાસ કરે.

વર્તમાનકાલમાં અરણ્યમાં મળતાં ફલ, ફૂલ ને કંદથી મનુષ્ય પોતાનો નિર્વાહ વનમાં રહીને ચલાવી શકે એવો સંભવ ન્યૂન જણાય છે. પ્રાચીનકાલમાં બધા ઋષિમુનિઓ ફલકંદઉપર જીવન ચલાવતા હશે એમ માનવાને યોગ્ય કારણ વિદ્યમાન નથી.

યોગાભ્યાસીને યોગાભ્યાસ એ મુખ્ય છે તેથી તેને માટે તદનુકૂલ આહારનો શાસ્ત્રે વિચાર કર્યો છે. અમેરિકનોના વિચાર માત્ર શરીરબલ વા શરીરના આરોગ્યને માટે છે. જીવની આધ્યાત્મિક ઉન્નતિમાટે પ્રાયશઃ તે વિચાર નથી.

યોગાભ્યાસ એ નટક્રિયાના વા શિક્ષણશાલાના અભ્યાસજેવો અભ્યાસ નથી. એમાં અભ્યાસીની પ્રકૃતિસ્થિતિનો પૂરો વિચાર કરી સદ્‌ગુરુની આજ્ઞાપ્રમાણે યોગાભ્યાસીએ શ્રદ્ધાભક્તિથી ક્રમપૂર્વક વર્તવાનું હોય છે.

શુભભાવનાને વ્યવસ્થિત કરી યોગ્ય શુભ પ્રયત્ન ચાલુ રાખવાથી તમને લાભ થવાનો સંભવ છે.

૨૩૪ × ૧ સોળમા વર્ષનો પ્રારંભ થતાસુધી જો કોઇ બ્રાહ્મણ-પુત્રને યજ્ઞોપવીત આપવામાં ન આવે તો પછી તે વ્રાત્ય ગણાય છે. તેને યજ્ઞોપવીત આપતાપહેલાં યોગ્ય પ્રાયશ્ચિત્ત કરાવવું જોઇએ. તેનો સંસર્ગ રાખનાર સગાંવહાલાંને તે નિમિત્તે શું પ્રાયશ્ચિત્ત આપવું તે ધર્મશાસ્ત્રમાં જોવામાં આવ્યું નથી. તે વ્રાત્યને ઉપવીતસંસ્કાર ન થાય ત્યાંસુધી તે ગાયત્રી આદિ વૈદિકમંત્રોનો જપ ન કરી શકે, ને વેદ ન ભણી શકે.

૨ બ્રાહ્મણ કાપડ આદિ અનિંદ્ય વસ્તુનો વ્યાપાર કરે તેનું ધર્મશાસ્ત્રમાં પ્રાયશ્ચિત્ત જોવામાં આવ્યું નથી. દૂધ, મધ, ઘી, દહિં ને મીઠું તેણે ન વેચવાં જોઇએ. એવો વેપાર કરનાર અધમ બ્રાહ્મણ કહેવાય છે. હલવાઇનો ધંધો પણ બ્રાહ્મણને માટે અધમ મનાય છે. તેમને માટે ખાસ પ્રાયશ્ચિત્ત નથી.

૩ હલકી નોકરી કરનાર બ્રાહ્મણો કનિષ્ઠ બ્રાહ્મણો ગણાય. શૂદ્રાદિને ત્યાં લખવાનું કે ભણાવવાનું કામ કરનારા તેથી ચઢીઆતા ગણાય. શૂદ્રાદિના રસોયાનું ને વીશીનું કામ કરનાર બ્રાહ્મણ પણ શાસ્ત્રદૃષ્ટિએ કનિષ્ઠ બ્રાહ્મણ કહેવાય. તેમને માટે પણ ખાસ પ્રાયશ્ચિત્ત જોવામાં આવ્યું નથી.

૪ સુરા પીનાર બ્રાહ્મણ મહાપાતકી ગણાય છે, ને તેને શાસ્ત્ર બાર વર્ષનું તપ વા મરણ એ પ્રાયશ્ચિત્ત જણાવે છે. ગાંજો, ભાંગ

ને તમાકુ પીનારા બ્રાહ્મણ અધમ બ્રાહ્મણ ગણાય છે. તેમને માટે ખાસ પ્રાયશ્ચિત્ત જોવામાં આવ્યું નથી.

૫ શૂદ્રની યજમાનવૃત્તિ કરનાર તથા લોટ માગીને પોતાના કુટુંબનો જીવનનિર્વાહ ચલાવનાર બ્રાહ્મણ પણ કનિષ્ઠ ગણાય છે.

૬ નિત્યકર્માદિ નહિ કરનાર બ્રાહ્મણ પણ અધમ બ્રાહ્મણ ગણાય છે. તેને માટે જપ તથા દાનાદિરૂપ પ્રાયશ્ચિત્ત છે.

૭ કન્યાવિક્રય કરનાર બ્રાહ્મણ અધમ ગણાય છે. કન્યામાટે વિશેષ દ્રવ્ય આપનાર અને વિશેષ દ્રવ્ય લેનાર બંને અધમ ગણાય છે.

૮ શિખા ન રાખનાર બ્રાહ્મણ પણ અધમ ગણાય છે. સંધ્યાદિ ધર્મકર્મવેલાએ ડાબે ખભે જનોઇ રાખવી જોઇએ. તેમ રાખ્યા વિના તે કર્મ થઇ શકે નહિ. વ્યવહારના કામમાં કંઠલંબિત જનોઈ રાખે તો તેમાં કાંઈ અડચણ નથી.

૯ જ્યાં સ્વધર્મનું પરિપાલન ન થઇ શકે એમ હોય એવા દેશમાં જનાર બ્રાહ્મણને તેણે કરેલા દોષોનો વિચાર કરીને તેના પરલોકની શુદ્ધિમાટે તેને આપવાનું યોગ્ય પ્રાયશ્ચિત્ત શાસ્ત્રમાંથી મળી આવે છે.

૧૦ ખેતી કરનાર બ્રાહ્મણે ખલયજ્ઞ કરવો જોઇએ. બીજું પ્રાયશ્ચિત્ત તેને માટે જાણવામાં નથી.

૧૧ સનાતનધર્મની શાખારૂપ વેદાનુકૂલધર્મ પાળનાર બ્રાહ્મણનું બ્રાહ્મણપણું નાશ ન પામવાથી તેને ઉપવીતનો અધિકાર રહે છે. વેદબાહ્ય ધર્મનું પાલન કરનારનું બ્રાહ્મણપણું રહેતું નથી, તેને તેના પાપકર્મનો વિચાર કરીને પ્રાયશ્ચિત્ત અપાય.

૨૩૫ * પ્રભુની કૃપાથી ને પોતાના શુભ પુરુષાર્થથી આવવાના અશુભ પ્રસંગમાં કેટલોક ફેરફાર શ્રદ્ધાભક્તિવાળા મનુષ્યથી કરી શકાય છે.

તમે બંને પોતપોતાના મનને બહુજ દઢતાવાળું, ધૈર્યવાળું ને પ્રભુપરાયણ રાખવા પ્રયત્ન સેવશો. લેશ પણ મુંઝાશો નહિ. બની શકે તેટલા પ્રસન્ન રહેશો. તે પણ એક પ્રકારનું તપ છે.

૨૭૬ * ગમે તેવો પ્રતિકૂલ સમય આવે તોપણ વિવેકીએ પોતાના પરમાર્થનું સાધન સાધ્યા કરવું જોઇએ, અને વ્યવહારમાં કુશલ રહેવું જોઇએ.

શ્રદ્ધાભક્તિવાળું પ્રભુનું સ્મરણધ્યાન સાધકને વિપરીતમાર્ગે જતાં અટકાવવા સમર્થ છે, ને તેના યોગક્ષેમનું રક્ષણ કરવાને પણ સમર્થ છે, માત્ર તે સ્મરણધ્યાન યથાયોગ્ય થવું જોઇએ.

ઉંડામાં ઉંડી શુભ લાગણીથી પ્રભુનું સ્મરણ કરી પ્રસન્ન રહેશો. શોકભયને વશ ન થશો.

૨૭૭ * નેત્ર તથા અંતઃકરણને શનૈઃ શનૈઃ એવી યોગ્યતાવાળાં કરવાં કે જેથી તે શરીરની અંતર ને શરીરથી બહાર સર્વત્ર અખંડ-એકરસ ચિદાકાશરૂપ બ્રહ્મને વિલોક્યા કરે.

અહં તથા ઇદંને તેના અધિષ્ઠાનરૂપ ચિદાનંદમાં ઉત્સાહપૂર્વક ગલિત કરી નિજાનંદાનુભવ કરવા પ્રયત્નશીલ રહેશો.

પ્રામવ્યવહાર અહંતામમતાને ગાળવામાટે પરમાત્માની સેવારૂપ છે એમ સમજી તે નિરભિમાનપણે ફલેચ્છાના પરિત્યાગપૂર્વક કરવો જોઇએ.

રજાના દિવસોમાં બની શકે તેટલો વધારે સમય બ્રહ્મવિચાર ને બ્રહ્મધ્યાન કરવાથી ચિત્તવૃત્તિને વધારે સંતોષ થશે.

૨૭૮ * શ્રદ્ધા ને ઉમંગ રાખીને પારમાર્થિક સાધનોનું સેવન કર્યા કરવાથી મનના કુવેગો ઉત્તરોત્તર શાંત થતા જાય છે, અને તેની શાંતિમાં તથા સુખાનુભવમાં વધારો થતો જાય છે.

ચિત્તસંશોધનથી હૃદયની પવિત્રતા ને એકાગ્રતા વધે છે, અને તેથી હૃદય નિર્ભય ને પ્રસન્ન રહી શકે છે, તથા વ્યવહાર સારો રહે છે.

સમજપૂર્વક શાસ્ત્રનું વાચનમનન કરવાથી પણ હૃદયનો સાત્ત્વિક અધિકાર વધે છે. ×

પત્ર ૨૩૯–૨૪૮

* તમારી શ્રદ્ધાએ તમારા શરીરને શીઘ્ર સ્વસ્થ કર્યાના સંતોષકારક સમાચાર જાણી સંતોષ થયો. શ્રદ્ધા ને એકાગ્રતાનું બલ અલૌકિક છે.

× આત્મા ચેતનરૂપ હોવાથી અંતઃકરણાદિને પ્રકાશે છે તેથી સર્વ દૃશ્યની અપેક્ષાએ તે દ્રષ્ટા કહેવાય છે.

પરમાત્માના અનન્યભક્તો મંદ ને મધ્યમ પ્રકારના પ્રારબ્ધકર્મના ફલમાં જો ધારે તો પ્રભુના સ્મરણધ્યાનથી ફેરફાર કરી શકે.

પુરૂરવાએ પોતાના શુદ્ધસંકલ્પબલવડે–તીવ્રભાવનાશક્તિવડે–પોતાનું યૌવન પોતાના પિતાશ્રીને આપ્યું હતું.

૨૪૦ * શુભકર્મમાટે યથાયોગ્ય પ્રયત્ન કરનારને પ્રભુ સાહાય્ય કરે છેજ.

અનંતચતુર્દશીએ તમારા શરીરે નવા વર્ષમાં પ્રવેશ કર્યો તો હવે તમે દેશ, કાલ ને વસ્તુના અંતથી રહિત પરમાત્માભણી દશ ઇંદ્રિયો ને ચાર અંતઃકરણ મળીને થયેલા એ ચૌદનો શુભવેગ વધારતા રહેશો, અર્થાત્ નવા વર્ષમાં મનની શાંતિ ને જાગ્રતિ વધારી એ અનંતમાં મન આદિને જોડવાનો શુભ પ્રયત્ન જો અધિક ઉત્સાહથી ચાલુ રાખશો તો જીવ પરમાત્માની વિશેષ સમીપ જતો જશે. ×

નવા વર્ષમાં રાતદિન, રાખી નવલો નેહ;
સ્મરણધ્યાન પ્રભુનું કરી, ટાળો દુઃખ સંદેહ. ૧

૨૪૧ * જે જે અગત્યનું વાચન થાય તેનું તુરત મનન કરી જવાથી તે વાંચેલો ભાગ સ્મરણમાં રહેવાનો વિશેષ સંભવ છે. વાંચતી વેલા કરેલા ચિહ્નવાળો ભાગ પુનઃ વિચારતા હશો.

× શરીરોનો મરણ એ સ્વભાવ છે, ને જીવન એ વિકૃતિ છે. આ ક્ષણભંગુર વિશ્વમાં પ્રાણિપદાર્થોનું ક્ષણભંગુરપણું વિચારી વિવેકી-એ પોતાના મનને રાગરહિત રાખવા પ્રયત્ન કરવો જોઇએ. આ વિશ્વમાં દુઃખથી ભય પામવાના કરતાં સહનશીલ થવું એ અગત્યનું છે.×

૨૪૨ * જેમનું અંતઃકરણ કોઇ પણ પ્રસંગના સંસ્કારને તુરત ગ્રહણ કરવાના ને કેટલોક સમય તેને ધારણ કરવાના સ્વભાવવાળું હોય તેમણે પોતાના વાસ્તવિક કર્તવ્યથી ભિન્ન બીજા કોઇ કર્તવ્યમાં જોડાવું થાય ત્યારે પોતાના અંતઃકરણને મધ્યસ્થભાવવાળું રાખવું જોઇએ. ×

૨૪૩ * * જેમનાં આવેશવાળાં ચિત્ત પરિણામનો વિચાર કરી શકતાં નથી, જેમને સ્થૂલ કેળવણીનો વ્યામોહ લાગ્યો છે, ને જેમને સનાતનધર્મનો શુભ પક્ષપાત નથી તેઓ શ્રદ્ધાભક્તિથી સનાતન-ધર્મની રીતે વર્તશે તેની ખાત્રી શી ?

* ચિત્તસંશોધન ચાલતું હશે. એ ચિત્ત સંશોધનનું પરિણામ ભવનિવૃત્તિ છેઃ—

“ चित्तमेव हि संसारो रागादिक्लेशदूषितम् ।
तदेव तैर्विनिर्मुक्तं भवान्त इति कथ्यते ॥ १ ॥ ”

જીવન્મુક્તિ વ્રત નથી, પણ વસ્તુસ્થિતિ છે, માટે વારે વારે વિવેકવડે પ્રકટતા અધ્યાસને દૂર કર્યા કરવો જોઇએઃ—

" व्रताभावाद्यदाध्यासः तदा भूयो विविच्यताम् ।
रससेवी दिने भुंक्ते भूयोभूयो यथा तथा ॥२॥ "

નામરૂપ શેવાળને, વિવેકકરથી દૂર;
કરી બ્રહ્મરૂપ શુદ્ધજલ, જુઓ બધે ભરપૂર. ૧

* મહાપુરુષોનો શ્રદ્ધાભક્તિવાળો સમાગમ મનુષ્યને સર્વપ્રકારનાં દુઃખોથી રહિત કરવા સમર્થ થાય છે:—

" महतामेव संपर्कात्पुनर्दुःखं न बाधते ।
को हि दीपशिखाहस्तस्तमसा परिभूयते ॥१॥ "

૨૪૪ * શુભ સંગ, સાત્ત્વિક આહાર, શુભકર્મ ને શુભવિચાર-વડે પોતાના અંતઃકરણમાં પ્રકટેલા તામસભાવને શાંત કરી તેને સાત્ત્વિકભાવવાળું ને સુખી કરી શકાય છે.

× નવરા ન રહેતાં કોઈ પણ વ્યવહારપરમાર્થના ઉપયોગી કામમાં પ્રવૃત્ત રહેશો તો તેથી લાભ થવા સંભવ છે.

× મનુષ્યજીવનનું માહાત્મ્ય સમજી સમયનો સદુપયોગ કરતા રહેશો.

૨૪૫ * પારમાર્થિક સાધનોનો અભ્યાસ રાગદ્વેષવાળા સંસારના પ્રસંગોથી અંતઃકરણને અત્યંત અલિપ્ત રાખી સાત્ત્વિકી શ્રદ્ધા, ઉમંગ, વિવેક ને વ્યવસ્થાથી ચાલતો હશે.

" असंगो ह्ययं पुरुषः " ( આ શરીરરૂપ પુરમાં રહેલો પુરુષરૂપ આત્મા અસંગજ છે, ) એ શ્રુતિમાં કહેલા અસંગસ્વભાવવાળા આત્માને જાણવામાટે મુમુક્ષુએ પોતાનું ચિત્ત અસંગ-દૃશ્યના સંબંધથી વિકાર ન પામે એવું-કરવું જોઇએ. સંગ, સ્પર્શ, સંપર્ક ને સંસર્ગાદિ શબ્દો એક અર્થના વાચક છે. જે મુમુક્ષુને અસંગ આત્માને જાણવા-

ની તીવ્ર ઇચ્છા હોય તે મુમુક્ષુએ પ્રથમ સર્વ પ્રકારના અસ્પૃશ્ય પ્રાણિપદાર્થોનો સ્પર્શ પોતાના પારમાર્થિક હિતમાં વિચાર કરીને સ્વેચ્છાવડે નજ કરવો જોઇએ. પ્રમાદથી કે આપત્કાલથી જો તે અસ્પૃશ્ય પ્રાણિપદાર્થનો સ્પર્શ કોઇ વેલા થઇ જાય તો તેણે સ્નાનાદિવડે તે સ્પર્શજન્ય દોષને દૂર કરવો જોઇએ. જેમ ચેપીરોગવાળા મનુષ્યનું શરીર સ્પર્શ કરનાર મનુષ્યને રોગ ન થાય તે માટે અસ્પૃશ્ય મનાય છે તેમ જે. જીવો પોતાના કોઇ શારીરિક દુષ્કર્મના સંસ્કારોના ઉદયવડે અસ્પૃશ્ય પ્રાણિવર્ગમાં જન્મ્યા છે તેમનો સ્પર્શ કરવાની, સ્પર્શ કરનાર દ્વિજની મતિ વિકારી થવાનો સંભવ માની, ધર્મશાસ્ત્રો ના પાડે છે. જન્મથી કોઇ પ્રાણી અસ્પૃશ્ય હોઇ શકેજ નહિ, ને અસ્પૃશ્યતા એ નિર્દયતા વા શેતાનિયત છે એવી બલવતી ભ્રમણા જે દ્વિજોના મનમાં તેમના અંતઃકરણમાંના નબળા સંસ્કારોના પરિપાકથી ઉદય પામી હોય છે તેમને કર્મની ને કર્મફલપ્રદાતાની મહત્તા ને ન્યાયીપણું સમજાતાં નથી એમ કહેવું જોઇએ. અસ્પૃશ્ય પ્રાણિસમૂહને તેમનાં પૂર્વકર્મોએ અને કર્મફલપ્રદાતા સત્તાએ અસ્પૃશ્ય સ્થિતિમાં મુક્યાં છે એટલે તેઓ જન્મથી અસ્પૃશ્ય ગણાય છે. ધર્મશાસ્ત્રકારો જે ઘણાં વર્ષોપર થઇ ગયા તેમનું હમણાં જન્મેલા કે તે કાલે વિદ્યમાન હોનારા અસ્પૃશ્ય પ્રાણિવર્ગે કાંઈ પણ બગાડ્યું હોવાનો સંભવ નથી તેમજ વિનાકારણ દ્વેષ કરવાનો ધર્મશાસ્ત્રકારોનો સ્વભાવ હોવાનો પણ સંભવ નથી. તેઓ નિર્દયસ્વભાવના હતા એમ કહેનારા પોતે કયા પ્રબલ પ્રમાણથી તેમને નિર્દય માને છે તે પ્રમાણપૂર્વક તેમણે જણાવવું જોઇએ. ધર્મશાસ્ત્રકારો ભ્રમ, પ્રમાદ, વંચનેચ્છા ને બુદ્ધિમંદતા એ દોષોથી રહિત હોવાથી પરમદયાલુ હતા એમ શાસ્ત્રજ્ઞો ને શિષ્ટો માને છે. બ્રાહ્મણાદિ ચારે વર્ણો ને વર્ણબાહ્યના મનુષ્યો

પોતપોતાના શાસ્ત્રોક્ત ધર્મોનું શ્રદ્ધાપ્રીતિપૂર્વક પરિપાલન કરવાથી તેઓ પોતાના પરમાર્થનાં સાધનોનું ને શુદ્ધવ્યવહારનું પરિપાલન કરી આ લોકમાં ને પરલોકમાં સુખી થઇ શકે છે. આમ હોવાથી વર્ણધર્મનો ઉચ્છેદ થઇ સ્વધર્મપાલનમાં શૈથિલ્ય આવે એવી કોઇ પણ પ્રવૃત્તિ દ્વિજોએ ને તેમાં પણ બ્રાહ્મણોએ ભૂલથી પણ કરવાયોગ્ય નથી.

શાસ્ત્રાદિમાં શ્રદ્ધાલુ ને સદાગ્રહપૂર્વક શુભ પ્રયત્ન કરનારા મુમુક્ષુએ તો અસ્પૃશ્ય પ્રાણિપદાર્થોના સ્પર્શનો પરિત્યાગ કરી શ્રોત્રાદિ પાંચ જ્ઞાનેંદ્રિયોના શબ્દ, સ્પર્શ, રૂપ, રસ ને ગંધ એ વિષયોમાંથી જે વિષયો શ્રદ્ધાને, સાધનોત્સાહને ને પરમાર્થનાં સાધનોને સફલ કરવામાટે થતા સદાગ્રહવાળા પ્રયત્નને શિથિલ કરે એવા હોય તેનો ધૈર્ય, સાવધાનતા ને દૃઢતાવડે શીઘ્ર પરિત્યાગ કરવો જોઇએ, તેમનો તે તે ઇંદ્રિયોવડે સ્પર્શ નજ કરવો જોઇએ. વાણી આદિ કર્મેન્દ્રિયોના જે વચનાદિ વ્યાપાર છે તે વ્યાપારોમાંથી જે જે વ્યાપાર પોતાના શ્રદ્ધાદિ શુભ ગુણોને શિથિલ કરનાર હોય તેમનો પણ મુમુક્ષુઓએ પોતાના વાસ્તવિક હિતમાટે પરિત્યાગ કરવો જોઇએ,—તે તે વ્યાપારનો તે તે કર્મેંદ્રિયને સ્પર્શ નજ થવા દેવો જોઈએ. જે અપકારક વિચારવડે મુમુક્ષુના શ્રદ્ધાદિ શુભગુણો બલહીન થવાનો સંભવ હોય તે અપકારક વિચારનો મુમુક્ષુઓએ મોહાદિને વશ થઇને પોતાના અંતઃકરણને સ્પર્શ નજ થવા દેવો જોઇએ. આવી રીતે વેદાંતશાસ્ત્ર ને યોગશાસ્ત્ર આત્માના અસંગસ્વરૂપમાં સ્થિતિ કરવામાટે મુમુક્ષુને અસંગ રહેવાનો ઉપદેશ કરે છે.

અંત્યજોના ને મહાપાપીઓના શરીરમાં રહેલી ઐહિક અશુદ્ધિ તેઓ સ્નાન કરે ને પવિત્ર વસ્ત્રો પહેરે તોપણ દૂર થતી નથી એમ શાસ્ત્રકારોનો આશય છે. તેમના શરીરસ્પર્શથી તેમનો સ્પર્શ કરી

સ્નાન નહિ કરનાર દ્વિજના મનની અશુદ્ધિ તેના તનની અશુદ્ધિવડે વધવા લાગે છે તેથી તે સદાચારનો, પવિત્રતાનો ને શાસ્ત્રોક્ત ધર્મના પરિપાલનનો ક્રમથી પરિત્યાગ કરી પરિણામે ધર્મનો વિદ્વેષી થઇ પોતાનો અધઃપાત પ્રાપ્ત કરી લે છે, માટે જેમનું મન ઉન્માદને વશ ન થયું હોય, જેમની પરિણામ વિચારવાની વિવેકશક્તિ નાશ ન પામી હોય, ને જેઓ પોતાનું હિતાહિત સમજી શકતા હોય તેમણે આવી અધઃપાત કરનારી છુટ નજ લેવી જોઇએ. બ્રાહ્મણશરીર ધારણ કરી જેઓ પોતાના કુસંસ્કારને વશ થઇ અંત્યજોની સાથે મળી તેમને સંડાસ સાફ કરવાનું શીખવવાની ઉમેદના આવેશવાળા હોય વા ચાંડાલજન્મની વાસનાવાળા હોય તેમને માટે તો કાંઇ કહેવા-જેવું નથી. દયાબુદ્ધિથી દુઃખીઓને વિવેકપૂર્વક યોગ્ય સાહાય્ય કરવું એ અન્ય વાત છે, ને કર્માનુસાર ઉત્તમાધમભાવે રહેલા મનુષ્યોને પરસ્પર વિદ્વેષ ઊભો થાય એવી શાસ્ત્રનિંદ્ય વૃત્તિ કરવી એ બીજી વાત છે. જેમના દેહાદિમાં ઐહિક અશુદ્ધિ વિદ્યમાન હોય છે તેમની સાથેનો વાચિક સંબંધ પણ બોલનાર દ્વિજને શાસ્ત્ર અહિતકર માને છે તેથીજ કોઇ પાપી પોતાના પાપકર્મનું પ્રાયશ્ચિત્ત કોઇ પરિષદ્‌ને કે વિદ્વાનને શાસ્ત્રમર્યાદાપ્રમાણે સાક્ષાત્ પૂછી શકતો નથી, પણ મધ્યસ્થ મનુષ્યદ્વારા તે પૂછી શકે છે, તે તેનું ઉત્તર પણ તે પરિષદ્ કે તે વિદ્વાન્ તે પાપકર્મ કરનારને મધ્યસ્થદ્વારા આપે છે. અશુદ્ધચિત્ત-વાળાની સાથેનો વાગ્વ્યવહાર મુમુક્ષુના ચિત્તને કેવી અસર કરે છે તે વાત માનસશાસ્ત્ર જાણનાર મુમુક્ષુ સ્વાનુભવદ્વારા સમજી શકે એમ છે. શાસ્ત્ર પણ મુમુક્ષુ દ્વિજના હિતનો વિચાર કરીનેજ મલિન સંસ્કાર-વાળા મનુષ્યોની સાથે આપત્કાલવિના બોલવાની—વાણીવડે સ્પર્શ કરવાની—ના પાડે છે.

મલિનસંસ્કારવાળા મનુષ્યને નેત્રવડે સ્વેચ્છાપૂર્વક જોવાથી જોનાર મુમુક્ષુદ્વિજના અંતઃકરણમાં કાંઇક અંશે મલિનતા સંક્રમિત થવાનો સંભવ જાણી તેવાનો નેત્રવડે સ્પર્શ કરવાની પણ શાસ્ત્રો ના પાડે છે.

પાપકર્મનો કે પાપસંસ્કારવાળા મનુષ્યનો મનવડે સ્પર્શ કરવાથી મન દૂષિત થાય છે તેથી મનવડે પણ તેવાનો સ્પર્શ કરવો હિતકર નથી એમ શાસ્ત્રોનો અભિપ્રાય છે.

ઉત્તમ મુમુક્ષુએ તો આ જગતના પરિણામી ઉપાદાનકારણ માયાનો, માયાના કાર્યરૂપ આકાશાદિ પાંચ સૂક્ષ્મભૂતોનો ને પાંચ સૂક્ષ્મભૂતોના કાર્યરૂપ પ્રાણ, અંતઃકરણ, જ્ઞાનેંદ્રિયો, કર્મેંદ્રિયો ને આકાશાદિ પાંચ સ્થૂલભૂતોનો અને આકાશાદિ પાંચ સ્થૂલભૂતોના કાર્યરૂપ બ્રહ્માંડ, ચૌદભુવનો, તે ભુવનોમાં રહેલા દેહધારી પ્રાણીઓ ને તેમનું ભોગ્ય જે અન્નજલાદિ એ સર્વને અસ્પૃશ્ય ગણી પોતાના પવિત્રતમ આત્માને તેના સ્પર્શથી રહિત અસંગરૂપે અનુભવવાનો છે.

હૃદયને દશ્યના સંગથી રહિત સમભાવવાળું રાખવા તથા તેમાં સત્ત્વગુણને બલવાન્ કરી રજોગુણના સંસ્કારોને ને તજ્જન્ય વૃત્તિઓને અને તમોગુણના સંસ્કારોને તથા તજ્જન્ય વૃત્તિઓને બલહીન કરવા સતત પ્રયત્નશીલ રહેતા હશે.

સ્થાવરજંગમ સર્વ પ્રાણિપદાર્થમાં તેના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મને જોવાનું બલ નેત્રમાં ને અંતઃકરણમાં પ્રકટે એવો પ્રયત્ન બ્રહ્મવિચારવડે ને બ્રહ્મધ્યાનવડે ચાલુ હશો. ×

૨૧૬ જેમ નદીને સામે કાંઠેથી પાજ બાંધવાના ક્રમનો પ્રારંભ કરવાના હેતાં નદીને આ કાંઠેથી પાજ બાંધવાના ક્રમનું

પ્રારંભ કરનાર વ્યવહારજ્ઞ ગણાય છે તેમ વર્ણનો ક્રમ વિચારી તેમની સુધારણાનું કામ હાથમાં લેનાર વ્યવહારજ્ઞ ગણાય છે.

જે શિક્ષણનું પરિણામ ઉચ્છૃંખલતા, ધર્મવિનાશ, સદાચારનાશ ને વર્ણવિનાશદ્વારા દ્વિજોના અધઃપાતમાં આવવાનો પ્રબલ સંભવ પ્રતીત થાય છે તે શિક્ષણ ચાલુ રાખવામાં સાર નથી, પણ હાનિજ છે.

" દશા ફરે તબ દુર્મત સૂઝે, અવળાં કામ કરંત;
આણંદ કે પરમાણંદ, ભેદી એમ ભૂલંત. "

આ વ્યવહારાનુભવીનું વચન શિષ્ટાચારનો નાશ કરવામાં પ્રવૃત્ત થનારે વિચારવું જોઇએ.

સ્વરાજ્યની પ્રાપ્તિ સર્વથા ઇચ્છવાયોગ્ય છે, પણ ધર્મનો પરિત્યાગ કરી સ્વરાજ્યની લાલસામાં તણાવું એ ઇચ્છવાયોગ્ય નથી.

૨૪૭ * સર્વ દશ્યથી ચિત્તને અસંગ કરી દ્રષ્ટૃપદમાં સ્થિર સ્થાપવા પ્રયત્ન કરતા રહેશો.

અંતર્મુખદૃષ્ટિ જેમણે કરી નથી, અને જેમનું હૃદય ઉંડાણમાં રૂક્ષ છે તેવાને ઉપદેશની અસર થવાનો સંભવ હોતો નથી. એવી દુરાગ્રહી સ્થિતિમાં તો તેમને સવળું પણ અવળુંજ સમજાય છે. ×

× રાગાદિયુક્ત ચિત્તને, જાણો આ સંસાર;
તે રાગાદિરહિત થતાં, આ ભવનો પરપાર. ૧

૨૪૮ * તમને બંનેને તેના મરણથી વાત્સલ્યભાવને લઇને શોક થાય, પણ જીવના પ્રારબ્ધનો તથા તદનુસાર પરમાત્માની ઇચ્છાનો વિચાર કરીને તમે બંને તમારા મનને શાંત રાખવા પ્રયત્ન કરશો.

સંસાર ક્ષણભંગુર છે, અહિં કોઇ કોઇનું નથી, પ્રારબ્ધકર્મ-જેટલોજ સગાંવહાલાંનો સંબંધ રહે છે, અને મનુષ્યે મરણનો વિચાર કરી પોતાના પરમાર્થના સાધનનું સેવન કરવામાં લગારે આળસ કે પ્રમાદ નજ રાખવાં જોઇએ, આવા વિચારવડે તમે તમારા મનના શોકને શમાવી તેનું ધૈર્ય ને શાંતિ વધારશો.

સવારસાંજ સ્વધર્મનું પરિપાલન કરતા રહી મનની જાગ્રતિ વધારશો.

પત્ર ૨૪૯-૨૫૮

* શુભ પ્રયત્નનું પરિણામ નફામાંજ આવે છે, ટોટામાં આવવાનો સંભવ નથી. અસત્ પ્રાણિપદાર્થમાં રહેલા સત્‌ને જોવાનો સ્વભાવ શાંતિપ્રદ મનાય છે. બ્રહ્મનો ને બ્રહ્મદર્શીનો સંપર્ક લાભકર છે એમ મહાપુરુષો કહે છે. ×

અધિકારી જીવ પરમેશ્વરને દ્વારે પડ્યો રહેશે તો ભક્તવત્સલ પરમેશ્વર પરિણામે તે જીવનું ભલુંજ કરશે.

જેમ બરફનો ગાંગડો પાણીમાં નાંખવાથી ગળી જાય છે તેમ પ્રભુના સ્વરૂપમાંજ મનને રાખ્યા કરવાથી તે ગળીને પ્રભુમય થઇ જશે.

અભ્યાસ, વૈરાગ્ય ને પ્રયત્નથી પ્રમાથી, બલવાન્ ને દૃઢ મન પણ નિરોધસ્થિતિને પામશે. શ્રદ્ધા રાખી શુભ પ્રયત્ન ચાલુ રાખશો.

૨૫૦ * આ વિશ્વમાં સંયોગ વિયોગને માટે ને જન્મ તથા સ્થિતિ મરણને માટેજ છે એમ વિદ્વાનો કહે છે. અહિં સૌની અસ્થાયી સ્થિતિ છે ત્યાં કોણે કોનો શોક કરવો ? સગાંવહાલાંનાં ઉપરાઉપર થતાં મરણોથી મન ખેદને વશ થાય તે સ્વાભાવિક છે, પણ જે વાતમાં મનુષ્યનો કોઇ પણ ઉપાય ચાલી શકતો નથી ત્યાં શોક શા

કામનો ? તેમની છેવટના સમયમાં સારી ભાવના થઇ તે પણ તેમના જીવાત્માને લાભકર થઇ.

તમે સૌ ધૈર્ય રાખવા પ્રયત્ન કરશો. દુઃખમય સંસારમાં સુખ તો માત્ર કલ્પવામાં આવે છે એમ સુજ્ઞો કહે છે. અનિત્યમાં નિત્યની દૃઢ ભ્રાંતિ વિયોગકાલે દુઃખ ઉપજાવ્યા વિના રહેતી નથી.

શોકશમનમાટે શાસ્ત્રવાચન ચાલુ રાખશો. ×

૨૫૧ * પરમાત્માના અધિક ઊમળકાવાળા સ્મરણધ્યાનથી તમારા મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો.

× દુર્વિચાર, કુસંગ ને કુપ્રવૃત્તિથી દૂર રહી શાસ્ત્રાજ્ઞાનુસાર ને શિષ્ટાચારાનુસાર વર્તવાથી મનુષ્યનું આ લોક પરલોકનું હિત સધાય છે તે તમારા જાણવાબહાર નથી.

૨૫૨ * જેમ સ્વપ્નમાં ચેતનરૂપ આત્મામાંથી સ્વપ્નના જડ જગતની ઉત્પત્તિ થયેલી દેખાય છે તેમ જાગ્રતમાં ચેતનરૂપ આત્મામાંથી આ જડ જગતની ઉત્પત્તિ થયેલી દેખાય છે. જેમ શરીર ચેતનજેવું છતાં તેમાંથી જડ વાળ ને નખની ઉત્પત્તિ થાય છે તેમ ચેતન આત્મામાંથી આ જડ જગતની ઉત્પત્તિ સંભવી શકે છે.

આત્મા સત્ છે, ને જગત્ તેમાં કલ્પિત હોવાથી દોરડીમાં કલ્પાયેલા સાપના જેવું તે મિથ્યા છે.

જગત્ પ્રતીત થાય છતાં તેમાં મિથ્યાપણાની દૃઢબુદ્ધિ જાગ્રત્ રહે તે જગત્નો બાધ જાણવો. બ્રહ્મમાં અનિર્વચનીય માયાના બલથી જીવ, ઈશ્વર ને જગત્ કલ્પાય છે, જેમ સ્વપ્નમાં જીવની નિદ્રાશક્તિવડે સ્વપ્નના જીવ, ઈશ્વર ને જગત્ કલ્પાય છે તેમ.

૨૫૩ * આવા બનાવથી તમારું મન ખેદને વશ થાય તે સ્વાભાવિક છે, પણ તમે પ્રારબ્ધકર્મનો ને તદનુસાર થતી કર્મફલ-પ્રદાતા સત્તાની પ્રવૃત્તિનો નિયમ જાણો છો એટલે તમે તમારા મનને સ્વસ્થ રાખવા યોગ્ય પ્રયત્ન કરતા હશો. આવા પ્રસંગમાં શ્રદ્ધા, વૈરાગ્ય, પારમાર્થિક સાધનો સાધવાનો ઉત્સાહ ને પરમાત્માનું સામીપ્ય વધવાનો પુણ્યશાલી જીવના હૃદયમાં સંભવ હોય છે માટે તેના લાભવડે પણ મનનો શોક દૂર કરવા પ્રયત્નશીલ રહેશો.

"હે પ્રભો ! અસત્‌થી મને સત્‌માં લઇ જાઓ, અંધકારમાંથી મને પ્રકાશમાં લઇ જાઓ, ને મૃત્યુમાંથી મને અમર્ત્યસ્વભાવવાળા સ્વરૂપમાં લઇ જાઓ" એમ પ્રભુસમીપ સદા પ્રાર્થના કરતા હશો.

ધૈર્ય રાખી જે કર્તવ્ય યોગ્ય જણાય તેજ કરશો. તે વેલા મનને વિશેષ જાગ્રત્ રાખશો. ×

૨૫૪ * મનુષ્યના શુભ પ્રયત્નથી ને શ્રીઇશ્વરની કૃપાથી મનુષ્ય-ની શુભેચ્છાઓ પાર પડે છે.

જે મનુષ્યે પ્રભુનું સ્મરણધ્યાન કર્યું હોય તેને મરણવેલા તેના શુભ અભ્યાસના પુણ્યથી પ્રભુનું ને સદ્‌ગુરુનું સ્મરણ તથા ધ્યાન થવાનો સંભવ છે, ને તેથી તેને મરણવેલાનું કષ્ટ અલ્પ જણાય છે. બલવાન્ શુભસંસ્કારોનો પરિપાક બહારની ઉપાધિથી પરાભવ પામતો નથી.

જ્યારે આયુષ્યની માગણી કરવાને બદલે જે આયુષ્ મનુષ્યને પ્રાપ્ત છે તેનો જો સદુપયોગ થાય તો તે હિતકર ગણાય છે.

જીવતાં જો મનના સ્થૂલભાવનો નાશ કરી શકાય તો મુઆ પછીનો આનંદ જીવતાં પણ અનુભવી શકાય.

* જેમને ઋતંભરાપ્રજ્ઞાની પ્રાપ્તિ ચિત્તની બહુ એકાગ્રતાદ્વારા થઇ હોય તેઓ મરનારની ભાવિગતિ જાણી શકે.

એક ધ્યેય રખાય તો તે વધારે લાભકર છે. પ્રયોજનવશાત્ કોઈ વેળા બીજું ધ્યેય અલ્પ સમય લેવાય તો તેમાં હાનિ નથી. અંતઃકરણમાંના ગુણોની વધઘટથી ધ્યેયના દર્શનમાં ફેર પડે છે.

સ્વસ્તિકાસન ને જાલંધરબંધ કરતા રહેવાથી શરીરની ગરમીમાં વધારો થશે, તેથી શ્લેષ્મ ને ઊધરસ પણ ક્રમથી પીડા દેતાં શાંત થશે.

× હૃદયના ઊમળકાથી ને વિવેકથી થાય તેટલું બ્રહ્મધ્યાન કરતા રહેશો.

મનની શાંતિમાં, જાગ્રતિમાં ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો.

૨૫૫ * વિષમકાલની કુટિલ ગતિના વેગવાળા પ્રવાહમાં તણાઇ બાળકોને સાત્ત્વિકભાવ વધારનાર શિક્ષણ આપવાને સ્થાને તેમનો રાજસતામસભાવ વધે એવું શિક્ષણાદિ આપવાથી બાળકોને અને દેશને પરિણામે લાભ થવાનો સંભવ નથી. વિનાવિચારની પ્રવૃત્તિથી રસિયાની જે સ્થિતિ થયાનું વર્તમાનપત્રાદિથી જણાય છે તેવી સ્થિતિ આ દેશની કરવાની સામગ્રીમાં સાહાય્યભૂત થવું તે સમજુને ઉચિત નથી. *

૨૫૬ * નવા વર્ષમાં પ્રભુની અનન્યભક્તિમાં વધારો કરશો. સંસારની વિવિધ પ્રતિકૂલ સ્થિતિમાં રહ્યા છતાં પણ મનને પ્રભુના સાંનિધ્યમાં રાખ્યા કરશો, કે જેથી તેની શાંતિનો ભંગ ન થાય. ×

૨૫૭ * દીર્ઘસૂત્રતા, પ્રમાદ, આળસ ને વ્યગ્રતા નવા વર્ષમાં થઇ શકે તેટલાં દૂર કરી શુભકામ તુરત કરવાનો સ્વભાવ, જાગ્રતિ, શુભકામમાં પ્રવૃત્તિ ને શાંતિ એ ગુણોમાં વધારો કરશો.

૨૫૮ * નવા વર્ષમાં ક્ષમા, ધૈર્ય, શાંતિ, અનન્યભક્તિ ને કર્તવ્યનિષ્ઠામાં વધારો કરશો.

સદાગ્રહપૂર્વક શુભપ્રયત્ન ચાલુ રાખી મનની પ્રસન્નતા અખંડ રહે એમ વર્તશો.

પત્ર ૨૫૯-૨૭૦

* મનને બની શકે તેટલું પ્રસન્ન રાખશો. તેને લેશ પણ શોકવાળું કે ભયવાળું નજ થવા દેશો. પરમાત્માનું સ્મરણધ્યાન કરવાથી ને વિવેકને જાગ્રત્ રાખવાથી મન પ્રસન્ન રહેશે. ×

મનને શોકને વશ ન થવા દેવામાં લાભ છે એ સર્વદા સ્મરણમાં રાખશો. ×

૨૬૦ × નવા વર્ષમાં અંતઃકરણની યોગ્યતા વધારવાની જે શુભેચ્છા દર્શાવી છે તે શુભેચ્છા શ્રદ્ધાભક્તિથી પ્રયત્ન કરીને સફલ કરશો. શુભપ્રયત્નથી ને પ્રભુકૃપાથી મનુષ્યને મનોવાંછિત ફલ મળે છે.

૨૬૧ × આ ચાલુ થયેલા નવા વર્ષમાં વિદ્યાવડે અવિદ્યાનો, દૈવીસંપત્તિવડે આસુરીસંપત્તિનો અને પરમાત્માની અનન્યભક્તિવડે સર્વ સાંસારિક વાસનાઓનો ક્ષય કરવા પ્રયત્નશીલ રહેશો.

પરમાત્માના માહાત્મ્યજ્ઞાનપૂર્વક તેમના સ્મરણધ્યાનથી અંતઃકરણના અપૂર્વ સુખાનુભવમાં વૃદ્ધિ કરતા રહેશો. *

૨૬૨ * ચાલુ થયેલા નવા વર્ષમાં અડગશ્રદ્ધા, અગાધઉત્સાહ, અપૂર્વસ્થિરતા ને અટલદૃઢતા રાખી વિવેકવિચારપૂર્વક અંતઃકરણને પરમાત્માભિમુખ કરી તેને શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખનો અનુભવ કરાવવા પ્રયત્નશીલ રહેશો. ×

૨૬૩ * નવા વર્ષમાં સાત્ત્વિકી શ્રદ્ધા, સ્વધર્મપાલનમાં નૂતન ઉમંગ, વ્યવહારપરમાર્થમાં વ્યવસ્થાથી વર્તવાનું બલ ને પરિણામ

વિચારી વર્તવાનું બળ વધારવા પ્રયત્નશીલ રહેશો. એવો શુભ પ્રયત્ન ચાલુ રહેવાથી અંતઃકરણની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો થશે.

સ્વધર્મપાલનવડે મનની પ્રસન્નતા વધારવા રહેશો.

૨૬૪ * વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતામાં જે ન્યૂનતા હોય તેની આ ચાલુ નવા વર્ષમાં પૂર્ણતા કરવા પ્રયત્ન કરશો.

પરમાત્માની અનન્યભક્તિમાં વધારો કરવાનો તથા વેદાંતસિદ્ધાંતની સમજમાં ઉંડા ઊતરવાનો યથાશક્તિ શુભ પ્રયત્ન પણ કરશો.

ચિત્તનું સંશોધન ને ઉપયોગી વાચન ચાલુ રાખશો. ×

૨૬૫ * નવા વર્ષમાં અધિક શ્રદ્ધા, અધિક ઉમંગ, અધિક દૃઢતા ને અધિક સાવધાનતાથી પરમાત્માનું સ્મરણધ્યાન ને સ્વધર્મપાલન કરશો. વ્યવહારમાં ઉદ્યોગી ને સાવધાન રહેશો.

પરમકૃપાલુ પરમાત્માના શુભભાવવાળા સ્મરણધ્યાનથી તેઓશ્રીની અમોઘકૃપાવડે સૌને દુઃખની નિવૃત્તિ ને સુખની પ્રાપ્તિ થાય છે.

૨૬૬ × નવા વર્ષમાં મનની સ્થિરતામાં, કર્તવ્યનિષ્ઠામાં, વ્યવસ્થાપૂર્વક વ્યવહારપરમાર્થનું કામ નિયમપૂર્વક કરવામાં, પરમાર્થનાં સાધનોનું સેવન કરવામાં વધારે સમય લેવામાં ને વેદાંતસિદ્ધાંતનું સ્વરૂપ સ્પષ્ટ સમજવામાં વિશેષ પ્રયત્ન કરતા રહેશો.

શ્રદ્ધાભક્તિમાં વધારો કરી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરશો.

૨૬૭ × ક્રૂર માયાનાં ભયંકર કામો છે. દુઃખના સમયમાં દૃષ્ટા રહીને મનની શાંતિ જાળવી રાખ્યા વિના બીજો શો ઉપાય છે? પુરુષના પરિપાકવિના મનુષ્યને સુમતિની પ્રાપ્તિ દુર્લભ છે. જીવો પરિણામ વિચારી શકતા નથી, ને માયાની જાળમાં ઝંપલાય છે. *

૨૬૮ × પરમકરુણાલુ પ્રભુશ્રીને હૃદયમાં સુસ્થિરજ રાખવા કે જેથી તેમાં અસુરો આવી વા પ્રકટી શકે નહિ.

રાતદિવસ પ્રભુનું સ્મરણ, કરજો રાખી પ્રેમ;
ચિંતન કરજો તેમનું, રાખી અવિચલ નેમ. ૧

૨૬૯ × નવા વર્ષમાં તત્ત્વજ્ઞાન, મનોનાશ ને વાસનાક્ષયની વૃદ્ધિ કરવામાટે વિશેષ પ્રયત્ન કરશો. અંતઃકરણની જાગ્રતિ, શુભકામ તુરત કરવાનો સ્વભાવ ને ન્યાયબુદ્ધિ એ વ્યવહારમાં ઉપકારક ને પરમાર્થમાં હિતકર છે.

૨૭૦ × મનુષ્યને શાસ્ત્રાભ્યાસવિના ને શાંતિથી અંતર્દૃષ્ટિ કર્યા વિના કેટલુંક શાસ્ત્રરહસ્ય સમજાવું કઠિન મનાય છે. કહેનારનો ભાવ પણ હઠને લીધે ઘણી વાર મનુષ્યથી સમજી શકાતો નથી. ×

પત્ર ૨૭૧–૨૮૦

* ચાલુ થયેલા નવા વર્ષમાં અડગ શ્રદ્ધા, અસ્ખલિત ઉત્સાહ ને સદાગ્રહવાળા શુભપ્રયત્નવડે તત્ત્વાનુસંધાન, મનોનાશ ને વાસનાનો ક્ષય કરતા રહેશો. તમે દોહરામાં જણાવેલી શુભભાવના શુભ પ્રયત્નવડે સફલ કરશો. *

૨૭૨ × નવા વર્ષમાં નિત્ય નિત્ય નવા ઉત્સાહથી પરમાત્માનું સ્મરણધ્યાન કરી મનની સ્થિરતામાં ને શાંતિમાં વધારો કરશો.

જે જે કર્મ કરો તે તે કર્મ પ્રભુના આરાધનરૂપ સમજીને અહંકારથી ને ફલેચ્છાથી રહિત થઈને કરશો.

શુભેચ્છાને, વિચારણાને ને તનુમાનસાને દૃઢ કરવાથી ચોથી ભૂમિકા જે સત્ત્વાપત્તિ તેને પ્રાપ્ત થવાથી જીવતાંજ મોક્ષાનુભવ થાય છે. પ્રયત્ન ચાલુ રહેશે તો આગળ વધી તે સ્થિતિએ પહોંચાશે.

× કામ, ક્રોધ ને લોભાદિના અશુભ વેગોથી મનનો પરાભવ

ન થવા દેવો. વિવેક, વૈરાગ્ય, શમ, દમ, શ્રદ્ધા, સમાધાન, ઉપરતિ ને તિતિક્ષા એ છ સંપત્તિ તથા તીવ્ર જિજ્ઞાસા વા મુમુક્ષુતા એ ચાર સાધનોને સુદૃઢ કરવાં, ને શ્રીસદ્‌ગુરુના ઉપદેશનું સ્મરણમનન રાખી તેજ પ્રમાણે સદાગ્રહથી વર્તવું એ પરમાર્થમાં આગળ વધવાનાં મુખ્ય સાધનો છે. શ્રદ્ધા, ઉમંગ ને જાગ્રતિ રાખવાથી તેનું પરિપાલન થઈ શકે છે.

સિદ્ધાંતનું વાચનમનન ચાલુ રાખશો. ×

૨૭૩ * તમારી લખેલી ભાવમય કવિતા ભક્તના હૃદયને શોભાવનારી છે. જે પરમાત્મા મનુષ્યના વિશુદ્ધપ્રેમભણીજ દૃષ્ટિ કરનારા છે તેઓશ્રીની પ્રસન્નતા અનન્યભક્તના એવા અંતઃકરણપર વહેલી થાય તે સ્વાભાવિકજ છે. પરમાત્માના સાચા ભક્તો તો પ્રભુશ્રીની પાસે " **या प्रीतिरविवेकिनां विषयेष्वनपायिनी । त्वामनुस्मरतः सा मे हृदयान्मापसर्पतु ॥** "[1] એવી પ્રાર્થનાજ સતત કરતા રહે છે.

૨૭૪ * શ્રદ્ધાભક્તિથી પરમાત્માનું સ્મરણધ્યાન કરનારો જીવ આ ભવસાગરમાં ડુબતો નથી. પ્રભુ પોતાના કારુણ્યથી તેને આ દુઃખમય ભવસાગરમાંથી અવશ્ય તારે છે. તેના સંબંધમાં એક કવિ કહે છે કેઃ—

" કાઠસંગ લોહા તરે, ડુબત નહિ જલમાંહ;
બડે ન ડુબન દેત હે, જાકી પકરે બાંહ. "

---

૧ અજ્ઞાનીઓની શબ્દાદિ વિષયોમાં જેવી અખંડ પ્રીતિ છે એવી પ્રીતિ આપને વિષે આપનું નિરંતર સ્મરણ કરનાર જે હું તેના હૃદયમાંથી દૂર ન થશો.

જેમ જેમ તમારું અંતઃકરણ પરમાત્મામાં વધારે વિરામતું જશે તેમ તેમ તે અંતઃકરણમાં રહેલા સર્વદોષો વિરલભાવને પામી બ્રહ્મજ્ઞાનદ્વારા દગ્ધબીજભાવને પામશે, માટે શ્રદ્ધા ને ઉમંગથી અંતઃ-કરણને પરમાત્મામાં જોડતાં રહેશો.

અગ્નિમાં પડેલું કાષ્ઠ જેમ અગ્નિરૂપ થઇ જાય છે તેમ બ્રહ્મમાં સ્થિર થયેલું ચિત્ત બ્રહ્મમય થઇ જાય છે. ×

૨૭૫ * અવિકારી આત્મા કર્મ કરતો નથી, ને તેનું ફલ ભોગવતો નથી. જીવ કર્મ કરે છે, ને તેનું ફલ ભોગવે છે. અવિકારી આત્મા એક છે, જીવો ભિન્ન ભિન્ન છે.

સગુણબ્રહ્મના ભિન્ન ભિન્ન નામવાળા ધામમાં સગુણબ્રહ્મનાં ને ક્રમમોક્ષ પામનારા ઉપાસકોનાં નામરૂપ કથનમાત્ર ભેદવાળાં છે. તેમને કૈવલ્યની પ્રાપ્તિ થયે સૌ ઉપાસકો બ્રહ્મરૂપ થાય છે.

મુસલમાનો ને ખ્રીસ્તીઓ જીવ તથા ઇશ્વરને લગભગ સાકાર માને છે.

સ્વપ્ન જોનાર સ્વપ્નનો અભિમાની જીવ તૈજસ છે. જો તે વેલા તમને હાથી દેખાય તો તે રૂપે થનારી તમારા અંતઃકરણમાં રહેલી વાસના છે, ને તે હાથી જો તમને પછાડે તો તે તમારાં તેવાં કોઇ કર્મના સંસ્કારોનું ફલ છે.

માયા જે આકાશાદિરૂપે થાય છે તે આકાશાદિ માયાનું પરિ-ણામ છે, ને ચૈતન્ય કાંઇ પણ વિકાર નહિ પામતાં જે આકાશાદિરૂપે દેખાય છે તે ચૈતન્યનું વિવર્ત છે.

૨૭૬ * આત્માના અસંગ ને આનંદઘનાદિ સ્વભાવોનું વારંવાર આદરપૂર્વક સ્મરણ કર્યા કરવું, કે જેથી દુષ્ટ અનાદિકાળની તમારું

મન કલુષિત ન થાય, ને તમારો જીવ સદા સુપ્રસન્ન, સંતોષી ને શાંત રહે.

દુર્જનો દયાનાં પાત્ર છે. સ્વાર્થને લઇને કે અજ્ઞાનથી મનુષ્યોથી ભૂલ થવી સાહજિક છે એમ વારંવાર વિચારી દુર્જનોપર પણ દયા રાખવાનો સ્વભાવ પાડવો, ક્રોધ ન કરવો. ધૈર્ય ને જાગ્રતિ રાખવાથી એવે પ્રસંગે ક્રોધ નહિ થાય.

સર્વ સ્થૂલશરીરો અસત્, પરમકુત્સિત ને પોતાનામાં રાગ રાખનારને સર્વ પ્રકારનું ઘણું દુઃખ આપનારાં છે એમ સમજી તેમાં રહેલી સત્યપણાની, રમણીયપણાની ને સુખજનકપણાની ભ્રાંતિ ત્યજવાથી અંતઃકરણ ક્ષોભરહિત શાંત રહી શકશે. અર્થ વસ્તુતાએ અનર્થરૂપ છે, ને શરીરત્યાગકાલે અહિંનું કાંઇ પણ સાથે લઇ જવાનું નથી એમ મનને વારંવાર સમજાવવાથી મનની અર્થભણીની દોડ પણ ક્રમથી શાંત થશે.

જે વસ્તુ મનને રજોગુણી તથા તમોગુણી કરે તે વસ્તુમાં હલાહલ વિષની તીવ્રભાવના કર્યા કરવાથી માદકવસ્તુમાં રહેલો રાગ શામાટે નાશ ન પામે ? નાશ પામેજ.

કોઇ પણ પ્રકારના શુભનિશ્ચયનો ભંગ નજ થવા દેવો. જો પ્રમાદથી તેનો ભંગ થઇ જાય તો તેનું ખુસર થાય તેવું આકરું પ્રાયશ્ચિત્ત કરવું, કે જેથી ભવિષ્યમાં તે નિશ્ચયનો ભંગ ન થાય.

જો અંતર્મુખપણાવાળું અંતઃકરણ રહેવા લાગશે તો તેનું ઊતાવળીઆપણું દૂર થશે. *

૨૭૭ * પરમપ્રીતિથી પરમાત્માના સ્વરૂપનો નિરંતર વિચાર કર્યા કરવાથી અંતઃકરણની યોગ્યતા વધતાં આવરણભાગનો અંતઃ

કરણનો દોષ દૂર થઇ મનવાણીને અગમ્ય એવા તેમના સ્વરૂપનો અનુભવ થશે. ઉપદેશગ્રંથાવલિના અંક ૧૨ થી ૬૦ સુધીના ને પરમપદબોધિની સમજપૂર્વક વાંચવાથી બ્રહ્મપ્રાપ્તિનો સરલ માર્ગ સમજાશે.

પરતીર એટલે આ સંસારસાગરના સામા કાંઠારૂપ બ્રહ્મ.

શ્રદ્ધા, પ્રીતિ ને સદાગ્રહવાળો શુભ પ્રયત્ન ચાલુ રહેવાથી અંતઃકરણની એકાગ્રતા વધશે.

× નવા વર્ષમાં તમે તમારે માટે જે શુભગુણો મેળવવાની ઇચ્છા દર્શાવી છે તે મેળવવા સદાગ્રહપૂર્વક પ્રયત્ન કરતા રહેશો. પ્રયત્નને પરિણામે ઇશકૃપાથી ફલલાભ થશે.

તનમનની સ્વસ્થતા જાળવશો, ને પ્રત્યેક નાનામોટા પ્રસંગમાં મનને જાગ્રત રાખવાનો સ્વભાવ રાખશો.

૨૭૮ * જીવનું હિત કરનારી તેની સર્વ યાચનાઓ પરમાત્મા ધ્યાનમાં લે છે, ને તેના શુભ વિચારનો ને શુભ કર્મનો પરિપાક થયે તેને તેનું ઇચ્છિત આપે છે.

નવા વર્ષમાં ધૈર્ય, ક્ષમા, દયા, શાંતિ, ગુણગ્રાહકતા, સ્વદોષ-દર્શન ને સમભાવ વધારી ઊતાવળ, ક્રોધ, વ્યગ્રતા, પરદોષદર્શન ને વિષમભાવને મનમાંથી તેના કારણ સ્વરૂપના અજ્ઞાનસહિત નિર્મૂલ કરવા શુભ પ્રયત્ન કરશો.

ચાલુ વર્ષમાં પરમાત્માનું કીર્તન, સ્મરણ, ધ્યાન ને તેમના વાસ્તવિક સ્વરૂપનો વિચાર વિશેષ આદરપૂર્વક વધારે સમય કરશો, અને અંતઃકરણની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો કરશો.

જ્યાંસુધી જીવના અંતઃકરણમાં અજ્ઞાન છે ત્યાંસુધી તેના અંતઃકરણાદિમાં અજ્ઞાનના કાર્યરૂપ દોષો હોવાનાજ, અને તેનો

આત્મા તો કેવલ નિર્દોષ ને સચ્ચિદાનંદઘન છે આમ વિચારી પરના દોષોભણી દૃષ્ટિ નહિ કરતાં માત્ર તેના ગુણોભણીજ દૃષ્ટિ કરવાનો સ્વભાવ રાખવો જોઇએ. જ્યાં પોતાનો વિશેષ ધર્મ પ્રાપ્ત થાય ત્યાં પણ દયા ને વિવેકથી જેની ભૂલ હોય તેને તેની ભૂલના પ્રમાણમાં મનને તથા વાણીને શાંત રાખીને કહેવું. એવા પ્રસંગમાં પોતાના મનને લેશ પણ તપવા ન દેવું જોઇએ. અભ્યાસથી એ ગુણ મેળવી શકાશે, માટે શુભપ્રયત્ન ચાલુ રાખશો.

ઉપર અગત્યનાં ઘણાં કાર્યો તમને સૂચવ્યાં છે, માટે હમણાં કોઇ વ્યાવહારિક કાર્ય તમને સૂચવ્યું નથી. *

૨૭૯ * નવા વર્ષમાં નીચે પ્રમાણે વર્તી તેમાં જણાવેલો શુભ અનુભવ કરવા સુભાગી થશોઃ—

" तिद्यत्तास्तद्गताः प्राणा बोधयन्तः परस्परम् ।
कथयन्तश्च तन्नित्यं तुष्यन्ति च रमन्ति च ॥ "

( તે પરમાત્મામાંજ ચિત્તવાળા, તેમાંજ ઇંદ્રિયોવાળા, પરસ્પર તેમનુંજ નિરૂપણ કરનારા અને તેમનોજ ઉપદેશ કરનારા તેઓ નિત્ય સંતોષ પામે છે, અને આનંદાનુભવ કરે છે. )

અંતઃકરણની સૂક્ષ્મતા, એકાગ્રતા ને પરમાત્મામાં વિશુદ્ધપ્રીતિ થવાથી માયાનાં કાર્યોની ને માયાની જગાએ બ્રહ્મનું દર્શન થઇ કલ્પિત ભવભ્રમણ નિવૃત્ત થશે.

**ध्यानात्कर्मफल०** એ શ્લોકમાં ધ્યાનથી કર્મફલના ત્યાગને જે શ્રેષ્ઠ કહ્યો છે તેનું કારણ આ પ્રમાણે છેઃ—ધ્યાનરૂપ નિદિધ્યાસન જોકે સર્વ સાધનોમાં શ્રેષ્ઠ છે તોપણ તે ધ્યાનમાં જેના અંતઃકરણની યોગ્યતા નથી તેને માટે લૌકિકવૈદિકકર્મના ફલનો ત્યાગ કરવો તે

એઇ એટલે તેને વધારે ઉપકારક છે. એમ કરવાથી તેના મનની કર્મફલતૃષ્ણા દૂર થઇ તેનું મન તુરત શાંતિને-વિક્ષેપાભાવને-પામે છે. મનની આવી સ્થિતિ થયા પછી ધ્યાનાભ્યાસથી તે મુમુક્ષુ બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. ધ્યાનના પરિપાકનું ફલ શાંતિ નહિ, પણ બ્રહ્મસાક્ષાત્કાર છે.

બ્રહ્મસાક્ષાત્કાર થયા પછી તે બ્રહ્મદર્શીનું પ્રારબ્ધ જો નિરુપાધિક હોય તો તેમનો વિશેષ સમય બ્રહ્મચિંતનમાં જાય છે, ને જો તેમનું પ્રારબ્ધ સોપાધિક હોય તો તેઓ પોતાનો પ્રાપ્તવ્યવહાર બાધિતાનુવૃત્તિથી કરે છે, અને યથાનુકૂલ બ્રહ્મચિંતન પણ કરે છે. બંને સ્થિતિમાં મન વાસનારહિત ને બ્રહ્મદર્શનવાળું હોવું જોઇએ. સોપાધિક પ્રારબ્ધવાળા અદૃઢજ્ઞાનીએ બ્રહ્મદર્શનને જાગ્રત્ રાખી તથા દૃશ્યપ્રપંચને ઇંદ્રજાલના જેવો મિથ્યા ગણી પોતાનો પ્રાપ્તવ્યવહાર ફલેચ્છારહિત કરવો જોઇએ. પોતાનો પ્રાપ્તવ્યવહાર માત્ર ચિત્તની શુદ્ધિ વધારવામાટે તથા બ્રહ્મદર્શનને દૃઢ કરવામાટે છે એમ સમજી જો તે સમભાવે પોતાનો પ્રાપ્તવ્યવહાર કરે તો તે પ્રાપ્તવ્યવહાર તેને અપકાર કરતો નથી, પણ ઉપકાર કરે છે.

× સમભાવે રે'વું સદા, ત્યજી રાગ ને દ્વેષ;  
સૌમાં બ્રહ્મને જોઇને, હણવા સર્વે ક્લેશ. ૧

× બ્રહ્માભિમુખવૃત્તિનો વેગ શ્રદ્ધા, ઉમંગ ને સાવધાનતાથી વધારી અંતઃકરણની શાંતિ ને સુખાનુભવને ચલાયમાન થવા દેવાં નહિ. દ્વૈતમાં સત્યની બુદ્ધિ ને અંતઃકરણનું બહિર્મુખપણું વિચાર, વૈરાગ્ય ને બ્રહ્મધ્યાનવડે નિવૃત્ત કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું.

જેમ માટીનાં બહુવિધ પાત્રોમાં અભ્રાંત મનુષ્યને માટીનું સંશય-વિપર્યયરહિત અચલ ભાન થાય છે તેમ જ્યારે મોક્ષસાધક મનુષ્યને

પોતાનામાં ને અન્ય સર્વ સ્થાવરજંગમ પ્રાણીપદાર્થોમાં તે સર્વના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મનું સંશયવિપર્યયરહિત અચલ ભાન થાય ત્યારે તે મોક્ષસાધક મનુષ્યને બ્રહ્મનું દૃઢ જ્ઞાન થયું કહેવાય.

જો શાશ્વતી શાંતિ ને શાશ્વત સુખ મેળવવામાટે અંતઃકરણ આતુર હોય તો પોતાના હુંમાં ને પ્રતીત થતા સર્વ દૃશ્યમાં પરમશાંતરૂપ ને પરમસુખરૂપ બ્રહ્મનું દર્શન કરવાનો તમારા અંતઃકરણને સ્વભાવ પાડો. નિરંતર તે વિશુદ્ધસ્વરૂપને અભેદભાવે વંદન કરતાં છતાં ઉત્તમ મુમુક્ષુએ તે રૂપ થઈ જવાની શુભભાવના સતત રાખવી જોઈએ.

" सत्यं ज्ञानमनन्तमेकमजरं नित्यं विभुं शाश्वतम्,
प्रत्यग्ब्रह्म रसायनं सुखघनं पूर्णं परं पावनम् ।
स्वात्मज्योतिरनादिमध्यनिधनं मायाविलासैर्मुहुर्,
विश्वाकारमपास्तमायमभयं वन्दे विशुद्धं पदम् ॥ "

(સત્ય, ચેતન, અંતરહિત, એક, જરાથી રહિત, અવિનાશી, વ્યાપક, સનાતન, અંતરાત્માથી અભિન્ન બ્રહ્મ, આનંદનું સ્થાન, આનંદઘન, પરિપૂર્ણ, સૂક્ષ્મતમ, પવિત્ર, જીવના અંતઃકરણના ઉંડાણમાં પ્રકાશનાર, આદિ મધ્ય ને અંતથી રહિત, માયાના વિલાસોવડે નાનારૂપે પ્રતીત થનાર, માયાથી અત્યંતરહિત, અભય ને અતિશુદ્ધ એવા સ્વરૂપને હું પ્રણામ કરું છું.)

ધૈર્ય ને સાવધાનતા રાખવાથી પ્રતિકૂલ પ્રસંગમાં પણ શુભ નિશ્ચયને ટકાવી રાખવાનું બલ અંતઃકરણને પ્રાપ્ત થશે. દેહાદિમાં હુંપણાની ને દૃશ્યમાં સત્યપણાની ભ્રાંતિ જીવને દીર્ઘકાલની છે. તે ભ્રાંતિ દીર્ઘકાલ, નિરંતર, આદરપૂર્વક બ્રહ્માભ્યાસ કરવાથી દૂર થશે.

મનને ડામાડોળવાળું ન થવા દેતાં ભવતરણના શાસ્ત્રોક્ત શુભ ઉપાયોનું પરમાદરથી સેવન કરતા રહેશો.

૨૮૦ * ત્રણ ગુણથી પર, અસંગ, અવિકારી, એક, અદ્વિતીય ને સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં આક્ષેપ ને સમાધાનનો લેશ પણ અવકાશ નથી એ વાત તમારા જાણવાબહાર નહિ હોય.

## પત્ર ૨૮૧-૨૯૦

* કોઇ પણ યોગ્ય વિષય જાણવામાટે શુદ્ધબુદ્ધિથી કોઇને કાંઇ પૂછવું તેમાં દોષ નથી. કોઇ પણ શાસ્ત્રીય વિષયનો નિર્ણય જો શાસ્ત્રને, સદ્‌હેતુવાળા અનુમાનને ને શિષ્ટ પુરુષોના વિચારને તથા વર્તનને પ્રમાણરૂપ માની કરવામાં આવે તો તે નિર્ણય દોષરહિત થવાનો સંભવ હોય છે. અંત્યજનો સંસર્ગ શ્રદ્ધાલુ દ્વિજે ન કરવો જોઇએ એમ શ્રીશુક્લયજુર્વેદની બૃહદારણ્યકોપનિષતના પહેલા અધ્યાયના ત્રીજા બ્રાહ્મણની દશમી કંડિકાના ( મંત્રના ) ઉત્તરાર્ધમાં નીચેનાં વચનોવડે કહ્યું છેઃ—

"तस्मान्न जनमियान्नान्तमियान्नेत्पाप्मानं मृत्युमन्वायानीति॥"

ઉપરની શ્રુતિનો શ્રીશાંકરભાષ્યાનુસાર તથા અન્ય પ્રામાણિક ટીકાઓને અનુસરતો અર્થઃ—જેથી પૂર્વજન્મોના કુસંસ્કારોથી અંત્યજનું અંતઃકરણ, ઇંદ્રિયો, શરીર ને વ્યવહાર મલિન છે તેથી તે પાપસંસ્કારયુક્ત જનનો દર્શનસંભાષણાદિવડે શ્રદ્ધાલુ દ્વિજ સંસર્ગ ન કરે, તથા તેવા મનુષ્યના નિવાસસ્થાનપ્રતિ પણ ન જાય. " જો હું ત્યાં જાઉં તો નિષેધના ઉલ્લંઘનથી પાપરૂપ મૃત્યુને પ્રાપ્ત થાઉં " એવા ભયવડે કોઇ શિષ્ટ દ્વિજ ત્યાં ન જાય. આદિ શબ્દવડે તેમને સ્પર્શ ન કરવો એમ જાણવું.

બ્રહ્મથી અભિન્ન અસંગ આત્માનું જ્ઞાન વેદાંતના શ્રવણમનનાદિ-વિના થાય નહિ, વેદાંતશાસ્ત્રનું યથાયોગ્ય શ્રવણમનન વિવેકાદિ ચાર સાધનોની પ્રાપ્તિ કર્યા વિના થઇ શકે નહિ, વિવેકાદિ સાધનોની પ્રાપ્તિ અંતઃકરણની શુદ્ધિ પ્રાપ્ત થયા વિના થઈ શકે નહિ, અને અંતઃકરણની શુદ્ધિ ધર્મશાસ્ત્રઆદિએ ઉપદેશેલા સદાચારના પરિપાલન-વિના થઇ શકે નહિ, માટે ધર્મશાસ્ત્રઆદિનો ઉપદેશ પણ આદરપૂર્વક શ્રદ્ધાલુ દ્વિજે પાળવો જોઇએ. શાસ્ત્રનો ઉપદેશ શ્રદ્ધાલુને માટે છે, જેમને સદાચારમાં ને શાસ્ત્રોક્ત કર્મમાં શ્રદ્ધા નથી તેમને માટે શાસ્ત્રનો ઉપદેશ નથી.

ધર્મશાસ્ત્રોમાં કહેલા કેટલાક આચારોમાં સમય જતાં કાંઇક ફેરફાર થાય છે, ને તેનું શિષ્ટો ખંડન કરતા નથી, અને કેટલાક આચારો એવા છે કે આપત્કાલવિના દ્વિજો તેમાં ફેરફાર કરી શકે નહિ. અસ્પૃશ્ય એટલે સર્વસંગરહિત જે આત્મા છે તેને જાણવાની ઇચ્છાવાળાએ સર્વ દૃશ્યને અસ્પૃશ્ય સમજી પોતાના મનને તેના સંગથી રહિત કરવાનું છે. તેવાને માટે જે પ્રાણિપદાર્થો ધર્મશાસ્ત્રે અસ્પૃશ્ય કહ્યા છે તેનો સ્પર્શ તેમણે પોતાના મનની શુદ્ધિ જાળવવા-માટે ન કરવો જોઇએ. વર્તમાનમાં સ્વધર્મમાં શ્રદ્ધા નહિ રાખનારા, શાસ્ત્રનિરપેક્ષ વિચાર કરનારા અને સદાચાર નહિ પાળનારા કેટલાક દ્વિજો ને દ્વિજબાળકો જો સ્વરાજ્યની પ્રાપ્તિમાં અંત્યજસ્પર્શ આવશ્યક છે એમ માની તેમનો સ્પર્શ કરવા સ્વરાજ્યપ્રાપ્તિના લોભથી વેગવાળા થાય તો તેમને તેમનો સ્પર્શ ન કરવાની સૂચનારૂપે તે લેખમાં સૂચવાયું છે. આપત્કાલવિના બીજા કોઇ પણ પ્રસંગે અંત્યજનો સ્પર્શ દ્વિજે ન કરવો જોઇએ એવો ધર્મશાસ્ત્રઆદિનો અભિપ્રાય જણાય છે. જેને ધર્મ પાળવો હોય તે અસ્પૃશ્યનો સ્પર્શ ન કરે,

જે નોકરીમાં વારંવાર અસ્પૃશ્ય મનુષ્યોનો સ્પર્શ કરવો પડતો હોય એવી જો પોતાની નોકરી હોય તો તેવી નોકરી તે મુકી દે, અને પોતાની નોકરી કે ધંધામાં અસ્પૃશ્યનો સાક્ષાત્ સ્પર્શ ન કરવો પડતો હોય ને જો કદાચ તેનો સ્પર્શ થઇ જાય તો તે પહેલી તકે સ્નાન કરી નાંખે. છેલ્લા પ્રસંગમાં જણાવેલી છુટ સમસ્ત્બલથી વ્યવહારપ્રધાન ક્ષત્રિયવૈશ્યને ધર્મશાસ્ત્ર આપી શકે એમ જણાય છે. દ્વિજ વિદ્યાર્થીએ જે શાલાના જે વર્ગમાં અંત્યજનો સાક્ષાત્ સ્પર્શ થવાનો પ્રબલ સંભવ હોય તે શાલાના તે વર્ગમાં ન જવું જોઇએ. કેટલીક વાર દ્વિજ માબાપને પૂરી ખબર ન હોવાથી તેવી શાલાના તેવા વર્ગમાં જો તે દ્વિજો પોતાના બાળકને ભણવા મોકલતા હોય તો તેમાં તેમનો પ્રમાદ ગણાય. સરકારની આજ્ઞાને માન આપી દ્વિજો એમ વર્તે છે એમ કહેવું તે યુક્તિયુક્ત નથી. એમ થવામાં તો તે દ્વિજનો પ્રમાદજ હેતુરૂપ છે.

ઘણા બ્રાહ્મણોના પ્રમાદથી ને કાલબલથી ઘણા બ્રાહ્મણોના આચારમાં ને આજીવિકાનાં સાધનોમાં કેટલોક અયોગ્ય ફેરફાર થઇ ગયો છે એ સાચી વાત છે, પણ હવે એમાં વધારે બિગાડ નહિ કરતાં તેમાં થઇ શકે તેટલો સુધારો કરવા સમજુ બ્રાહ્મણે પ્રયત્ન કરવો જોઇએ.

આત્મવિદ્યા, ઉપાસનાઓ, શાસ્ત્રોક્ત કર્મ ને વેદાદિ ધાર્મિકશાસ્ત્ર આપત્કાલવિના ઊતરતા વર્ણવાળાની પાસેથી તેમને ગુરુ કરીને દ્વિજે ન મેળવવાં એવો શાસ્ત્રનો અભિપ્રાય છે. લૌકિક વિદ્યા કે કલા ઊતરતા વર્ણવાળાની પાસેથી નજ શીખવાં જોઇએ એવો શાસ્ત્રનો આગ્રહ જણાતો નથી.

ગૃહશિક્ષણના અભાવથી, માતપિતાદિની સ્વધર્મપાલનમાં શિથિલતા હોવાથી, ધર્મહીનની વા પરધર્મીની પાસે શિક્ષણ લેવાથી અને

સામાન્ય મનુષ્યોના ચિત્તમાં રજોગુણનું ને તમોગુણનું બલવાનપણું હોવાથી યુવકવર્ગ સ્વધર્મ ન સમજે, તથા સ્વધર્મ ન પાળે ને હેત્વાભાસવાળા મનસ્વી તર્કો કરે એ સાહજિક છે. સરકાર અંત્યજનો સ્પર્શ કરવાની દ્વિજોને સીધી આજ્ઞા નજ કરે, અને જો તે એવી આજ્ઞા કરે તો આસ્તિક દ્વિજો ગમે તેટલે ભોગે પણ તે આજ્ઞા ન સ્વીકારે એમ અનુમાન થાય છે.

દેશભેદે સદાચારના સ્થૂલભાગનું પરિપાલન ભિન્ન ભિન્ન હોય છે. તે સ્થૂલ સદાચાર જે દેશમાં પોતે રહેતો હોય તે દેશના શિષ્ટોની પ્રમાણે પાળવો, અને અન્ય દેશવાળાના ભિન્ન આચારનું ખંડન ન કરવું. જેને પોતાનું અંતઃકરણ કથનમાત્ર નહિ, પણ વાસ્તવિક શુદ્ધ કરવું છે, જેને પોતાના અંતઃકરણની ચંચલતા નિવૃત્ત કરવી છે, અને જેને પોતાના આત્માને યથાર્થ ઓળખવો છે તેણે સૂક્ષ્મ સદાચારનું સર્વ દેશમાં ને સર્વ સમયમાં યથાશક્તિ પરિપાલન કરવું જોઇએ. "**कलौ कर्ता विलिप्यते**" (કલિયુગમાં–તમોગુણપ્રધાન ચિત્તવાળા માણસોનો સમૂહ પૃથિવીપર વધે તેવા સમયમાં–માત્ર દોષ કરનારો તે દોષનો ભાગી થાય છે) એ ધર્મશાસ્ત્રના વચનપ્રમાણે જેમને ધર્મમાં શ્રદ્ધા હોય તેમણે પોતાનું અંતઃકરણ કલુષિત થાય એવા વિચારથી ને કર્મથી દૂર રહેવું જોઇએ. સમજુ મનુષ્યે બીજાઓના વિચાર ને વર્તનતરફ દૃષ્ટિ કરવાને સ્થાને પોતાના વિચાર ને વર્તનતરફ દૃષ્ટિ રાખી તે સારાં રાખવાં જોઇએ.

સારાના કરતાં નઠારું વહેલી અસર કરે છે એમ સૂક્ષ્મદૃષ્ટિથી જોતાં જણાય છે, માટે પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે સારાતરફ ભાવ રાખવો, ને નઠારાતરફ ઉદાસ રહેવું. સારાની ને નઠારાની

અસર કેવી કેવી થાય છે એ સમજુ માણસ બંનેનો સંગ થોડા થોડો સમય સેવી સ્વાનુભવવડે જાણી શકે એમ છે.

૨૮૨ * શ્રીદત્તાત્રેયનું જન્મસ્થાન ભરતખંડના દક્ષિણભાગમાં હશે એમ રામાયણપરથી અનુમાન કરાય. હાલ જેને દક્ષિણીલોકો ગાણગાપુર કહે છે તેને સ્તોત્રમાં માતાપુર કહ્યું હશે એમ જણાય છે. ×

શ્રીમહેશ્વરના ને શ્રીવિષ્ણુના પૂજનની પેઠે શ્રીદત્તાત્રેયનું પૂજન થાય. પૂજનવેલા માત્ર મૂલમંત્ર ફેરવવો જોઇએ.

× યોગ્ય પુરુષને દેવના સાક્ષાત્કારનો ને સંભાષણનો લાભ મળી શકે એમ શાસ્ત્ર કહે છે.

કલિમાં ચંડીની ને શ્રીગણપતિની ઉપાસના ભૌતિક વસ્તુઓ-ની ઊતાવળે પ્રાપ્તિ કરાવવામાં હેતુભૂત મનાય છે. તમોગુણપ્રધાન માયાનું સ્વરૂપ તે ચંડી ને બુદ્ધિ તથા સિદ્ધિના સ્વામી સગુણબ્રહ્મ તે શ્રીગણપતિ સમજવા. ચંડીની ઉપાસના તામસ ને રાજસ મનુષ્યોને માટે ઉપયોગી ગણાય છે, ને શ્રીગણેશની ઉપાસના સાત્ત્વિક મનુષ્યોને માટે ઉપયોગી ગણાય છે.

કોઇ પણ દેવની ઉપાસના શ્રદ્ધા, પ્રીતિ ને સદાગ્રહવાળા પ્રયત્ન-પૂર્વક થવી જોઇએ. પૂજન, સ્મરણ, ધ્યાન, પ્રણામ, સ્તુતિ ને નમ-સ્કાર એ ઉપાસનાનાં અંગો છે. *

૨૮૩ * દઢ શ્રદ્ધાભક્તિવડે, ધરવું પ્રભુનું ધ્યાન;
સર્વ દશ્યને ભૂલવું, સહિત–દેહઅભિમાન. ૧

૨૮૪ * સંધ્યા કર્યા પછી જે શુભ પ્રવૃત્તિ કરો છો તે શુભ પ્રવૃત્તિ સાત્ત્વિકી શ્રદ્ધા ને અડગ ઉમંગથી કરતા રહેશો. તે વેલા મન ચલાયમાન થાય કે પુનઃ તેને સર્વાધિષ્ઠાન બ્રહ્મમાં સુસ્થિર

સ્થાપવા પ્રયત્ન કરવો. અભ્યાસવેળા જો લય, વિક્ષેપ ને કષાય દોષ જણાય તો તે યોગ્યપ્રયત્નથી દૂર કર્યા કરવા.

* પરમાત્મા, સત્શાસ્ત્ર ને સદ્દગુરુની અભિમુખ વૃત્તિમાં વધારો કરી હૃદયમાં વેદાંતસિદ્ધાંતને સુસ્થિર કરી પ્રસન્ન રહેશો.

૨૮૫ * વ્યવહારનાં ને પરમાર્થનાં કામોની યોગ્ય વ્યવસ્થા કરી પરમાર્થનાં સર્વ કામોમાં આખા દિવસમાંથી છ કલાક લઇ શકાય એવો પ્રયત્ન થાય તો તે ઇચ્છવાયોગ્ય છે.

સ્થૂલભૂમિકામાં રમમાણ થયેલા પ્રાકૃત માણસોનો સંગ નજ ચાલે એટલો ને સંપૂર્ણ જાગ્રતિથી સેવાતો હશે. તેમાં બહુ સમય નહિ વ્યતીત કરતા હો. *

૨૮૬ * સાત્વિકી શ્રદ્ધા, પરમાર્થનાં સાધનોમાં ઉત્સાહ, અંતઃકરણની સ્થિરતા, સહનશીલતા, પૂર્વાપરનો વિચાર કરવાનું બલ, સ્મરણશક્તિ, પ્રૌઢતા ને કર્તવ્યદક્ષતામાં વધારો કરતા રહેશો.

સમયનો ઘણામાં ઘણો સદુપયોગ કરશો.

આસન, જપ, ત્રાટક, ધ્યાન ને અંતઃકરણનું શોધન નિત્ય નિયમપૂર્વક કરતા રહેશો.

૨૮૭ * અંતઃકરણમાં સાત્વિકી શ્રદ્ધા ને પારમાર્થિક સાધનોના અનુષ્ઠાનમાં ઉત્સાહ વધારવાની બહુ અગત્ય છે.

વ્યવહારપરમાર્થના નાનામોટા પ્રત્યેક કામમાં મનને વધારે જાગ્રત રાખવાથી અને લોભને વશ વર્તાવવાથી મનુષ્ય વ્યવહારમાં સુખી થાય છે, ને પરમાર્થમાં આગળ વધી શકે છે.

કર્તવ્યાકર્તવ્યનો ઉપદેશ આપી સિદ્ધાંત સમજાવનાર પુસ્તકોનું ક્રમપૂર્વક વાચન ચાલુ રાખશો તો તમને કર્તવ્યાકર્તવ્યનું ભાન થશે, મનની શાંતિમાં વધારો થશે, અને વેદાંતસિદ્ધાંતનું સ્વરૂપ સમજાશે.

શ્રદ્ધા, ઉમંગ ને કર્તવ્યનિષ્ઠા રાખી સંધ્યા, જપ ને શાસ્ત્રવાચન કરતા રહી પ્રસન્ન રહેશો.

૨૮૮ * શ્રદ્ધા ને ઉમંગ વધારવાથી પરમાર્થનાં સાધનોનું સારી રીતે અનુષ્ઠાન કરી શકાશે.

શુભ વિચારોનું બલ વધવાથી અશુભ વિચારોનું બલ ઘટવા લાગશે. *

૨૮૯ * મનને પરમાત્માની અનન્યભક્તિવડે શાંત ને સુખી રાખશો. સારા વિચારમાં, સારા કર્મમાં ને સારા સંગમાં સમય ગાળતા હશો, તથા સંસારના રાગદ્વેષથી મનને મોકળું રાખતા હશો.

દોહરા.

× જે સંભારે સુખ બહુ, તેને સદા સંભાર;
જે સંભારે દુઃખ બહુ, તેને સદા વિસાર. ૧
જન્મ જીવન ને મરણના, સાક્ષી પ્રભુને જાણ;
તેને સમરી જગ ભૂલી, થા તું સુખી સુજાણ ! ૨
કુસંગને મહાવિષ ગણી, તેનો કરવો ત્યાગ;
સુસંગને અમૃત ગણી, કરવો અતિઅનુરાગ. ૩
ક્ષણે ક્ષણે જાગ્રત્ રહી, ધરવું પ્રભુનું ધ્યાન;
દેહધરસંબંધીનું, ત્યજી દેવું દુર્ધ્યાન. ૪

૨૯૦ * પ્રભુનું માહાત્મ્ય સમજવાથી અને સંસારનું અસારપણું સમજવાથી પરમાત્મામાં ચિત્તવૃત્તિઓ સ્થિર થવા લાગશે, ને પ્રામવ્યવહાર કરતા છતા તમે સંસારના રાગદ્વેષથી લેપાશો નહિ.

## પત્ર ૨૯૧-૩૦૦

* * સ્વધર્મ પાળવાના, ઉદ્યોગી રહેવાના, સ્મૃતિ સુધારવાના, શુભ કામ તુરત કરવાના, મધુર ને સરલ બોલવાના, ધીરજથી સારા અક્ષરે પત્રાદિ લખવાના ને વ્યવસ્થાથી કર્તવ્ય કરવાના લાભો સમજવા પ્રયત્ન કરવાથી તથા તે પ્રમાણે વર્તવાથી મનુષ્ય અભ્યુદય ને નિઃશ્રેયસનો અધિકારી થાય છે.

૨૯૨ * ભણુવાના કરતાં અંતઃકરણુમાં સત્ત્વગુણુના શુભ ધર્મોનો આવિર્ભાવ કરવાની તથા તે શુભ ધર્મોને અંતઃકરણુમાં સ્થિર કરવાની વધારે અગત્ય છે, ને તે તમારું હિત કરવામાં ઉપયોગી થશે. સ્વધર્મનાં સર્વ અંગોનું શ્રદ્ધાભક્તિથી પાલન કરવું. *

૨૯૩ * પ્રભુની સ્તુતિ, પ્રભુને પ્રણામ, પ્રભુનું સ્મરણ ને પ્રભુનું ધ્યાન કરવાથી જીવનાં સર્વ દુઃખો તેમની અમોઘ કૃપાવડે દૂર થાય છે, માટે દુઃખની નિવૃત્તિમાટે ને સુખની પ્રાપ્તિમાટે તમારે તેમ કરવું જોઇએ.

પુણ્ય કરે સુખ થાય છે, પાપ કરે દુઃખ થાય;
માટે પાપ ત્યજી પુણ્યને, કરવું ઘટે સદાય. ૧

જો પ્રભુની અનન્યભક્તિથી હૃદયાદિને ભરેલાં રાખશો તો સર્વ ઉપાધિઓ નિવૃત્ત થઇ જવા સંભવ છે. *

૨૯૪ * અંતઃકરણુની સ્થિરતામાં, શાંતિમાં, કર્તવ્યનિષ્ઠામાં, સહનશીલતામાં, સ્વધર્મપાલકતામાં, પરિણામદર્શિતામાં ને સ્મૃતિમાં વધારો કરવાનો સ્વભાવ પાડવાથી મનુષ્ય પોતાના બંને લોક સુધારી શકે છે. *

૨૯૫ * વ્યવહારના નાનામોટા કામમાં શુદ્ધબુદ્ધિથી ને વિવેકથી વર્તવાથી એવા મનુષ્યના ઉપર બહુધા કોઇનો અણુગમો રહેતો

નથી. બીજાના દોષો જોવાના સ્વભાવનો પરિત્યાગ કરી જે માણસ પોતાના દોષો જોવાનો સ્વભાવ રાખી તેનો પરિત્યાગ કરવાનો પ્રયત્ન કરે તો તેથી તેને સારો લાભ થાય છે.

૨૯૬ * બની શકે તેટલો સમય ઉંડા શ્વાસ લેવાનો સ્વભાવ પાડશો. ઇષ્ટમંત્રનો જપ જેમ વધારે થાય તેમ પ્રયત્ન કરશો. વૈરાગ્યનાં, જ્ઞાનનાં ને ભક્તિનાં ભજનો કંઠસ્થ કરી પ્રસંગોપાત્ત તે બોલતા રહેશો. મનને પ્રસન્ન રાખવામાં પુણ્ય છે, ને તેને ખેદવાળું વા ભયવાળું કરવામાં પાપ છે એમ તમે તમારા મનને સમજાવતા રહેશો. મનમાં સત્ત્વગુણના ધર્મોનો વધારો થાય એવું વાચન ને વિચાર કરતા રહેશો.

ઇશ્વરની, સત્શાસ્ત્રની ને સદ્ગુરુની શુદ્ધભાવથી સેવા કરવાનો સ્વભાવ રાખવાથી જિજ્ઞાસુના તનમનની સ્થિતિ સુધરવા સંભવ મનાય છે.

૨૯૭ * અંતઃકરણની એકાગ્રતા ને ગ્રહણધારણશક્તિ વધારવાનો સતત ઘણો પ્રયત્ન ઉત્સાહપૂર્વક કર્યા વિના કોઇ વિદ્યાર્થીને માટે ગમે તેવો સારો શિક્ષક રાખવામાં આવે તોપણ તે વિદ્યાર્થીને તેથી યોગ્ય લાભ થતો નથી. ભણાવેલું સ્મરણમાં રાખવું, ને જ્યાં જ્યાં પુનઃ તેની અગત્ય જણાય ત્યાં ત્યાં તેનો યથાયોગ્ય ઉપયોગ કરવો એ કામ વિદ્યાર્થીએ કરવાનું છે, શિક્ષકે કરવાનું નથી.

* ઇશ્વરમાં, શાસ્ત્રમાં ને સદ્ગુરુમાં ઉંડી શ્રદ્ધા રાખ્યા વિના તથા શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને વશ વર્તાવવાનો પ્રયત્ન કર્યા વિના મનુષ્ય વિદ્યા ને શુભગુણો મેળવવા સમર્થ થઇ શકતો નથી. ×

૨૯૮ * પુણ્યવશાત્ જે શુભેચ્છાઓ ઉપજે છે તે યોગ્ય થાય છે. ચિત્તની એકાગ્રતા ને સૂક્ષ્મતા વધારશો.

કનક, કાંતા ( સ્રીને માટે કાંત ) ને કીર્તિ એ ત્રણ ભયંકર ભડકા છે. સર્પ—અંતઃકરણ; રાફડો—હૃદયકમલ ને ગરુડો ને દીંઝો—અનુકૂલપ્રતિકૂલ પ્રાણીઓ તથા તેવા પ્રસંગો. અંતઃકરણની જાગ્રત્, સ્વપ્ન ને સુષુપ્તિ એ ત્રણ અવસ્થા તે ત્રણ ખાઇ. ચિત્તવૃત્તિને આકાશજેવી કર્યા પછી તે આકાશને શરીરે રોકેલા અજ્ઞાનના અંશજેવું કરવું, પછી તે અજ્ઞાનના અંશને તેના અધિષ્ઠાન અવિકારી આત્મરૂપ કરવું. એમ ક્રમ સમજવો. સ્રી તથા ધન જે શબ્દાદિ વિષયોના સાધનરૂપ છે તે વિષયોનાં ઉપકરણો કહેવાય છે. ચિદાકાશ-ચેતનરૂપ આકાશ. અન્વય—કોઇના હોવાથી કોઇનું હોવું. વ્યતિરેક—એકના સદ્ભાવમાં કોઇનું ન હોવું. શબલબ્રહ્મ—માયાસહિત બ્રહ્મ—સગુણ બ્રહ્મ. ×

૨૯૮ * બંને જણા ધૈર્ય ને સાવધાનતા રાખી એકાગ્રચિત્તથી પોતપોતાનો અભ્યાસ કરશો, ને આગળ વધશો.

આ વિશ્વમાં પૃથિવીપર મનુષ્યદેહથી ન ભોગવી શકાય એવાં ઉત્તમ સુખો ભોગવવાનું કોઇ સ્થાન તે સ્વર્ગ, ને આ પૃથિવીપર મનુષ્યદેહથી ન ભોગવી શકાય એવાં દુઃખો ભોગવવાનું કોઇ સ્થાન તે નરક. અહિં અનુભવાતું સુખ તે સ્વર્ગ ને અહિં અનુભવાતું દુઃખ તે નરક એવો શાસ્રોનો અભિપ્રાય જણાતો નથી.

વાલી અપરાધી હતો. સંમુખ યુદ્ધ કરવાથી તેનો નાશ થવાનો સંભવ નહોતો, માટે તેનો અદૃશ્ય રહીને નાશ કરવાની લોકહિતમાટે આવશ્યકતા હતી. જેમ અગ્નિને અપવિત્ર પદાર્થોના ભક્ષણથી દોષ લાગતો નથી તેમ સમર્થ પુરુષોને આપત્કાલમાં કાંઇ દોષજેવું કામ કરવું પડે તો તે અન્યના કર્મના ફલરૂપ હોવાથી તેમને દોષની પ્રાપ્તિ થતી નથી.

શ્રીરામચંદ્રજીનો પ્રાદુર્ભાવ ત્રેતાયુગમાં થયાનું શાસ્ત્રો કહે છે. વેદો તેઓશ્રીના પ્રાદુર્ભાવની પૂર્વે હતા, પણ તે વેદોના વા શ્રુતિઓના વિભાગ એ વેલા નહોતા થયા. ચાર વેદોરૂપે તેના વિભાગ દ્વાપરમાં શ્રીવ્યાસજીએ કર્યા. *

૩૦૦ * અંત:કરણની વૃત્તિ આત્માભિમુખ રાખવાનો અભ્યાસ વધવાથી અંત:કરણના દોષો ક્રમથી બલહીન થવા માંડશે. ઘણા સમયથી બહિર્મુખ થયેલું મન અભ્યાસવૈરાગ્યથીજ અંતર્મુખ થઈ સ્થિર થાય છે.

પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને મુમુક્ષુએ ઓળખવા, અને દૃઢદોષદર્શનવડે તે દોષોને ત્યજવાનો તેણે કંટાળ્યા વિના પ્રયત્ન કરવો.

અંતઃકરણની વૃત્તિને હૃત્પદ્મમાં ધ્યેયનું અવલંબન આપતા રહેશો, ને બહાર પણ ધ્યેયમાં તેને જોડતા રહેશો.

જાગ્રત્માં ઇષ્ટમંત્રનો જપ બહુ આદરપૂર્વક સતત થયા કરતો હોય તોજ સ્વપ્નમાં ઇષ્ટમંત્રનો જપ થતો હોય એમ જપ કરનારને અનુભવાય છે. પ્રેમપૂર્વક જપ કરવાનો પ્રયત્ન ચાલુ રહેવાથી તે કાલે થતાં મનોરાજ્યો પણ ઘટવા લાગશે.

ક્રોધ, ઈર્ષ્યા, અસૂયા ને ઉશ્કેરાઇ જવાનો દોષ મંત્રજપ ને સાવધાનતાથી દૂર કરી શકાય છે.

આહાર નિયમમાં રાખશો. તીવ્રદોષદર્શનથી વિષયોમાં રહેલી રમણીયપણાની ભ્રાંતિ દૂર થવા લાગશે. *

## પત્ર ૩૦૧-૩૧૦

* મૃગચર્મપર જપ ને યજ્ઞકર્માદિ થઈ શકે, પણ ગૃહસ્થાદિથી ભોજન ન કરી શકાય. બ્રહ્મચારી કે સંન્યાસી કોઈ વેલા જલ કે

દૂધ મૃગચર્મપર બેઠા હોય તો લઇ શકે, ભોજન તો તેઓ પણ મૃગચર્મપર બેસીને ન કરી શકે.

જે યજ્ઞોપવીતવિનાનો તે દ્વિજ ન કહેવાય. યજ્ઞોપવીત ધારણ કરવાથીજ ત્રણ વર્ણના પુત્રોને દ્વિજત્વ પ્રાપ્ત થાય છે. યજ્ઞોપવીત-વિનાનાથી ઉપનિષદો ભણી શકાય નહિ. તેનું ભાષાંતર વાંચવું હોય તો તે વાંચી શકે.

* શ્રીયાજ્ઞવલ્ક્યઋષિએ જે વેદવિદ્યાને અંગારાજેવા તપ્ત ને પ્રકાશમયરૂપે મુખમાંથી સંકલ્પવડે બહાર કાઢી તે વેદવિદ્યા વિદ્યાના લોભી બીજા વિદ્યાર્થીઓ તેતરનું રૂપ ધરીને થોડે યત્ને તે વિદ્યા પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ પામવાનો સંભવ જાણી મુખદ્વારા ગળી ગયા.

પાંચ જ્ઞાનેંદ્રિયોમાં ને પાંચ કર્મેંદ્રિયોમાં રહેલો અહંકારનો અંશ તે અહંકારરૂપ રાવણનાં દશ મુખ, અને પાંચ જ્ઞાનેંદ્રિયોમાં તથા મનમાં રહેલો દૈવીસંપત્તિનો અંશ તે દૈવીસંપત્તિના સેનાધિપતિ બ્રહ્મચર્યનાં છ મુખ.

હિંદુએ પૂજામાં લોબાનનો ધૂપ ન કરવો જોઇએ.

× શ્રદ્ધા, પ્રીતિ ને વ્યવસ્થા વધારી સ્વધર્મ પાળતા રહેશો.

૩૦૨ * શ્રીઈશ્વર સર્વદાજ પોતાની માયાનામની શક્તિવડે આનંદાનુભવ કરે છે, પણ પ્રલયકાલમાં દ્વૈત નહિ હોવાથી તે વેલા વિશેષ આનંદનો અનુભવ કરે છે એવો તે લખાણનો ભાવ છે. પ્રાજ્ઞ પોતાના અંતઃકરણના બીજરૂપ અવિદ્યાની ( માયાના અંશની ) વૃત્તિવડે વિક્ષેપને અભાવે આનંદનો અનુભવ કરે છે. અજ્ઞાનની—અવિદ્યાની—વૃત્તિ આવરણવાળા આત્માનંદનો અનુભવ કરી શકે છે.

ચિત્તવૃત્તિનું સૂક્ષ્મતમ થવું ને ત્રિવિધતાપનો અનુભવ નિવૃત્ત થવો એ અસંપ્રજ્ઞાતયોગનું દૃષ્ટ ફલ છે.

મંદવેગવાળું ને મધ્યમવેગવાળું પ્રારબ્ધકર્મ અસંપ્રજ્ઞાતયોગની પરંપરાવડે ફલ દેતું અટકે છે, પણ તીવ્રવેગવાળું પ્રારબ્ધકર્મ ફલ દેતું અટકતું નથી. જ્ઞાનીને તો જો તેમણે યોગને પ્રાપ્ત ન કર્યો હોય તો તે ત્રણે પ્રકારનાં પ્રારબ્ધકર્મનું ફલ ભોગવવું પડે છે.

કુંભકવડે રોકેલો પ્રાણવાયુ જો મૂલાધારથી ચઢી તાળવાસુધી એક વાર જાય તો તે કનિષ્ઠ પ્રાણાયામ, જો બે વાર ત્યાં જાય તો તે મધ્યમ પ્રાણાયામ ને જો ત્રણ વાર ત્યાં જાય તો તે ઉત્તમ પ્રાણાયામ ગણાય છે.

યોગીઓ પોતાના પ્રારબ્ધકર્મની ઊતાવળે નિવૃત્તિ કરવા જ્યાં એકકાલે ભિન્ન ભિન્ન પ્રકારના ભોગવાળાં ઘણાં શરીરો પોતાના શુદ્ધ-સંકલ્પથી ઉત્પન્ન કરે ત્યાં અન્ય દેહનાં ભિન્ન ભિન્ન ઉપાદાનકારણોના આરંભના સંયોગથી તે શરીરો ઉપજે છે. ×.

૩૦૩ * શિવ, રામ, કૃષ્ણ ને વિષ્ણુ આદિ પરમાત્માનાંજ નામો છે. પોતાના સદ્‌ગુરુએ પરમાત્માના સ્મરણમાટે જે મંત્ર આપ્યો હોય તેનું સ્મરણ સ્થિરમને શ્રદ્ધાભક્તિપૂર્વક કરવાથી તે મનુષ્ય પરમાર્થમાં આગળ વધે છે, ને વ્યવહારમાં સુખી થાય છે.

શ્રીમદ્‌ભાગવતમાં પરમાત્માનું વિષ્ણુ તથા તેમના પર્યાયોવડે વર્ણન છે, અને શિવપુરાણમાં શિવ તથા તેમના પર્યાયોવડે પરમાત્માનું વર્ણન છે. તમારે શિવ ને તેમના પર્યાયોવડે પરમાત્માનું આરાધન કરવું જોઇએ.

પ્રતિબંધક સંસ્કારોના બહુપણાથી જેનું મન ભ્રમણાવાળું તથા સંશયી હોય, જેનામાં સાત્ત્વિકી શ્રદ્ધા ને ઉમંગપૂર્વક પ્રયત્ન કરવાનું બલ ન હોય તે માણસ વ્યવહારપરમાર્થમાં આગળ વધી શકતો નથી. તમે ઉપદેશગ્રંથાવલિના ૧ થી ૬૦ સુધીના અંકો જો સમજપૂર્વક વાંચશો તો તમારા મનની સર્વ શંકાઓ દૂર થઈ જવાનો સંભવ છે.

ગીતાજીમાંનો કર્મ, ભક્તિ ને જ્ઞાનનો ઉપદેશ ગ્રહણ કરવાનો છે. માત્ર નામઉપરજ મોહ પામી ભ્રમણામાં પડવાનું નથી. તાત્પર્ય સમજ્યા વિના કોઇ પણ ગ્રંથ વાંચવાથી સામાન્યબુદ્ધિના માણસો નિરર્થક ભ્રમણામાં પડી દુઃખી થાય છે, ને શાંતિ તથા સુખથી દૂર થાય છે.

ઇષ્ટમંત્રનો જો સંશય ને ભ્રમણાના ત્યાગપૂર્વક શ્રદ્ધાપ્રીતિથી જપ થાય તો તેથી મનના દોષો શમી તેની એકાગ્રતા, સૂક્ષ્મતા, શાંતિ ને સુખાનુભવ વધે છે.

કવિ દયારામજીનું કહેવું એકદેશી છે, સર્વદેશી નથી. શ્રીકૃષ્ણે પુત્રપ્રાપ્તિમાટે શંકરનું આરાધન કર્યાનું હરિવંશમાં વર્ણન છે, અને રામાયણમાં શ્રીરામેશ્વરની શ્રીરામચંદ્રજીએ સ્થાપના કર્યાનું વર્ણન છે, માટે ગ્રંથનું તાત્પર્ય સમજ્યા વિના વ્યામોહને તથા અયોગ્ય આતુરતાને વશ ન થવું જોઇએ.

મનુષ્યના મનની આતુરતા ને ભ્રમણા તેને દુઃખી કરે છે. એકનિષ્ઠા રાખી ધૈર્ય ને સાવધાનતાથી પોતાના સદ્ગુરુના ઉપદેશપ્રમાણે વર્તવાથી મનુષ્યને શાંતિનો ને સુખનો લાભ થાય છે.

કામનારહિત બુદ્ધિથી પ્રભુનું ભજન કરવામાં આવે તો તેથ પણ પ્રભુની કૃપાથી તે ભક્તનું વ્યાવહારિક દુઃખ શમે છે. તે અતિતૃષ્ણાને વશ ન થવું જોઇએ.

" **सर्वधर्मान्परित्यज्य** " એ શ્લોકનો ભાવ આ પ્રમાણે છેઃ વર્ણના, આશ્રમના તથા વર્ણાશ્રમ બંનેના જે જે ધર્મો શાસ્ત્ર કહ્યા છે તે સર્વ ધર્મોના અભિમાનના તથા તેજ મારું કલ્યાણ કર દેશે એવી બુદ્ધિના પરિત્યાગપૂર્વક સર્વ ધર્મોના આધારરૂપ પરમાત્મા મારું કલ્યાણ કરવા સમર્થ છે એવી દઢબુદ્ધિપૂર્વક પરમાત્માને શર જવું, ને અડગ શ્રદ્ધા તથા વિશુદ્ધભાવથી તેમનું સ્મરણધ્યાન કર એમ કરવાથી તે મનુષ્ય પાપસંસ્કારોથી ને માનસપરિતાપરૂપ શોકથ મોકળો થાય છે.

કામનાવાળા મનુષ્યો જો અશ્રદ્ધાએ જપ કરે તો તેને તેથ હાનિ થવાનો સંભવ છે. જેના ઉદરમાં ને મુખમાં પિત્તની વૃ થઇ હોય તેને ગોળ ને શાકર પણ કડવાં લાગે છે.

ઇષ્ટમંત્રનો જપ તે પરમાત્માનું સ્મરણ છે. × ×

૩૦૪ * અહંતામમતાને ત્યજે, દુઃખો સૌ દૂર થાય;
માટે અહંમમભાવને, કરજો દૂર સદાય.

મનને નિર્ભય ને કર્તવ્યમાં દઢતાવાળું રાખશો. મનને પ્રભુમ સ્થિર રાખવાથી માયા તે જીવને અડચણ કરી શકતી નથી. *

૩૦૫ * વિવેકવૈરાગ્યના ઉત્કટ અભ્યાસવડે દૃશ્યમાં મ ઉદાસીનજેવું થઇ વેઠે પકડાયેલાની પેઠે રાગરહિત વ્યવહાર કરવાન બલવાળું થાય છે.

અખંડૈકરસ સતમાં મન જેમ જેમ સ્થિર થતું જશે તેમ તે તેની દૃશ્ય વિષયોની તૃષ્ણા નિવૃત્ત થતી જશે. *

૩૦૬ * ... ..ને સંસારનું ક્ષણભંગુરપણું સમજાવી મનને શાંત રાખવા સૂચવશો. જ્યાં માણસનો ઉપાય ચાલતો નથી ત્યાં શોક કરવાથી કાંઇ લાભ થતો નથી માટે તેમણે શાંતિ રાખવી જોઇએ.

રાગદ્વેષની નિવૃત્તિ ને વાણીનો નિગ્રહ પ્રભુના સ્મરણધ્યાનમાં મન રાખવાથી પ્રાપ્ત થાય છે.

મનને ખેદવાળું ન રાખતાં પ્રસન્ન રાખવું. *

૩૦૭ * ઇશ્વરરચિત પ્રાણિપદાર્થને જે જીવ "આ મારાં" એમ માને છે તે જીવકૃત દ્વૈત થયું. સ્ત્રી, પુત્ર ને ધનાદિને આ મારાં ભોગ્ય છે એમ અજ્ઞાની મનુષ્યો માને છે તે લોકમાં પ્રસિદ્ધ છે. જેમ અન્ન ભોગ્ય-ઉપભોગમાં લેવાયોગ્ય-છે તેમ સ્ત્રી આદિ પણ ભોગ્ય ગણાય છે. વાણી આદિ પણ જીવનાં ભોગ્ય છે. ભૂતભૌતિક સૃષ્ટિ તે ઇશ્વરકૃત દ્વૈત છે. તેમાં જે ભોગ્યપણું ન આરોપે તેને તે દ્વૈત બંધન કરતું નથી.

શ્રવણ, મનન ને નિદિધ્યાસન તે શાસ્ત્રીય માનસદ્વૈત છે, અને કામક્રોધાદિ તે અશાસ્ત્રીય માનસદ્વૈત છે. અશાસ્ત્રીય માનસદ્વૈત જે કામક્રોધાદિ દોષો એ ન ત્યજે તો બ્રહ્મનું જ્ઞાન જિજ્ઞાસુને થઇ શકે નહિ તેથી તેમનો ત્યાગ જ્ઞાનની પ્રાપ્તિ કર્યા પહેલાં તેણે કરવો જોઇએ. બ્રહ્મચર્યપાલન, ક્ષમા, દયા ને ઉદારતાથી તે દોષો ત્યજી શકાય છે. વિષયોનાં મનોરાજ્ય કરવાં તે મંદબંધ છે, ને કામક્રોધાદિ એ તીવ્રબંધ છે.

જેમને બ્રહ્મનો દૃઢ બોધ થયો હોય તેવા જ્ઞાનીને અજ્ઞાન ને અજ્ઞાનનાં કાર્યો બાધ કરી શકતાં નથી. *

૩૦૮ * મનઇંદ્રિયને સર્વદા, રાખી બ્રહ્મમોઝાર;
દૃષ્ટદુઃખને દૂર કરી, લેજો સુખ અપાર. ૧

* અસંગ તથા અવિકારી એવા નિજ સ્વરૂપના ચિંતનવડે પરમપ્રસન્ન રહેશો.

૩૦૯ * પરમાત્માનું તીવ્રશુભભાવથી સ્મરણધ્યાન કરનારને ભક્તવત્સલ પરમાત્મા અવશ્ય સાહાય્ય કરવા કૃપા કરે છે. *

૩૧૦ * અદ્વૈત પરમાનંદમાં, નહિ દુઃખનો ગંધ;
એ સ્વરૂપમાં સ્થિર થતાં, છુટે દુઃખરૂપ બંધ. ૧

## પત્ર ૩૧૧–૩૨૦

* રોગીએ અને તેમના સંબંધીઓએ ઘણીજ શ્રદ્ધાભક્તિથી હૃદયના ઊંડાણમાંથી પ્રભુનું સ્મરણધ્યાન કરવું, અને રોગનિવૃત્તિમાટે ઘટે એવા સારા ઉપાયો પરમાત્માના સ્મરણધ્યાનપૂર્વક કરવા.

આવા પ્રસંગમાં સર્વેએ ધૈર્ય રાખવું જોઇએ, અને ભવિષ્યમાં મન, વાણી, શરીર ને બાહ્યસામગ્રીનો સર્વદા શુભ ઉપયોગ કરવાનો નિશ્ચય પરિપક્વ કરવો જોઇએ; અને આળસ, પ્રમાદ ને પડેલા અપકારક સ્વભાવને દૃઢ પ્રયત્નથી ત્યજી દેવાં જોઇએ.

મનને શાંત રાખી પરમાત્માનું સ્મરણધ્યાન કરતા હશો.

૩૧૨ * બ્રહ્મમાં અજ્ઞાનના અનિર્વચનીય સામર્થ્યથી ઈશ્વરભાવ ને જીવભાવ કલ્પાયા છે, બ્રહ્મ પરિણામ પામીને ઈશ્વરરૂપ તથા જીવરૂપ થયેલ નથી.

જેને " હું અજ્ઞાની છું, હું દુઃખી છું " એવું ભાન થાય છે; અને તેથી જે જ્ઞાન ને પરમાનંદ મેળવવા ઇચ્છે છે એવા જીવભાવને પામેલા મનુષ્યને બ્રહ્મવેત્તા આચાર્ય બ્રહ્મોપદેશ કરે છે.

પોતાનામાં આરોપાયેલો જીવભાવ આત્મજ્ઞાનવડે દૂર થતાં તે જીવ પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી કૃતાર્થ થાય છે.

વેદાંતસિદ્ધાંતનો એકાદ સારો ગ્રંથ સમર્થ શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ પુરુષપાસે શ્રદ્ધાપ્રીતિથી વિચાર્યા વિના આવી શંકાઓનું જોઇએ તેવું સમાધાન પ્રાપ્ત થઇ શકતું નથી.

૩૧૩ * જેમનું ચિત્ત ઉપયોગપૂરતું શુદ્ધ હોય, અને જેમણે વિવેકાદિ ચાર સાધનો કેટલેક અંશે પ્રાપ્ત કર્યાં હોય તેઓ બ્રહ્મવિચારવડે બ્રહ્મસાક્ષાત્કાર કરી જીવન્મુક્તદશા પ્રાપ્ત કરી શકે છે.

જેમનું ચિત્ત બ્રહ્મવિચાર કરવાના સામર્થ્યવાળું ન હોય તેમણે પોતાના સદ્‌ગુરુના ઉપદેશપ્રમાણે બ્રહ્મધ્યાન કરવું, એ પણ બ્રહ્મસાક્ષાત્કારનું સાધન ગણાય છે.

મનુષ્યનું અંતઃકરણ જ્યારે કાંઇક અંશે અંતર્મુખ થાય ત્યારેજ તે પરમાત્માના આદેશો સાંભળવામાટે અધિકારી ગણાય છે. જે મનુષ્યનું અંતઃકરણ કાંઇક અંશે અંતર્મુખ થાય તે મનુષ્યનું અંતઃકરણ સત્ત્વગુણના વધારાવાળું થવાથી તે શાંત પ્રકાશના ને સુખદ નાદના અનુસંધાનવાળું થઇ શકે છે. જ્યારે આવી સ્થિતિની પ્રાપ્તિ થાય ત્યારે તે જિજ્ઞાસુને પોતાના કર્તવ્યમાં વિશેષ ઉત્સાહ પ્રકટે છે.

જે જિજ્ઞાસુએ વિવેકાદિ સાધનો જોઇએ તેટલાં પ્રાપ્ત કર્યાં નથી, તથા જેનું અંતઃકરણ બ્રહ્મવિચાર કરવાના સામર્થ્યવાળું નથી, તેવા જિજ્ઞાસુને પોતાના સદ્‌ગુરુએ ઉપદેશ કર્યો હોય એવી રીતે બ્રહ્મધ્યાન કરવું પડે છે.

શ્રવણ, મનન ને નિદિધ્યાસન એ ત્રણે તત્ત્વસાક્ષાત્કારનાં સાધનો મનાય છે. નિદિધ્યાસનનો અર્થ બ્રહ્મવિચાર કિંવા બ્રહ્મધ્યાન થાય

છે. અધિકારપ્રમાણે તે બેમાંનું કોઇ એક જિજ્ઞાસુએ સિદ્ધ કરવું જોઇએ. બ્રહ્મધ્યાનથી દશ્યનું મિથ્યાપણું દૃઢ સમજાઇ બ્રહ્મસાક્ષાત્કાર થાય, ને તેથી તેમની જીવન્મુક્તદશા અખંડ બની રહે.

નાદનું નિરૂપણ હઠયોગપ્રદીપિકામાં છે. સગુણબ્રહ્મનું અને નિર્ગુણબ્રહ્મનું સ્વરૂપ વર્ણવતાં શાસ્ત્રોમાં ઘણે સ્થલે તેમને શાંત-તેજોરૂપ ને પરંજ્યોતીરૂપે વર્ણવેલ છે.

ચિત્તની શુદ્ધિમાટે તથા તેની સ્થિરતામાટે જે જિજ્ઞાસુ પ્રયત્ન કરતો હોય તેને ઇષ્ટમંત્રનો જપ ને ઇષ્ટદેવનું ધ્યાન કર્તવ્ય છે.

રાજયોગની વા જ્ઞાનયોગની ચઢતી ચઢતી ભૂમિકાઓનું તમે લખો છો તે આદેશમાં વર્ણન છે.

દશ્યમાં મિથ્યાપણાની ભાવના કર્યા કરવાથી ને તેના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનો શાંત મને વિચાર કરવાથી પણ બ્રહ્મસાક્ષાત્કારવડે કૃતાર્થ થવાય છે.

૩૧૪ * ૐ એ સગુણબ્રહ્મનું વા નિર્ગુણબ્રહ્મનું નામ છે. ૐ એ સગુણબ્રહ્મરૂપ ( પરમાત્મરૂપ ) હોવાથી તેમાંથી જગત્ ઉત્પન્ન થયું છે એમ સમજવું. જગત્ પરમાત્મામાં કલ્પિત છે. તે પરમાત્માના સ્મરણથી ને ધ્યાનથી સર્વ દુઃખો દૂર થાય છે. ×

અહંબ્રહ્માસ્મિનો અર્થ હું બ્રહ્મ છું, દેહાદિ નથી, એવો થાય છે.

ૐનું દર્શન પણ શુભસૂચક છે,

૩૧૫ * પરમસ્થિર પરમાત્માના સ્મરણધ્યાનવડે મનની સ્થિરતા વધારશો, ને તેની અસ્થિરતા દૂર કરશો. પરમાત્માના નિર્ભય-

સ્વરૂપના તથા પ્રારબ્ધના સામર્થ્યના વિચારવડે મનને નિર્ભય રાખશો. જે તમારું છે તે કોઇનું થવાનું નથી, તેમજ પરમાનંદરૂપ આત્મામાં ચિંતાનો લેશ પણ સંભવ નથી, એવા દઢ વિચારવડે મનને ચિંતાથી મોકળું ( પરમપ્રસન્ન ) રાખવા પ્રયત્નવાન્ રહેશો. *

૩૧૬ * ઘણા સમયથી સેવાયેલા કુસ્વભાવો તુરત દૂર થઇ શકતા નથી. દીર્ઘકાલ નિરંતર આદરપૂર્વક શુભગુણોના સેવનથી તેનાથી વિપરીત દોષો ક્રમથી દૂર થાય છે. શુભપ્રયત્ન કરનારને પ્રભુ અવશ્ય સાહાય્ય કરે છે. ક્ષમા, દયા, સાવધાનતા ને સહનશીલતાના સેવનથી ક્રોધાવેશ દૂર થઇ જશે એમાં સંશય નથી. તમને તમારા અનુભવથી પણ આ વાત જ્ઞાત થઇ હશે.

* ઉમંગપૂર્વક સ્વધર્મનું પરિપાલન ચાલુ રાખી સુપ્રસન્ન રહેશો.

૩૧૭ * કેટલાક બ્રાહ્મણોનો તથા ક્ષત્રિયવૈશ્યનો આચાર અતિશિથિલ થવાથી હવે પંચદ્રાવિડ બ્રાહ્મણોથી ગૌડબ્રાહ્મણોની, ક્ષત્રિયની કે વૈશ્યની પાણીમાં કરેલી અન્નની રસોઇ જમી શકાય નહિ. હવે શિષ્ટાચારથી એમ કરવામાં બાધ છે. કોઇ ક્ષત્રિય, વૈશ્ય કે સારસ્વત ધર્મ પાળતો હોય છતાં તેમનો ભ્રષ્ટાચારવાળાની સાથે સીધો ભોજનવ્યવહાર હોવાથી સદાચારના પાલનવડે પોતાના મનને પવિત્ર રાખવા ઇચ્છનાર પાંચ દ્રાવિડમાંનો કોઇ બ્રાહ્મણ તેમને ત્યાં પૂર્વોક્ત રસોઇ જમી શકે નહિ. જો જમે તો તેની જ્ઞાતિના બ્રાહ્મણો તેને જ્ઞાતિબહાર મેલે, વા પ્રાયશ્ચિત્ત કરાવ્યા વિના પંક્તિમાં બેસવા ન દે. વળી શિષ્ટાચારની વિરુદ્ધ વર્તનાર બ્રાહ્મણ બીજી અયોગ્ય છુટ પણ લેવા લાગે, ને તેથી પરિણામે તે ભ્રષ્ટ થાય, તથા પોતાની જ્ઞાતિના કોઇ પૂછે તો તેને જુઠું બોલવારૂપ પાપ કરવું પડે.

હમણાં જેમ વિજાતીય દ્વિજમાં કન્યાવ્યવહાર થતો નથી તેમ વિજાતીય દ્વિજની સાથેનો ભોજનવ્યવહાર પણ વર્તમાનમાં શિષ્ટાચારથી બંધ છે. વળી એમ કરવાથી લાભ થતો નથી, પણ માત્ર ઉચ્છૃંખલતા વધે છે.

૩૧૮ * શ્રીસદ્ગુરુએ ઉપદેશેલા મંત્રના જપનો સંક્ષિપ્ત વિધિ આ પ્રમાણે છેઃ—

પ્રાતઃકાલમાં વહેલા ઊઠી, શૌચાદિથી પરવારી, સ્નાનસંધ્યા કરી, શાંતચિત્તે એકાંતમાં પવિત્ર આસનપર પૂર્વાભિમુખે પદ્માસને કે સ્વસ્તિકાસને બેસવું. પછી જીભ થોડી થોડી હાલે પણ સમીપમાં બેઠેલો માણસ સાંભળી ન શકે તેવે ઉચ્ચારે ઇષ્ટમંત્રનો જપ કરવો. જપ કરતી વેલા બીજાસાથે વાતચીતનો પ્રસંગ ન પડવા દેવો, અને જપના શબ્દોના અર્થમાં ( પરમાત્મામાં ) પોતાના ચિત્તની વૃત્તિ જોડી રાખવી. વચ્ચે વચ્ચે બીજા વિચાર કરવામાં ચિત્ત જતું જણાય તો તેને પાછું વાળી જપના શબ્દોના અર્થમાં જોડવું. જપસમયે નિદ્રા આવે તો સાવધાનતાથી ચિત્તને જાગ્રત્ કરવું. નિદ્રાને વશ કરવામાટે આહાર બહુ ભારે ન લેવો, પણ હલકો અને ભૂખપૂરતો લેવો.

શ્રીસદ્ગુરુએ ઉપદેશેલા મંત્રનું સંક્ષિપ્ત માહાત્મ્ય નીચે પ્રમાણે જાણવુંઃ—

જેમ સઘળા વેદો અને વૈદિકમંત્રોનું મૂલ ૐકાર છે તેમ સઘળી ઉપાસનાઓનું મૂલ ઇષ્ટદેવમાં વિશુદ્ધપ્રીતિ વધારનારો પોતાના સદ્ગુરુદ્વારા પ્રાપ્ત થયેલો મંત્ર છે. તે મોક્ષમંત્ર બની શકે તેટલો

ગુપ્ત રાખવો જોઇએ. તેનો વિધિપૂર્વક જપ કરવાથી તે ઇચ્છિત સર્વ શુભ ફલોને આપે છે.

શ્રદ્ધા, એકાગ્રતા અને પ્રીતિ રાખી ઇષ્ટમંત્રનો જપ કરવાથી તે પુણ્યના પરિપાકે જપ કરનારના વ્યવહારની સ્થિતિ સુધરે છે. પરમાત્માને સર્વથી ઉત્તમ માનવા, અને બીજું સર્વ ગૌણ માનવું તે ઐકાંતિક અને અવ્યભિચારિણી ભક્તિ કહેવાય. ગીતાજીમાં બધા ધર્મો મુકીને પોતાને શરણે આવવાનું ભગવાને કહ્યું છે તેનો અર્થ વર્ણ અને આશ્રમના ધર્મોનું અભિમાન મુકીને શુદ્ધભાવે પરમાત્માનેજ શરણે જવું એવો છે. એ વિષે તમને આગળ લખાઇ ગયું છે. શિવનો ને વિષ્ણુનો ભેદ વાસ્તવિક નથી એ બંનેનું સ્વરૂપ સગુણબ્રહ્મ છે. ઘણામાં ઘણી શ્રદ્ધા ને ઘણામાં ઘણી ભક્તિથી ભગવાનની અને સદ્‌ગુરુની આજ્ઞાનું પરિપાલન કરે તો તે જીવોઉપર તેઓ કૃપા કરે. તમારા જેવાએ શ્રદ્ધાભક્તિથી પરમાત્માની ભક્તિ કરવી ને સઘળો પ્રાપ્તવ્યવહાર ઉત્તમ પ્રકારે કરવો.

શ્રીસનકાદિમુનિને ઉપદેશ કરનારા જે શ્રીદક્ષિણામૂર્તિ તે સગુણબ્રહ્મ છે.

× સર્વ સંશયોનો ત્યાગ કરી પોતાના કર્તવ્યમાં મંડયા રહેવાથી મનુષ્યને લાભ થાય છે. મનના ભ્રમણને વશ થવાથી મનુષ્યના વ્યવહારપરમાર્થ બંને બગડે છે.

પ્રાપ્તવ્યવહાર બની શકે તેટલો વ્યવસ્થિત કરી શ્રદ્ધા ને આવડ રાખીને જો ધંધો કરશો તો વેલાસર વ્યવહાર અનુકૂલ થશે, ને મનની વ્યાકુલતા મટશે.

૩૧૯ × શરીર ને ઇંદ્રિયો ભલે પ્રારબ્ધવ્યવહારનું કામ કરે, પણ અંતઃકરણને પરમાત્માની અભિમુખ રાખતા રહેશો. ×

જે મનુષ્ય અંતઃકરણના ઉંડાણમાં વધારેમાં વધારે સાત્ત્વિકી શ્રદ્ધા રાખે તેને તેનું શુભ ફલ મળ્યા વિના રહેતું નથી. ×

સ્વરૂપાકારવૃત્તિ રાખવા ધૈર્ય ને સાવધાનતા સેવાતાં હશે.

૩૨૦ × જો વિરોધી પ્રારબ્ધકર્મ મધ્યમવેગવાળું કિંવા મંદ-વેગવાળું હોય તો તેનો વિરોધી યોગ્ય પુરુષાર્થ તેને ફેરવી શકે. જો તે પ્રારબ્ધકર્મ તીવ્રવેગવાળું હોય તો પુરુષાર્થ તેને આ જન્મમાં ન ફેરવી શકે, પણ આગળ ઉપર તે પુરુષાર્થ પોતાનું ફલ આપે.

સર્વવ્યાપક ઈશ્વર તે વ્યક્તિના કર્માનુસાર તેના શુભ ધ્યેયની પ્રાપ્તિ થાય એવી વ્યવસ્થા કરવા કૃપા કરે. મહાપુરુષોનો અનુગ્રહ અને શાપ જીવોના શુભાશુભકર્મપ્રમાણે થાય. મહાપુરુષ સુપ્રયત્ન કરનારને સુપ્રયત્ન કરવાની શીઘ્ર અને ઉત્તમ ફલ આપનારી કલા શીખવે છે. જેમ ટુંકો માર્ગ જાણનાર માણસ મનુષ્યને વેલાસર ઇચ્છિત સ્થાનમાં પહોંચાડે તેમ તે પુરુષપ્રયત્ન કરનાર માણસને મહાપુરુષ વેલાસર ટુંકા માર્ગે એના ઇચ્છિતને પ્રાપ્ત કરાવે છે.

## પત્ર ૩૨૧–૩૩૦

× તમારી શુભભાવવાળી નાનીમોટી સર્વપ્રકારની યથોચિત સેવાથી અંતઃકરણને સંતોષ થાય તે સ્વાભાવિક છે.

× જેવી રીતે પક્ષી પોતાની પાંખવડે પોતાનાં નાનાં બચ્ચાંને શનૈઃ શનૈઃ પોષીને મોટાં કરે છે તેમ સ્પર્શદીક્ષાવડે આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને શનૈઃ શનૈઃ દૂર કરી તેના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય કરે છે.

જેમ કાચબી અને કુંજડી પોતાનાં ઇંડાંનું દષ્ટિવડે પોષણ કરે છે તેમ દષ્ટિ(ચાક્ષુષી)દીક્ષાવડે આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને ક્રમાત્ દૂર કરી તેના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય કરે છે.

જેમ મેઘ ગર્જનાવડે મયૂરના આનંદમાં વૃદ્ધિ કરે છે તેમ ભાષણદીક્ષાવડે ( વાચિકદીક્ષાવડે ) આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને ક્રમથી દૂર કરી તેના અંતઃકરણમાં આનંદની અભિવૃદ્ધિ કરે છે.

જેમ માછલી પોતાનાં બચ્ચાંઓનું ધ્યાનમાત્રથી પોષણ કરે છે તેમ સંકલ્પદીક્ષાવડે વા કૃપાદીક્ષાવડે આચાર્ય પોતાના શિષ્યના અંતઃકરણમાં રહેલા આવરણદોષને દૂર કરી તેના અંતઃકરણને બ્રહ્મસાક્ષાત્કારને યોગ્ય કરે છે.

જેમ દીપના સ્પર્શવડે ઘીથી કે તેલથી પલાળેલી વાટ સળગવા લાગે છે તેમ સમર્થ આચાર્યની સ્પર્શદીક્ષાથી શિષ્યનું યોગ્ય હૃદય તેમના અંતઃકરણમાં રહેલા બ્રહ્મજ્ઞાનને ધારણ કરવા સમર્થ થાય છે.

જેમ સ્પર્શમણિના ( પારસમણિના ) સ્પર્શથી કાટવિનાનું લોઢું સુવર્ણ થઇ જાય છે તેમ સમર્થ આચાર્યની સ્પર્શદીક્ષાવડે યોગ્ય શિષ્યનું હૃદય પોતાનામાં રહેલા રજસ્તમોગુણને દબાવી સત્ત્વગુણના બલવાળું થઇ જાય છે.

ચાક્ષુષીદીક્ષા ને કૃપાદીક્ષા સુપાત્ર શિષ્યના મોહનિદ્રામાં સૂતેલા જીવાત્માને જાગ્રત્ કરવામાં હેતુભૂત થાય છે.

સર્વ દીક્ષાઓ વિશુદ્ધ, ઉમંગી ને અભિમુખચિત્તવાળા મુમુક્ષુને વધારે હિતકર થાય છે.

× વિશુદ્ધભાવવાળા હૃદયમાં પારમાર્થિક શુભ પ્રસંગોનું આનંદપૂર્વક સ્મરણ થયા કરે, તથા તેવા શુભ પ્રસંગો પુનઃ પ્રાપ્ત કરવાનો શુભ તીવ્ર વેગ તેવા હૃદયમાં આવિર્ભાવ પામ્યા કરે તે સાહજિક છે

૩૨૨ × ભક્તિનિષ્ઠાવાળું વિમલ ચિત્ત પરમકારુણિક પ્રભુની અપૂર્વ કૃપાનું પુનઃ પુનઃ ભાવપૂર્વક ચિંતન કરે તે સાહજિક છે.

જીવનના શુભ દિવસોના પારમાર્થિક શુભ પ્રસંગોનું અનુસ્મરણ કરી જેમ આનંદમાં દિવસો વ્યતીત કરો છો તેમ આનંદમાં દિવસો વ્યતીત કરતા રહેશો. પરમાત્માની કૃપાનાં દિવ્ય કિરણો દશે દિશામાં સર્વદા વિસ્તાર પામેલાં હોય છે એમ ભક્તોને અનુભવાય છે.

તમારા ભાવિક હૃદયને બની શકે તેટલું પરમાત્માભિમુખ રાખી તેની શાંતિમાં ને આનંદાનુભવમાં વધારો કરતા રહેશો. ×

૩૨૩ × વ્યતીત થયેલા જીવનના પારમાર્થિક લ્હાવાના શુભ દિવસો ઘણાજ સ્મરણમાં આવે છે તે તમારા સુભાગ્યની વાર્તા છે.

હૃદયમાં દબાઇ રહેલી વિશુદ્ધભક્તિ ભલે બહાર વહન કરવા લાગે, ને તે ભક્તિ ભલે અંતઃકરણને અનનુભૂત આનંદનો અનુભવ કરાવે.

હવે નિત્ય ન્યૂનમાં ન્યૂન દોઢ કલાક સાધનમાં વ્યતીત થાય એવી વ્યવસ્થા રાખવા વિચાર હશે.

× અંતઃકરણની પ્રસન્નતા, નિર્ભયતા, દક્ષતા ને આનંદાનુભવમાં ઉત્તરોત્તર વૃદ્ધિ થાય તે ઇચ્છવાયોગ્ય છે.

૩૨૪ × સાધનાદિનું માહાત્મ્યજ્ઞાન, સાત્ત્વિકી શ્રદ્ધા, સાધનાભ્યાસમાં ઉમંગ, સદ્‌ગુરુનો આશ્રય ને એકનિષ્ઠા રાખવાથી પોતાના મનોવિકારોથી મનુષ્ય બચી શકે છે.

જે જે દોષોથી પોતાનું મન વારંવાર પરાભવ પામતું હોય તે તે દોષોમાં નિરંતર તીવ્રદોષદર્શન કરતા રહેવું જોઇએ, તથા તેવું વાચન પ્રેમપૂર્વક વારંવાર કરવું જોઇએ.

ઉજ્જાયી ને ભસ્ત્રિકા પ્રાણાયામ ચાલુ રાખવાથી પણ મનોવિકારનું બલ ઘટતું રહે છે.

સૂતીવેલા ઇષ્ટસ્મરણ તથા શુભવિચાર જો અનુકૂલ આવે તો તે કરતા રહેશો.

• તૃષ્ણા દુઃખના ને દારિદ્રયના મૂલરૂપ છે એ વાત સ્મરણમાં રાખતા રહેશો.

ભક્તિની સાથે આત્મનિષ્ઠા રાખવી જોઇએ. ક્રોધને દૂર કરવામાટે ક્રોધનું અપકારકપણું વારંવાર વિચારવું જોઇએ.

શુભ મનોબલ વધારવામાટે સતત પ્રયત્નશીલ રહેવું જોઇએ.

કર્તવ્યનિષ્ઠા વધારવાથી તથા બ્રહ્મના વ્યાપકપણાનો વિચાર દૃઢ કરતા રહેવાથી મનની યોગ્યતામાં વધારો થશે.

શુભ સંકલ્પનું બલ વધારવાથી તમને દુઃખ દેનારા બે દોષોનું તોફાન પણ ક્રમથી શમશે. ×

૩૨૫ × બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્યના મોટા ભાગમાં વર્તમાનકાલવિષે જે કુવિચારો ને અયોગ્ય રૂઢિઓ વિદ્વાનોને શાસ્ત્રીયદૃષ્ટિએ પ્રતીત થતાં હોય તે કુવિચારો ને અયોગ્ય રૂઢિઓ દૂર કરવાને તેમણે શુદ્ધબુદ્ધિથી યથાયોગ્ય પ્રયત્ન કરવો જોઇએ. શાસ્ત્રે નિષેધ કરેલા અંત્યજસ્પર્શમાં તેમનું (ત્રણ વર્ણોનું) કાંઇ અહિત થવાનું નથી, પણ તેથી તેમને ને દેશને લાભ થશે એવો અયોગ્ય દુરાગ્રહ સેવી તથા તેવો અયોગ્ય પ્રયત્ન કરી ધર્મ પાળનાર દ્વિજોનાં અંતઃકરણોમાં વિષાદ અને અંત્યજોનાં અંતઃકરણોમાં દ્વેષ શામાટે ઉપજાવવો જોઇએ ? ત્રણ વર્ણોનું

ઘણું બગડ્યું છે, માટે તેને વધારે બગાડી નાંખવાનો પ્રયત્ન કરવો યોગ્ય છે કે બગડેલા તે વર્ણોને સુધારવાનો પ્રયત્ન કરવો તે યોગ્ય છે? જેઓ વિદેશી શિક્ષણના સંસ્કારોથી, તેવા મનુષ્યોના સંગથી, આળસથી ને પ્રમાદથી પોતાના વર્ણને ઉચિત એવો સદાચાર ન પાળતા હોય તેમને અંત્યજસ્પર્શમાં પોતાને સ્વધર્મ પાળવો નથી તેથી દોષ ન જણાય, પણ જેઓ પોતાના વર્ણાશ્રમધર્મમાં, શાસ્ત્રમાં ને સદાચારમાં યથાશક્તિ શ્રદ્ધા રાખી તે પ્રમાણે વર્તતા હોય તેમના વિચારનું પ્રમાણ ને સુયુક્તિવિના ખંડન કરવા લાગવું એ કોઇ પણ વિદ્વાન્‌ને શી રીતે શોભા આપી શકે?

વિવેકી પુરુષને તે વર્ણના આદર્શમાં જે જે દોષો શાસ્ત્રીયદૃષ્ટિએ જણાતા હોય તે તે દોષો તેમને પ્રમાણ ને સુયુક્તિઓથી સમજાવવામાં આવે, તથા તેમને યથાયોગ્ય વર્તન કરી ઉત્તમ આદર્શભૂત થવા આગ્રહથી કહેવામાં આવે તો તેમાં કાંઇ દોષ થતો નથી.

દ્વિજોનો કેટલોક ભાગ જે મલિન વિચાર અને મલિન આચારનું સેવન કરતો હોય તેમને તે મલિન વિચારમાં ને મલિન આચારમાં રહેલા દોષો યોગ્યરીતે સમજાવીને સુધારવાના કામને શિષ્ટો અયોગ્ય ગણતા નથી, પણ ત્રણ વર્ણના જે શુભ વિચારો ને શુભ આચારો જેટલે અંશે ટકી રહ્યા હોય તેમનો પણ પરિણામે વિનાશ થઇ ઉચ્છૃંખલતા ને વધારે મલિન આચાર પ્રાપ્ત થાય એવી પ્રવૃત્તિને તેઓ આદર આપતા નથી.

અંત્યજાદિનો સ્પર્શ થઇ જાય તો દ્વિજે પહેરેલાં વસ્ત્રોસહિત સ્નાન કરવું એમ ભગવાન્ મનુ, ભગવાન્ પરાશર ને ભગવાન્ યાજ્ઞવલ્ક્ય નીચેનાં વચનોથી કહે છેઃ—

"दिवाकीर्तिमुदक्यां च पतितं सूतिकां तथा ।
शवं तत्स्पृष्टिनं चैव स्पृष्ट्वा स्नानेन शुद्ध्यति ॥ "

અંત્યજ, રજસ્વલા, પતિત, સુવાવડી સ્ત્રી, મુડદું અને મુડદાને અડેલો સૂતકી એમનો સ્પર્શ થાય તો દ્વિજ સ્નાન કરવાથી શુદ્ધ થાય છે.

" चांडालदर्शने सद्य आदित्यमवलोकयेत् ।
चांडालस्पर्शने चैव सचैलं स्नानमाचरेत् ॥ "

અંત્યજનું દર્શન થઇ જાય તો દ્વિજ તુરત સૂર્યનાં દર્શન કરે, અને જો તેને અંત્યજનો સ્પર્શ થઈ જાય તો તે પહેરેલાં વસ્ત્રો-સહિત સ્નાન કરે.

" उदक्याशुचिभिः स्नायात्संस्पृष्टः ॥ "

રજસ્વલા ને અપવિત્રનો (શવ, અંત્યજ, પતિત ને સુવાવડી આદિનો) સ્પર્શ થઇ જાય તો દ્વિજ સ્નાન કરે.

ભગવાન્ ગૌતમે અને ભગવાન્ દેવલે પણ ઉપર પ્રમાણે પોતાનો અભિપ્રાય આપેલો છે.

તમને આગળ જણાવેલી બૃહદારણ્યકની શ્રુતિ અને ઉપરની સ્મૃતિઓ દ્વિજે જો પોતાની શુદ્ધિ જાળવવી હોય તો અંત્યજનો સ્પર્શ ન કરવો, ને જો સ્પર્શ થઇ જાય તો વસ્ત્રસહિત સ્નાન કરવું એમ કહે છે.

જેમને શ્રુતિસ્મૃતિરૂપ પ્રમાણ ને તદનુકૂલ યુક્તિઓ માન્ય નથી, પણ માત્ર પોતાના મનના વિચારોજ માન્ય છે તેવા દુરાગ્રહીઓને બ્રહ્મા પણ ન સમજાવી શકે તે સ્પષ્ટ છે.

૩૨૬ × મનુષ્ય જેમ જેમ પોતાના ચિત્તની શ્રદ્ધાભક્તિમાં વધારો કરે છે તેમ તેમ તેને દ્રવ્યલાભ, આરોગ્ય ને અંતઃકરણની યોગ્યતામાં વૃદ્ધિ થયાનો અનુભવ થાય છે.

૩૨૭ × મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાંથી ઊઠતી સર્વ વૃત્તિઓને દ્રષ્ટા રહીને વિલોક્યા કરવી જોઇએ, અને તેમાં જે જે વૃત્તિઓને સત્શાસ્ત્ર ને સત્પુરુષો તામસી તથા જે જે વૃત્તિઓને તેઓ રાજસી કહે છે તે તે વૃત્તિઓને બલહીન કરવા તેણે ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ, કેમકે એવી વૃત્તિઓ અને એવી વૃત્તિઓના વેગથી થતી ઇંદ્રિયાદિની પ્રવૃત્તિઓ તે જીવને વર્તમાનમાં ને ભવિષ્યમાં અવશ્ય અપકાર કરે છે. અંતઃકરણમાં વૃદ્ધિ પામીને રહેલા તમોગુણમાંથી અને રજોગુણમાંથી સંસ્કારદ્વારા ઊઠતી એ વૃત્તિઓ બહુકાલથી પોષણ પામેલી હોવાથી મનુષ્યના સામાન્ય પ્રયત્નથી તે બલહીન થતી નથી, પણ જ્યારે અસાધારણ પ્રયત્ન કરવામાં આવે ત્યારેજ તે બલહીન થઈ શકે છે. સત્શાસ્ત્રોના ને પોતાના સદ્ગુરુના વચનમાં દઢ વિશ્વાસ પ્રાપ્ત થયા વિના તે વૃત્તિઓને દૂર કરવાનો ઉત્તમ પ્રકારનો ઉમંગ તે મનુષ્યના અંતઃકરણમાં આવિર્ભાવ પામી શકતો નથી, અને એવો ઉમંગ પોતાના અંતઃકરણમાં આવિર્ભાવ પામ્યા વિના તે મનુષ્ય પૂર્વોક્ત વૃત્તિઓને અત્યંત બલહીન કરવામાટે સદાગ્રહપૂર્વક સતત પ્રયત્ન કરીને તે વૃત્તિઓને અત્યંત બલહીન કરી પોતાના અંતઃકરણમાં સત્ત્વગુણને બલવાન્ કરી શકતો નથી. મનુષ્ય જ્યારે પોતાના અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કરવા પોતાના શુભ પ્રયત્નવડે ને શ્રીઈશ્વરની તથા પોતાના સદ્ગુરુની કૃપાવડે ભાગ્યશાલી થાય છે ત્યારેજ તેનું અંતઃકરણ શુદ્ધ, સ્થિર ને

બ્રહ્મસાક્ષાત્કાર કરવાની યોગ્યતાવાળું થાય છે.

લૌકિક ને દિવ્ય વિષયો તથા તે બન્ને પ્રકારના વિષયોનાં સાધનો મનુષ્યને સાચું ને સ્થાયી સુખ આપી શકતાં નથી, પણ તેને તે કોઈ પણ પ્રકારનું દુઃખજ આપે છે. વિષયાનુરાગનું કારણ તે વિષયોમાં રહેલી અનુકૂલપણાની રમણીયપણાની કે ઉપકારકપણાની ભ્રાંતિ છે. તે ભ્રાંતિ ભેદજ્ઞાનથી ઉપજે છે. એ ભેદજ્ઞાન અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના અજ્ઞાનથી ઉપજે છે. એ અજ્ઞાન અંતરાત્માથી અભિન્ન બ્રહ્મના સાક્ષાત્કારથી દૂર થાય છે. અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર પોતાના સમર્થ સદ્ગુરુદ્વારા વેદાંતશાસ્ત્રનું શ્રદ્ધાભક્તિપૂર્વક શ્રવણ કરવાથી, શ્રવણ કરેલા વિષયનું એકાંતમાં આદરપૂર્વક મનન કરવાથી અને બ્રહ્મસંબંધી આદરપૂર્વક સતત વિચાર કરવાથી વા બ્રહ્મનું ધ્યાન કરવાથી થાય છે. વેદાંતશાસ્ત્રનું શ્રવણ કરવાની યોગ્યતા વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતાની પ્રાપ્તિ કરવાથી મનુષ્યના અંતઃકરણમાં આવે છે. તે વિવેકાદિની પ્રાપ્તિ પુણ્યકર્મવડે પ્રાપ્ત થયેલી ચિત્તશુદ્ધિદ્વારા થાય છે. વર્ણાશ્રમના ધર્મોનું આદરપૂર્વક પરિપાલન કરવું, શાસ્ત્રોક્ત શુભકર્મોનું સેવન કરવું, વ્યવહારમાં શુદ્ધ વર્તન રાખવું, ને પ્રીતિપૂર્વક વિવેકથી સંતજનોનો સમાગમ કરવો એ પુણ્યકર્મો કહેવાય છે.

જે મનુષ્ય પોતાના અંતઃકરણને સ્થૂલ કરે એવા વિચારોનો ને પ્રવૃત્તિઓનો પરિત્યાગ કરી પોતાના અંતઃકરણને સૂક્ષ્મ કરે એવા વિચારોનું ને પ્રવૃત્તિઓનું સેવન કરે છે, જે દૃશ્ય વિષયોની લાલસાથી પોતાના મનને મોકળું રાખવા પ્રયત્નશીલ રહે છે, જેનું અંતઃકરણ કોઈ પણ વાતમાં કદીપણ અયોગ્ય હઠ સેવતું નથી, જેનું

અંતઃકરણ નમ્ર, કામાદિ વિક્ષેપથી રહિત, સરલ, સત્શાસ્ત્રની ને પોતાના સદ્દગુરુની નાનામાં નાની આજ્ઞાનું પણ ઉમંગથી શીઘ્ર પરિપાલન કરનાર ને કર્તવ્યપરાયણ રહેનાર હોય છે તે મનુષ્ય વ્યવહારમાં સુખી થઇ શકે છે, ને પરમાર્થનાં સાધનોનો યથાયોગ્ય પરિપાક કરી શકે છે.

હિતાહિતનું ભાન તો પશુપક્ષી આદિમાં પણ હોવાનું અનુમાન થાય છે તો જે પોતાને મનુષ્ય માને તેનામાં તો હિતાહિતનું ભાન અવશ્ય હોવું જોઇએ, અને તેણે અહિતના સાધનોથી દૂર રહેવું જોઇએ, ને હિતનાં સાધનોનું પરમપ્રીતિ, ધૈર્ય તથા સાવધાનતાથી સતત સેવન કરવું જોઇએ.

પ્રત્યેક મુમુક્ષુએ શ્રીઇશ્વરના, સત્શાસ્ત્રના ને પોતાના સદ્દગુરુના અનુગ્રહની પ્રતીતિ થાય એવા વિચારનું ને પ્રવૃત્તિનું ઉમંગપૂર્વક સતત સેવન કરવું જોઇએ, અને તેણે તેમની અકૃપાનું ભાન થાય તેવા વિચારથી ને ક્રિયાથી ઘણામાં ઘણું દૂર રહેવું જોઇએ.

૬૨૮ × સાત્વિકી શ્રદ્ધા વધારવાથી, સાધનસેવનમાં બહુ પ્રીતિ રાખવાથી, સ્થૂલશરીરનું મલિનપણું ને દુર્ગંધયુક્તપણું વારંવાર સ્મરણમાં રાખવાથી અને ક્રોધનું પરમ અપકારકપણું તથા ક્ષમા ને દયાના લાભો વિચારવાથી અને તેનું વાચન ને વિચાર ચાલુ રાખવાથી પ્રથમના બે આંતરશત્રુઓ બલહીન થઇ શકશે.

૬૨૯ × ગીતાજીના ૯ મા અધ્યાયના ૨૨ મા શ્લોકપ્રમાણે વિચાર ને વર્તન રાખવાથી ભક્તવત્સલ પ્રભુ શુભજ કરશે.

મનને ઘણામાં ઘણું પ્રસન્ન ને અભ્યાસપરાયણ રાખશો. ×

અંતઃકરણને શાંતિથી ને પરમપવિત્ર આનંદથી ભરેલું રાખશો.

## દોહરો.

પરમાનંદરૂપ બ્રહ્મ જે, વ્યાપક અંતરબા'ર;
તેમાં મનને સ્થિર કરી, પામો સુખ અપાર. ૧

૩૩૦ × નિત્યાનિત્ય વસ્તુનો વિવેક, અનિત્ય વસ્તુઓપરના રાગની શિથિલતા, મનના અનુચિત વેગોને દબાવવાનું બલ, ઇંદ્રિયોના અનુચિત વિષયોભણી દોડવાના વેગોને વશ રાખવાનું સામર્થ્ય, સત્‌શાસ્ત્રોનાં ને પોતાના સદ્‌ગુરુનાં વચનોમાં સત્યપણાનો નિશ્ચય, અનુકૂલ વિષયોની ને પ્રતિકૂલ વિષયોની પ્રાપ્તિમાં મનને હર્ષ, ગર્વ, ભય કે ખેદને વશ નહિ થવા દેવાનું સામર્થ્ય, શરીર ને ઇંદ્રિયો સમર્થ છતાં અનુકૂલપ્રતિકૂલ વિષયોના સામીપ્યમાં મનને તથા ઇંદ્રિયોને સ્થિર ને પ્રસન્ન રાખવાનું બલ, પોતાના શાસ્ત્રોક્ત કર્મનું સેવન કરતાં જે માનાપમાન થાય, જે ટાઢતડકો વેઠવો પડે, ને જે ભૂખતરસ વેઠવી પડે તે પ્રસન્નતાપૂર્વક સહન કરવાનું બલ અને બ્રહ્મજ્ઞાનદ્વારા મોક્ષ મેળવવાની તીવ્ર ઇચ્છા એ વેદાંતશ્રવણમાં યોગ્યતા ઉપજાવનારાં સાધનોનો પરિપાક કરવા ઉત્તમ મુમુક્ષુઓ સર્વદા પ્રયત્નશીલ રહે છે.

જેમ જન્માંધ મનુષ્ય રૂપ, રંગ ને આકારવાળા પદાર્થોને દેખતો નથી, પણ માત્ર એક વ્યાપક અંધકારનેજ અનુભવે છે, અને જેમ જન્મથી બધિર મનુષ્ય કોઇ પણ પ્રકારના શબ્દને સાંભળી શકતો નથી, પણ સર્વત્ર શબ્દરહિત અવકાશજ અનુભવે છે, તેમ બ્રહ્મવેત્તાઓ રૂપ, રંગ ને આકારવાળા પ્રાણિપદાર્થોથી તથા સર્વપ્રકારના શબ્દોથી રહિત અખંડૈકરસ પ્રશાંત ચિદાકાશનેજ શરીરની અંતર ને બહાર પોતાની અંતર્મુખવૃત્તિવડે અનુભવે છે.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં વૈરાગ્યને સુસ્થિર કરવામાટે દિવ્યાદિવ્ય વિષયોમાં રહેલાં દુઃખો ને દોષો સૂક્ષ્મદષ્ટિવડે વારંવાર જોવાં, એ અસત્, તુચ્છ ને દુઃખના સાધનરૂપ વિષયોમાં પોતાના અંતઃકરણની અરુચિ વધાર્યા કરવી, અને કોઇ પણ દિવ્યાદિવ્ય વિષયમાં પોતાના અંતઃકરણને કદીપણ દીનતાવાળું ન થવા દેવું.

વિશુદ્ધહૃદયવાળા વિવેકાદિ સાધનસંપન્ન મોક્ષેચ્છુએ મોક્ષશાસ્ત્રોને જાણનારા, જિજ્ઞાસુઓની શંકાઓનું પ્રમાણ, યુક્તિ ને દષ્ટાંતવડે સમાધાન કરવામાં સમર્થ અને સચ્ચિદાનંદ બ્રહ્મના અપરોક્ષાનુભવવાળા પોતાના સદ્ગુરુની પાસેથી બ્રહ્મસ્વરૂપને, બ્રહ્મના સાક્ષાત્કારનાં સાક્ષાત્ સાધનોને ને પરંપરાનાં સાધનોને તથા અંતઃકરણની યોગ્યતા વધારવાના ઉપાયોને શ્રદ્ધા, આદર ને એકાગ્રતાપૂર્વક સાંભળવાં તે શ્રવણ કહેવાય છે. આવું શ્રવણ કરી સર્વ શાસ્ત્રો સાક્ષાત્ કે પરંપરાવડે એકજ અદ્વૈત બ્રહ્મનો ઉપદેશ કરે છે, ભેદમાં તેનું પર્યવસાન નથી, એમ જ્યારે શ્રોતાને સંશયરહિત સમજાય ત્યારે તેનું વેદાંતશ્રવણ પરિપક્વ થયું કહેવાય. વેદાંતશ્રવણ પરિપક્વ થયા પછી તે મુમુક્ષુએ સવાર સાંજ અને અન્ય સમય ન્યૂનાધિક અવકાશ હોય ત્યારે પણ ઉપદ્રવવિનાના, પવિત્ર ને એકાંતસ્થાનમાં બેસી શબ્દ-પ્રમાણ, અનુમાનાદિરૂપ યુક્તિઓ અને અનુકૂલ દષ્ટાંતવડે ભેદનું વા દ્વૈતનું કલ્પિતપણું અને અભેદનું વા અદ્વૈતનું સત્યપણું નક્કી કર્યા કરવું જોઇએ. એવી રીતે શબ્દપ્રમાણો, અનુમાનાદિ યુક્તિઓ ને અનુકૂલ દષ્ટાંતોથી જ્યારે અદ્વૈતતત્ત્વનું પરમાર્થપણું સમજાઈ જીવનું સ્વરૂપ, ઇશ્વરનું સ્વરૂપ, આત્માનું સ્વરૂપ, બ્રહ્મનું સ્વરૂપ, મોક્ષનું સ્વરૂપ ને મોક્ષનાં સાધનોનું સ્વરૂપ સંશયરહિત સ્પષ્ટ સમજાય છે ત્યારે આ સર્વ અખંડૈકરસ બ્રહ્મરૂપજ છે એમ તે મુમુક્ષુને સમજાઇ

તેના મનનનો પરિપાક થયો એમ માનવામાં આવે છે. મનનનો એવી રીતનો પરિપાક થયા પછી તે મુમુક્ષુ સર્વ દૃશ્યના અધિષ્ઠાન બ્રહ્મસ્વરૂપને પરોક્ષરીતે જાણીને પછી પરોક્ષજ્ઞાનવડે નક્કી કરેલા, ત્રણે કાલમાં એકરૂપે રહેનારા, અવિકારિજ્ઞાનરૂપ, દેશ કાલ ને વસ્તુના વિભાગથી રહિત, વિષયાનંદથી વિલક્ષણ પરમાનંદરૂપ, એકરસ, મન તથા વાણી જેને શક્તિવૃત્તિવડે જાણી કે કહી શકે નહિ એવા, અસંગ, અક્રિય, અચલ, પરમગંભીર, તેજથી ને અંધકારથી વિલક્ષણ, નામરૂપથી રહિત, ઉત્પત્તિની પહેલાં પોતાના ઉપાદાનકારણમાં હોવું ઇત્યાદિ ૭ ભાવવિકારથી રહિત, ક્ષુધાતૃષાથી રહિત, કામક્રોધાદિ સર્વ મનોવિકારોથી રહિત, કર્મેંદ્રિયોથી જ્ઞાનેંદ્રિયોથી ને શરીરથી તથા તેમના ધર્મોથી રહિત, પરમપવિત્ર, અજર, આદિ મધ્ય ને અંતથી રહિત, સ્વયંપ્રકાશ, માયા ને માયાનાં કાર્યોથી અતિસૂક્ષ્મ, એક ને અદ્વૈત બ્રહ્મના અપરોક્ષાનુભવમાટે તે બ્રહ્મનો આદરપૂર્વક સતત વિચાર વા ધ્યાન કરે છે. આવો પરમશુભ પ્રયત્ન દીર્ઘકાલ નિરંતર આદરપૂર્વક કરવાથી જો તે મુમુક્ષુને ભૂતપ્રતિબંધ, વર્તમાનપ્રતિબંધ કે ભાવિપ્રતિબંધ ન હોય તો તે મુમુક્ષુ પૂર્વોક્તસ્વભાવવાળા બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સમર્થ થાય છે. એ બ્રહ્મના સાક્ષાત્કારથી તે મુમુક્ષુ મટી જ્ઞાની થાય છે, તેનાં સર્વ દુઃખો નિવૃત્ત થઈ જાય છે, તેને નિત્યાનંદની અભેદભાવે પ્રાપ્તિ થાય છે, અને તે સર્વ પ્રકારના કર્તવ્યથી રહિત થાય છે.

પ્રાપ્ત થયેલા બ્રહ્મજ્ઞાનને અંતઃકરણમાં સર્વદા સુસ્થિર રાખવા, વિષયોને તથા વિષયોનાં સાધનોને અસત્, અસાર (તુચ્છ) ને અપકારક સમજી તેની ઉપેક્ષા સુદૃઢ કરવા અને બાહ્યદૃષ્ટિવડે પ્રતીત થતા દૃશ્યનું વિસ્મરણ કરવા અદૃઢ જ્ઞાનીએ સર્વદા સાવધાનતાપૂર્વક પ્રયત્ન

ચાલુ રાખવો જોઇએ.

પોતાના સદ્‌ગુરુએ કરુણાવડે ઉપદેશેલા બ્રહ્મના નામનું શ્વાસો-ચ્છ્વાસે ધૈર્ય સાવધાનતા ને પરમાદરથી સ્મરણ કર્યા કરવાથી, નેત્રની પ્રત્યેક વૃત્તિએ દૃશ્યના વિવર્તોપાદાનકારણરૂપ બ્રહ્મનું દર્શન કરવાનો સ્વભાવ પાડવાથી અને અંતઃકરણની પ્રત્યેક વૃત્તિએ અંતર્બહાર વ્યાપી રહેલા સચ્ચિદાનંદ બ્રહ્મને વિષય કરવાનો પ્રયત્ન રાખવાથી મુમુક્ષુ પોતાના પ્રતિબંધક સંસ્કારોની નિવૃત્તિ થયે બ્રહ્મને જાણવા ભાગ્યશાલી થાય છે.

મુમુક્ષુ પોતાના તનમનના રોગો નિવૃત્ત કરવામાટે નિરામય-સ્વભાવવાળા બ્રહ્મનું, પોતાના અંતઃકરણની મૂઢતા નિવૃત્ત કરવામાટે સ્વયંપ્રકાશસ્વભાવવાળા બ્રહ્મનું, પોતાના અંતઃકરણની સ્થૂલતા નિવૃત્ત કરવામાટે સૂક્ષ્મતમસ્વભાવવાળા બ્રહ્મનું, પોતાના અંતઃકરણની ચંચલ-તા દૂર કરવામાટે સુસ્થિરસ્વભાવવાળા બ્રહ્મનું, પોતાના અંતઃકરણમાં રહેલી વિષયતૃષ્ણાની નિવૃત્તિ કરવામાટે વિગતવિષયતૃષ્ણસ્વભાવવાળા બ્રહ્મનું, પોતાના અંતઃકરણમાં પ્રતીત થતા દુઃખની નિવૃત્તિ કરવામાટે પરમાનંદસ્વભાવવાળા બ્રહ્મનું, પોતાના અંતઃકરણને અનુભવાતા ભયની નિવૃત્તિ કરવામાટે નિર્ભયસ્વભાવવાળા બ્રહ્મનું અને પોતાના અંતઃ-કરણમાં રહેલા અજ્ઞાનની નિવૃત્તિ કરવામાટે જ્ઞાનસ્વભાવવાળા બ્રહ્મનું ધ્યાન કરે.

દીર્ઘકાલના ભવરોગની અત્યંત નિવૃત્તિ કરવામાટે બ્રહ્મવિચાર મહારસાયન ગણાય છે.

સૂક્ષ્મતમવસ્તુરૂપ ચોથી ભૂમિકામાં ચિદાભાસને સુસ્થિર રાખી અંતર્બહાર પવિત્રમ ને પરમાનંદરૂપ ચિદાકાશને વિલોકતા છતા બાધિતાનુવૃત્તિથી કલ્પિત વ્યવહારનો મોહરહિતવૃત્તિવડે પ્રારબ્ધકર્મના

ક્ષયપર્યંત પવિત્રપણે યથાયોગ્ય નિર્વાહ કરતા રહેશો.

પત્ર ૯૩૧-૩૪૦

× અસાધારણ શ્રદ્ધા, અસ્ખલિત ઉમંગ ને અવિચલ પ્રયત્ન કરવાથીજ મનુષ્ય પોતાના અંતઃકરણમાં સત્ત્વગુણનો વધારો કરી રાજસતામસ વૃત્તિઓને દબાવી શકવા ભાગ્યશાલી થાય છે.

× અંતઃકરણનું સદાગ્રહપૂર્વક શોધન પરમાત્માની પ્રાર્થનાપૂર્વક કરવાથીજ મનુષ્ય પોતાના અંતઃકરણમાં રહેલા તમોગુણને બલહીન કરી શકે છે, અન્યથા કરી શકતો નથી. સમજણ ને આવડ મનુષ્યને શાંતિ ને સુખ આપનાર થાય છે.

૩૩૨ × તીવ્ર પ્રતિકૂલ પ્રારબ્ધકર્મના ફલોદયવડે અણધાર્યું શારીરિક વિઘ્ન આવી પડવાથી અને તે કારણથી ઇચ્છિત શુભકર્મની સિદ્ધિ ન થવાથી મનને ખેદ થાય એ સ્વાભાવિક છે, પણ ખેદ એ તમોગુણવડે ઉત્પન્ન થનારી અંતઃકરણની વૃત્તિ હોવાથી તે વૃત્તિ પરમાનંદરૂપ પરમાત્માના સર્વવ્યાપકપણાના વિચારવડે અને પરમાત્માની ઇચ્છાને બલવતી સમજી શિરોધાર્ય ગણવાવડે વિલીન કરવાયોગ્ય ગણાય છે.

સંસારનું અસત્યપણું દીર્ઘકાલ, અંતરાયવિના, આદરપૂર્વક, વિવેકવિચારવડે દઢ કર્યા કરવાથી તે અભ્યાસનો પરિપાક થયે તે અભ્યાસીના અંતઃકરણમાં સંસારનું અસત્યપણું સ્પષ્ટ સમજાય છે, પણ અલ્પકાલના ત્રુટક ત્રુટક સામાન્ય આદરવાળા તેના અભ્યાસથી સંસારનું અસત્યપણું અંતઃકરણને સ્પષ્ટ સમજાતું નથી તેથી તેવા અભ્યાસીનું અંતઃકરણ રાગોત્પાદક વિષયોના સામીપ્યથી ન્યૂનાધિક રાગને વશ થઇ જાય છે, દ્વેષોત્પાદક વિષયોના સામીપ્યથી તે ન્યૂનાધિક દ્વેષને વશ થઇ જાય છે, ખેદ ઉપજાવવાના સામર્થ્યવાળા મનાતા

પ્રાણિપદાર્થાદિના સામીપ્યથી તે ન્યૂનાધિક ખેદને વશ થઇ જાય છે, અને ભય ઉપજાવવાના બલવાળા મનાતા પ્રાણિપદાર્થાદિના સામીપ્યથી તે ન્યૂનાધિક ભયને વશ થઇ જાય છે. તમે તમારા અંતઃકરણને સંસારના અસત્પણાનો તીવ્રપટ વારંવાર આદરપૂર્વક આપી જ્યારે તેના અસત્પણાનો તેને સ્પષ્ટ અનુભવ કરાવવા સમર્થ થશો ત્યારે પ્રતિકૂલ પ્રારબ્ધકર્મના વિપાકવડે પ્રાપ્ત થતા પ્રતિકૂલ પ્રસંગથી અથવા કર્તવ્યનિષ્ઠારહિત ને સ્વાર્થપરાયણ મનુષ્યોના પ્રતિકૂલ વર્તનથી તમારું અંતઃકરણ ખેદાનુભવ નહિ કરતાં તથા તેવા પ્રસંગનું વારંવાર નિરર્થક ચિંતન નહિ કરતાં તેની ઉપેક્ષા ને વિસ્મરણ કરવાના બલવાળું થશે.

યોગ્ય હૃદયવાળાં શુભસંસ્કારી માણસોનેજ બનતે પ્રયત્ને જવાબદારીવાળાં જોખમી કામોમાં નીમવાં, કર્તવ્યનિષ્ઠાહીન અકુલીન માણસોને તેવાં કામ નજ સોંપવાં. કોઇ ભૂલ કરે તો તેને તેની તે ભૂલ પ્રેમપૂર્વક મધુરવચનથી સમજાવવી, પણ તેના ઉપર ક્રોધ ન કરવો, વા તેને કટુવચન ન સંભળાવવાં. કામ કરનારાંઓ પરસ્પર ઈર્ષ્યા અસૂયા કે દ્વેષને વશ થઇને અથવા આલસ્યપ્રમાદાદિને વશ થઇને પોતાનું કાર્ય યથાયોગ્ય ન કરતાં હોય તો એકાંતે જાતે સમજાવીને કિંવા કોઇ યોગ્ય મનુષ્યદ્વારા તેમને સમજાવીને તેમને કર્તવ્યપરાયણ રાખવાનો પ્રયત્ન કરવો. કામ કરનારની શક્તિનો ને યોગ્યતાનો વિચાર કરી તેમને કામ સોંપવું, ને તેમના કામનું ઉપરટપકે નિરીક્ષણ કરી જ્યાં તેમની ભૂલ થતી હોય ત્યાં તેમનું ધ્યાન ખેંચવું.

અસંગ, વ્યાપક, સૂક્ષ્મતમ, ખેદાતીત ને પરમાનંદરૂપ તમારા સ્વરૂપમાં પ્રતિકૂલ પ્રસંગનો લેશ પણ નથી, અને ત્યાં પ્રતિકૂલ મનુષ્યોનો સમૂહ ને પ્રતિકૂલ વર્તનનો ગંધ પણ નથી તો પછી વંધ્યાસુત–

જેવા અંતઃકરણે આકાશકુસુમજેવા પ્રસંગોનું સ્મરણમનન કરી કલ્પિત જીવને કલ્પિત દુઃખ શામાટે આપવું જોઇએ ? તમે દ્રષ્ટા છો, ને અન્ય સર્વ દૃશ્ય છે. દ્રષ્ટા વા સાક્ષીમાં દુઃખ હોઇ શકે નહિ, ને જેમાં દુઃખ હોય તે દ્રષ્ટા વા સાક્ષી હોઇ શકે નહિ. જેમ ધૂળ, ધૂમાડો, વરાળ, ઝાકળ, વરસાદ, વાયુ, અગ્નિ ને શસ્ત્ર અસંગ ને સૂક્ષ્મ આકાશને કાંઈ પણ અસર કરી શકતાં નથી તેમ નાનામોટા કોઇ પણ પ્રતિકૂલ પ્રસંગો અતિઅસંગ ને સૂક્ષ્મતમ આત્માને સ્પર્શી શકતા નથી. તમે તમારા અતિઅસંગ ને સૂક્ષ્મતમ સ્વરૂપનું ધૈર્ય ને સાવધાનતાથી સતત અનુસંધાન રાખશો તો તમારા અંતઃકરણને પ્રતિકૂલ પ્રસંગો ક્રોધ વા ખેદ ઉપજાવી શકશે નહિ.

પરમાત્માનું વિસ્મરણ થવાથીજ મનુષ્યને દૃશ્યમાં સત્યતાનું ભાન ને તત્સંબંધિ રાગદ્વેષનો ઉદય તથા સ્થિરતા થાય છે માટે પરમાત્માનું પરમપ્રીતિથી સ્મરણ કર્યા કરવું, તેમનું કદીપણ વિસ્મરણ નજ થવા દેવું.

ધૈર્ય ને મનની પ્રસન્નતા રાખશો, તથા પ્રભુનું સ્મરણધ્યાન કરતા રહેશો. ×

૩૩૩ × પુણ્યસંસ્કારોની વૃદ્ધિવિના, પૂરતા માહાત્મ્યજ્ઞાનવિના, સાત્ત્વિકી શ્રદ્ધાવિના ને સદાગ્રહવાળા સતત પ્રયત્નવિના મનુષ્યથી પરમાર્થમાં આગળ વધાતું નથી.

મુમુક્ષુએ પ્રતિબંધક પ્રારબ્ધકર્મને ફેરવવા પ્રયત્નશીલ રહેવું જોઇએ. ×

૩૩૪ × પ્રાણાયામ ને ઇષ્ટમંત્રનો જપ શ્રદ્ધા, ઉમંગ, ધૈર્ય ને સાવધાનતાથી નિત્ય કરતા રહેશો. અગત્યનું શાસ્ત્રવાચન પણ નિત્ય નિયમપૂર્વક સમજથી કરતા રહેશો. શ્રદ્ધા, વિવેક, દૃઢતા ને પ્રીતિ

વધવાથી સર્વ ઉપયોગી અભ્યાસ સારી રીતે થઇ શકશે. શુભ કર્મ આદરપૂર્વક કર્યાં કરવાથી પુણ્યના સંસ્કારો વધશે, ને તેથી શુભકર્મનું માહાત્મ્ય સમજાઈ તેમાં શ્રદ્ધા પણ વધશે.

અનુકૂલ સમય મળતાંસુધી હમણાં પ્રાપ્તવ્યવહાર કરતાં જે સમય વધે તેમાં પરમાર્થનાં સાધનોનો અભ્યાસ કરતા રહેશો.

શરીરનું આરોગ્ય ને મનની શાંતિ જાળવશો.

૩૩૫ × તમારી શુભભાવનાથી સંતોષ થયો. ધૈર્ય ને સાવધાનતા રાખી અભ્યાસ કરવો, ને પોતાનો પ્રાપ્તવ્યવહાર પણ ઉત્તમ પ્રકારે ચલાવવો.

× દુઃખની પ્રાપ્તિ કોઇ પણ પ્રકારના દુષ્ટ સંસ્કારોનો ઉદય થવાથી થાય છે. દુઃખના સમયમાં વધારે શ્રદ્ધાભક્તિથી પુણ્યકર્મ કર્યાં કરવાં જોઇએ કે જેથી તેનો પરિપાક થયે દુઃખ દૂર થઇ સુખની પ્રાપ્તિ થાય. ×

૩૩૬ ×...ના પરલોકવાસથી તમને બંનેને બહુ ખેદ થાય તે સ્વાભાવિક છે, પણ જીવન ને સંયોગવિયોગ પ્રારબ્ધકર્મને અધીન છે એમ જાણી તમે બંને પોતપોતાના મનને શાંત રાખવા પ્રયત્ન કરી તેને શાંત રાખો તેમાં તમારું બંનેનું હિત સમાયેલું છે માટે તમે બંને પરમાત્માના સ્મરણધ્યાનવડે પોતપોતાના મનને ઘણામાં ઘણું શાંત કરવા પ્રયત્નશીલ રહેશો, અને શોકરૂપ માનસપરિતાપથી મનને રાખી શકાય તેટલું મોકળું રાખશો. શરીરના ક્ષણભંગુરપણાનો તથા આત્માના અમરપણાનો વિચાર કરી વ્યવહારપરમાર્થમાં અપકાર કરનારા હૃદયના આઘાતને દૂર કરતા રહેશો.

જડચેતનના વિવેકવડે મનમાં પ્રકટતા મોહનું તિરોધાન કરતા રહેશો. પરમાત્માનું સ્મરણધ્યાન મનુષ્યના મનની આકુલતા દૂર કરે

છે માટે મનની વ્યાકુલતા શમાવવા તે ઉપાય કરતા રહેશો. પ્રેમને લીધે પરલોકગત પુત્રનું ધ્યાન થઇ જાય કે તુરત પરમાત્માના ધ્યાનમાં મનને લગાડવું જોઇએ.

નિત્યકર્મ ચાલુ કરી તેમાં બની શકે તેટલો વધારે સમય લેશો કે જેથી મનનો શોક ક્રમથી દૂર થવા માંડે. ×

૩૩૭ × શ્રવણ કરેલા અગત્યના ભાગનું મનન કર્યા કરવું, ને પછી બ્રહ્મધ્યાન કરતા રહેવું. તીવ્રશ્રદ્ધા, અખંડ ઉમંગ તથા પરમપ્રીતિથી પરમાત્માનું સ્મરણધ્યાન કરતા રહેવું. વાણીનો નિગ્રહ રાખવાથી ને મનને શાંત રાખવાથી જીવાત્માને સુખાનુભવ થયા કરશે, જીવભાવ શમવા લાગશે, ને કોઈના અયોગ્ય વચનથી તમારા મનમાં માઠું નહિ લાગે. બીજાના બોલ્યાસામું નહિ જોતાં વિનયથી શુભ કામ આદરપૂર્વક કર્યા કરવું. એવા શુભકામથી પણ મનનો સત્ત્વગુણ ને ભક્તિ વધે છે. × ×

૩૩૮ × તીવ્ર શુભભાવનાના ને યોગ્ય સદાચારના સેવનથી મનને તથા સ્થૂલશરીરને સતત સ્વસ્થ રાખવા પ્રયત્નશીલ રહેશો.

આત્માનું અસંગપણું ને દશ્યનું મિથ્યાપણું વારંવાર આદરપૂર્વક વિચાર્યા કરવાથી જીવાત્મા નિર્લેપ રહી શકશે. આ ચાતુર્માસમાં તે માટે અધિક પ્રયત્ન કરવાનો શુભ વિચાર જાણી સંતોષ થયો.

૩૩૯ × પરમાત્માના પરમપ્રસન્ન ને પરમશાંત સ્વરૂપનું પરમાદરપૂર્વક સતત સ્મરણધ્યાન ચાલુ રાખવાથી મનની પ્રસન્નતા ને શાંતિ સુસ્થિર રહેશે. વાચન પણ તેનું પોષણ કરનારું રાખવું.

૩૪૦ × પ્રારબ્ધકર્મથી મોહમયીપુરીમાં રહ્યા છતાં પણ મનને મોહરહિત રાખવા પ્રયત્ન સેવતા હશો. દ્રષ્ટૃપદે રહેવાનો જે શુભપ્રયત્ન ચાલે છે તે સતત ચાલુ રાખશો. શુભેચ્છાપૂર્વક શુભ પ્રયત્ન

કરનારને અંતર્યામી ઈશ્વર અવશ્ય તેના શુભ કર્મનું ફલ આપે છે. પ્રયત્નથી પ્રતિકૂલ કર્મનો ઉદય પણ ક્રમથી શમવા લાગશે.

અંતઃકરણના ઉંડાણમાં દશ્યમાં ઉદાસીનતા રાખી બહારથી પોતાના પ્રાપ્તવ્યવહારને કૃત્રિમ આસ્થા રાખી સમભાવથી નભાવવો.

પ્રારબ્ધકર્મને લીધે શરીર ગમે તે દેશમાં રહે, છતાં મનને પરમાત્માની સમીપમાં રાખી તેમની પ્રાપ્તિનાં શુભ સાધનો શ્રદ્ધા, ઉમંગ ને સાવધાનતાથી સાધ્યા કરવાં.

## પત્ર ૩૪૧-૩૫૦

* હૃદયની ઉંડામાં ઉંડી શુભ લાગણી અને તદનુકૂલ નિશ્ચય તથા પ્રવૃત્તિ થવાથી જીવ ઉત્તરોત્તર વધારે વધારે સુપથગામી થઈ કૃતાર્થ થાય છે.

પ્રભુ પોતાના અનન્યભક્તોની શુભાશાઓને સફલ કરવા સર્વદા સર્વથા સમર્થ છે. હૃદયના ઉંડાણમાંથી આવિર્ભાવ પામતી શાંતિ ને આવિર્ભાવ પામતા અપૂર્વ આનંદને અંતર્મુખવૃત્તિવડે અનુભવતા રહો.

તમારું માનેલું સર્વસ્વ ત્યજી દેતાં તમે ધ્યેય કે જ્ઞેયરૂપેજ અવશેષ રહેશો. એ સ્થિતિએ કલ્પિત ભેદ શી રીતે રહી શકે ?

આ ચોમાસામાં ચિત્તની શીતલતામાં બની શકે તેટલો વધારો કરશો.

પરમાત્માભિમુખવૃત્તિ આરૂઢ થતાં પરમાત્મદર્શન થઇ જીવનો વિરહાગ્નિ સદાને માટે શાંત થાય છે.

૩૪૨ * શરીરે કર્યું તે કર્યું ગણાતું નથી, પણ મને કર્યું તે કર્યું ગણાય છે માટે મને શુભ કર્મ કર્યું તે યોગ્ય થયું છે.

હૃદય પવિત્ર ને સુસ્થિર થતાં તેમાં પરમાત્માનો આવિર્ભાવ થવો સુલભ છે એમ પ્રાજ્ઞો કહે છે.

શાંતિમાં રહેલા ગુણો વિચારી મનને શાંત રાખવાનો પ્રયત્ન ચાલુ રહેશે તો તે ઉત્તરોત્તર વધારે વધારે શાંત થતું જશે.

ત્રિપુરવધમહોત્સવસુધી પારમાર્થિક સાધનોનું વધારે પ્રેમથી અનુષ્ઠાન કરતા રહેશો.

૩૪૩ * વ્યવહારના ને શરીરના દ્રષ્ટા રહી સમભાવે વ્યવહાર કરવાથી મનની પ્રસન્નતાનો ભંગ થતો નથી માટે પ્રાપ્તવ્યવહારનું સેવન એવી રીતે કરશો.

• શ્રદ્ધા, ઉત્સાહ ને વ્યવસ્થા વધારી પ્રભુપરાયણતામાં વધારો કરશો. ×

૩૪૪ * પરમાત્માભિમુખવૃત્તિ વધારશો. વિવેકવડે જડતાનો, ચિત્તની શીતલતાવડે પરિતાપનો ને પ્રસન્નતાવડે વ્યાકુલતાનો અભિભવ કરવા પ્રયત્નશીલ રહેશો.

મનને પરમાત્મામાં બની શકે તેટલો વિરામ આપતા રહેશો.×

૩૪૫ × ઉદ્યોગવડે આલસ્યનો, સાવધાનતાવડે પ્રમાદનો વા ગાફલપણાનો, શુભકામ તુરત કરવાના સ્વભાવવડે દીર્ઘસૂત્રતાનો ને શાંતિવડે ચિત્તભ્રમણનો પરાજય કરી આ ચોમાસામાં વિશેષ પ્રસન્ન રહેશો.

હૃદયને વિશેષ શુદ્ધ, વિશેષ સ્થિર, વિશેષ સૂક્ષ્મ ને વિશેષ શાંત કરવાથી પરમાત્માનો સાક્ષાત્કાર કરવાની તેમાં યોગ્યતા આવશે.

શ્રદ્ધા, અનન્યભક્તિ ને આત્મનિષ્ઠા વધારતા રહેશો. ×

૩૪૬ * આ ચોમાસાના ચાર માસમાં આલસ્ય, પ્રમાદ, દીર્ઘસૂત્રતા ને અવ્યવસ્થા એ દોષોનો પરાજય કરવામાટે ઘણામાં ઘણો પ્રયત્ન કરશો.

વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મોક્ષેચ્છામાં વધારો કરી

શાસ્ત્રવાચન ને મનન કરતા રહેશો.

૩૪૭ * પૂર્વાપરનો પૂરો વિચાર કર્યા વિના વ્યવહાર બહુ વધારવો નહિ. પ્રત્યેક કામમાં બની શકે તેટલું પરિણામ વિચારીને વર્તવાનો સ્વભાવ રાખવો. ×

સંસારના સર્વ વિષયોમાં રહેલાં દુઃખોને તથા દોષોને તીવ્રવિવેકવડે વારંવાર જોયાં કરવાં, ને પોતાના હૃદયમાં સુવૈરાગ્યને વધારવા.

જનસંગ રાગદ્વેષને વધારનાર છે, અને જનસંગનો પરિત્યાગ રાખી શુદ્ધભાવથી એકાંતમાં પરમાત્માનું સ્મરણધ્યાન તથા શાસ્ત્રવાચનાદિ કરવાથી મનની શાંતિમાં ને સુખાનુભવમાં વધારો થાય છે, તથા અંતઃકરણની યોગ્યતા ને પ્રતિષ્ઠા વધે છે. ×

પરદોષ જોવા નહિ, ને કોઇની આગળ તે કહેવા નહિ. કોઈ નિમિત્તથી મનને ખેદને કે રીસને વશ ન થવા દેવું. સરલતા ને સાદાઇ રાખવાં. સહનશીલતા રાખવી. સૂક્ષ્મદષ્ટિવડે પોતાના મનના ને ઇંદ્રિયોના દોષો જોવા, અને તેનો પરિત્યાગ કરવા ધૈર્ય, દઢતા ને સાવધાનતાથી પ્રયત્ન કરવો, તથા મનને સર્વદા કર્તવ્યપરાયણ રાખવું. આમ વર્તવાથી ચિત્તની યોગ્યતામાં વધારો થાય છે.

૩૪૮ * દશ્યવિષયોમાં દોષદર્શન કરી તેમાં રહેલા રાગદ્વેષ શમાવવાથી તથા પ્રિયતમ પરમાત્માનું ધ્યાન પ્રીતિપૂર્વક કર્યા કરવાથી મનની સ્થિરતા થાય છે.

વૃક્ષાસનથી પ્રાણનો નિરોધ કરવાનું સામર્થ્ય વધે છે. બ્રહ્મચર્ય પાળવામાં તે સાહાય્ય કરે છે, ને શરીરનું આરોગ્ય સુધારે છે.

૩૪૯ * પુરશ્ચરણ, નિત્યકર્મ, ધ્યાન ને શુભનિયમોનું પરિપાલન શ્રદ્ધાભક્તિથી ચાલે છે તેમ ચલાવતા રહેશો. સમયનો સદુપયોગ થાય છે તે સંતોષની વાત છે.

અંતર્મુખવૃત્તિ વધારી અંતઃકરણની શુદ્ધિમાં, સ્થિરતામાં, સૂક્ષ્મતામાં ને શાંતિમાં વધારો કરતા રહેશો, ને સિદ્ધાંતને હૃદયમાં સુસ્થિર સ્થાપતા રહેશો. ×

૩૫૦ * અડગ શ્રદ્ધા ને અસ્ખલિત ઉત્સાહથી પરમાર્થનાં સાધનોનો અભ્યાસ કરતા રહેશો. શ્રદ્ધા ને ઉત્સાહ અભ્યાસમાં આવતાં સર્વ વિઘ્નોને દૂર કર્યા કરે છે. પ્રયત્ન ચાલુ રહેવાથી ધારણાનો અભ્યાસ પણ સુધરતો જશે.

× મન પાંચ ભૂતોના મળેલા સત્ત્વાંશમાંથી ઉપજ્યું છે, છતાં તે જ્યારે સંકલ્પવિકલ્પવાળું થાય છે ત્યારે તેમાં રજોગુણની વધારે પ્રતીતિ થતી હોવાથી તેને કોઇ સ્થલે રજોગુણવાળું કહ્યું છે.

બ્રહ્મ મનની અંતર ને બહાર રહેલું છતાં પણ બ્રહ્મ મનનું પ્રકાશક હોવાથી તેને મનની અંતર રહેલું કહ્યું છે તેથી તે મન ઘટાદિની પેઠે બ્રહ્મને આ બ્રહ્મ એમ જાણી શકે નહિ.

હિરણ્યગર્ભનું એક લિંગશરીર તે સમષ્ટિલિંગશરીર કહેવાય, ને જીવનું એક લિંગશરીર તે વ્યષ્ટિલિંગશરીર કહેવાય.

આવરણશક્તિ આત્માના તથા બ્રહ્મના સ્વરૂપને ઢાંકે છે, અને વિક્ષેપશક્તિ આત્મામાં અહંકારાદિને તથા બ્રહ્મમાં જગત્‌ને પ્રતીત કરાવે છે. વિક્ષેપશક્તિ જગત્‌ના ને બ્રહ્મના વિલક્ષણપણાને ઢાંકે છે એમ કહ્યું છે તેનો ભાવ એવો છે કે તે શક્તિ અહંકારને તથા જગત્‌ને દેખાડે છે તેથી તે આત્માને તથા બ્રહ્મને પ્રતીત થવા દેતી નથી.

× વ્યષ્ટિઅજ્ઞાનમાં પૃથક્‌પણાનું અભિમાન ઉપજવાથી તેમાં મલિનતા આવે છે, અને સમષ્ટિઅજ્ઞાનમાં તેવું અભિમાન ન ઉપજવાથી તેમાં શુદ્ધસત્ત્વગુણ રહે છે. વ્યષ્ટિઅજ્ઞાન દેહાદિમાં હુંપણાના

અભિમાનની પૂર્વે ને તે અભિમાનની નિવૃત્તિ થયે મલિનસત્ત્વગુણવાળું હોતું નથી, ને તેવું રહેતું નથી.

સામાન્ય કેવલકુંભકમાં અનાહતચક્રમાં કે મનશ્ચક્રમાં પ્રાણવાયુ સ્થિર થાય છે, અને ઉત્તમપ્રકારના કેવલકુંભકમાં પ્રાણવાયુ હૃત્પદ્મમાં, ત્રિકુટીમાં કે બ્રહ્મરંધ્રમાં રહેલા બ્રહ્મમાં વિલીન થયાજેવો થાય છે.

× બ્રહ્મ પોતાનુંજ સ્વરૂપ હોવાથી આ એવે રૂપે બ્રહ્મનું જ્ઞાન થઇ શકે નહિ, પોતાના સદ્ભાવમાં વિવેકીને શંકા ન ઉપજે માટે તે પરોક્ષ કહેવાય નહિ, અને લક્ષણાવૃત્તિવડે તે સમજાય છે તેથી તે અપરોક્ષજ્ઞાનનો વિષય પણ થઇ શકે છે.

અંતઃકરણમાં કારણરૂપે કારણશરીર અથવા અવિદ્યાનો અંશ રહેલો છે, ને તે અવિદ્યાના અંશમાં વા કારણશરીરમાં તેને પ્રકાશનારો ચેતનરૂપ આકાશ વા આત્મા રહેલો છે.

કોઇ પણ વાજાનો શબ્દ બે પ્રકારનો હોય છે, સામાન્ય ને વિશેષ. તેમાં સામાન્યશબ્દમાં પછીથી વિશેષ શબ્દ નક્કી કરાય છે. એ સામાન્યશબ્દના આધારવિના તેમાં પ્રતીત થતો બીજો વિશેષ શબ્દ રહી શકે નહિ. અહિં બ્રહ્મ એ આ જગતનું સામાન્યકારણ છે. તેમાં માયાના બલથી બીજાં વિશેષરૂપો જણાય છે. સામાન્યનું જ્ઞાન થયા વિના વિશેષનું જ્ઞાન થાય નહિ એવો નિયમ હોવાથી જગતના જ્ઞાનની સાથે જાણેઅજાણે બ્રહ્મનું સામાન્યજ્ઞાન પણ મનુષ્યને થાય છે ××

પત્ર ૩૫૨-૩૬૫

* અંતઃકરણની શુદ્ધિ, એકાગ્રતા, સૂક્ષ્મતા ને શાંતિ વધારતા રહેશો. અભ્યાસ પ્રીતિપૂર્વક ચાલુ રાખશો.

* પ્રભુનું સ્મરણ, ધ્યાન ને પ્રાર્થના પ્રેમપૂર્વક ચાલુ રહેવાથી, તથા મનને સર્વદા સમભાવવાળું રાખવાથી પરિણામે સૌ સારું થશે.

૩૫૨ * મનની શાંતિમાં ને વિવેકમાં વધારો કરવા પ્રયત્નશીલ રહેશો.

પરમાર્થની પ્રાપ્ત ચિત્તભૂમિકાને સુસ્થિર કરવા પ્રયત્ન ચાલુ રાખી તે સુસ્થિર થયે ઉપરની ચિત્તભૂમિકા પ્રાપ્ત કરવા યોગ્ય પ્રયત્ન કરવો જોઇએ.

...માં તે રાત્રિએ થયેલા શુભવિચારને આચારમાં મુકતા રહેશો.

સ્વધર્મમાં સાત્ત્વિકી શ્રદ્ધા, સ્વધર્મપાલનમાં અસ્ખલિત ઉત્સાહ, વ્યવસ્થાવાળું વર્તન ને સ્વકર્તવ્યમાં પ્રીતિ રાખી અંતઃકરણની શુદ્ધિ, સ્થિરતા, સૂક્ષ્મતા, શાંતિ ને સુખાનુભવમાં વધારો કરતા રહેશો. *

૩૫૩ * શાસ્ત્રોક્ત કર્મ શાસ્ત્રવિધિથી કરવું તે હિતકર થાય છે. મનના આવેશો ને પ્રતીત થતાં દશ્યો સર્વદા સત્ય હોતાં નથી. બહારના સંન્યાસના કરતાં આંતરનો સંન્યાસ દેશકાલ જોતાં વધારે હિતકર જણાય છે.

ચિત્તનો જય ભૂમિકાપૂર્વક કરાય છે. નીચલી ભૂમિકાનો જય કર્યા વિના જો ઉપલી ભૂમિકાનો અભ્યાસ કરવામાં આવે તો તે અભ્યાસીનો અભ્યાસ સફલ થતો નથી, પણ તેને રોગ, ભય, મૂર્છા કે અશ્રદ્ધા ઉત્પન્ન થાય છે.

નેત્રની વૃત્તિ સામાન્યપણે નિમેષોન્મેષરહિત નાસાગ્રપર રાખી મનોવૃત્તિ હૃદય કે બ્રહ્મરંધ્રમાં સ્થિત બ્રહ્મમાં સ્થિર રખાય તે ઉત્તમ-પ્રકાર ગણાય છે.

તત્ત્વાનુસંધાન, મનોનાશ ને વાસનાક્ષયનો અભ્યાસ ઉત્તમપ્રકારે ચાલુ રાખવાથીજ સર્વવ્યાપક બ્રહ્મપરનું આવરણ દૂર થઇ મુમુક્ષુના અંતઃકરણની વૃત્તિ બ્રહ્માનુભવ કરવા સમર્થ થાય છે. આવા અભ્યાસ-માં ભ્રમણાને વશ ન થતાં યથાર્થતાઉપરજ બહુ ધ્યાન રાખવું જોઇએ.

હૃદયાકાશમાં સ્થિત બ્રહ્મમાં વા બ્રહ્માંડમાં સ્થિત બ્રહ્મમાં મુમુક્ષુ પોતાની ચિત્તવૃત્તિને બ્રહ્માકાર કરી વિલીન કરી શકે.

મનની ભ્રમણા, ચાંચલ્ય ને મિથ્યાભિમાન મુમુક્ષુના હાડવેરી છે માટે પ્રત્યેક મુમુક્ષુએ તેનાથી બચીને શનૈઃ શનૈઃ પોતાના અભ્યાસનો વાસ્તવિક પરિપાક કરી જ્ઞાનનિષ્ઠ થવા પ્રયત્ન કરવો જોઇએ, નહિ તો " ભૂલનકી બહુ ભાંતિ ગલી હૈ " તેમાંની કોઇ ગલીમાં ભૂલથી પોતાને મુમુક્ષુ માનનાર ચાલ્યો જાય છે, ને તે ઇચ્છિતને પ્રાપ્ત કરી શકતો નથી. ઊતાવળે સિદ્ધ થઇ જવાની લાલસાને બદલે મુમુક્ષુએ પોતાના અભ્યાસના પરિપાકની વધારે લાલસા રાખવી જોઇએ.

૨૫૪ * ધૈર્ય રાખી શાસ્ત્રોક્ત શુભ પ્રયત્ન પરમપ્રીતિથી કરવો. આતુરતાને વશ બહુ ન થવું.

શ્રદ્ધા, ઉત્સાહ, ધૈર્ય ને સાવધાનતા રાખી યોગ્ય પ્રયત્ન સતત ચાલુ રહેવાથી તમારા અવશેષ રહેલા આંતરશત્રુઓ નાશ પામશે.

સ્થૂલશરીરનું આરોગ્ય ને મનનું સ્વસ્થપણું જાળવી આદરપૂર્વક શુભકર્મ નિયમિતરીતે કરતા રહેશો તો તે શુભકર્મના પરિપાકે તમે .. થી મોકળા થઇ જશો માટે ધૈર્ય ને સાવધાનતા રાખી પ્રીતિપૂર્વક શુભકર્મ કરતા રહો.

સારૂં વાચન ને સુસંગ રાખો. જપાદિવડે મનની શાંતિ વધારો. વિવેકવૈરાગ્ય વધારી વિષયોને અસત્, તુચ્છ ને દુઃખદ સમજતા જાઓ.

* મન પ્રસન્ન રાખશો. આહાર પરિમિત ને પથ્ય લેશો.

હનુમાન્ ( હનુ+માન્–હડપચીવાળા )–જેની હડપચી સૂર્યની સામા ઠેકીને પાછા ભૂમિપર પડવાથી ભાંગી છે એવા બલવાન્ વાનર. તેનો આધ્યાત્મિક અર્થ પરમાત્મામાં વિશુદ્ધ પ્રેમ એવો થાય છે.

આરતી–આરાત્રિક–દેવની આગળ સર્વબાજુથી અરાત્રિ–દિવસ–

પ્રકાશ-કરનાર. ( દેવસંબંધિ પોતાના અજ્ઞાનરૂપ અંધકારને દૂર કરનાર. ) એ આરતીવડે ભક્ત પોતાના ઇષ્ટદેવના સ્વરૂપના જ્ઞાનની પ્રાપ્તિ કરવા ઇચ્છે છે.

ઘંટાના નાદવડે દેવને ઉત્થાનાદિની ને ભક્તોને તેમના દર્શનના સમયની સૂચના અપાય છે. તેનો આધ્યાત્મિકભાવ પોતાના અંતઃકરણમાં રહેલા અસુરોને ભયયુક્ત કરી ભગાડી મુકવાનો છે.

આંતરશત્રુઓનો પરાભવ કરવામાટે તેવી ઇચ્છાવાળા ભક્તે મદનારિ **શ્રીશંકર**નું અને દ્રવ્યની પ્રાપ્તિમાટે નવનિધિના અને અષ્ટ-મહાસિદ્ધિના સ્વામી **શ્રીશંકર**નું દ્રવ્યની ઇચ્છાવાળાએ પૂજન, સ્તુતિ, સ્મરણ, ધ્યાન ને નમસ્કારવડે ઉપાસન કરવું. મનુષ્યને તેની શ્રદ્ધાના ને પ્રીતિના પ્રમાણમાં તે ઉપાસના થોડે વિલંબે કે વધારે વિલંબે ફલદાતા થાય છે.

**શ્રીહનુમાન્** વાયુના પુત્ર હોવાથી દેવકોટિના ગણાય.

સાત્ત્વિક મનુષ્યને તંત્રના કરતાં મંત્ર, જો ઉત્તમભાવથી પવિત્ર-પણે જપવામાં આવે તો, ઊતાવળે ઇચ્છિત ફલ આપે છે.

મનુષ્યને પ્રાપ્ત દુઃખને લીધે તે દુઃખની શીઘ્ર નિવૃત્તિ કરવાની ઇચ્છા થાય તે સ્વાભાવિક છે, પણ તેણે અયોગ્ય આતુરતા રાખવી ને દુઃખી થવું તે યોગ્ય નથી. તેણે એકનિષ્ઠા રાખી વિધિવત્ શુભ પ્રયત્ન ફલસિદ્ધિ થાય ત્યાંસુધી આદરપૂર્વક કર્યા કરવો તે તેને લાભ કરનાર થાય છે.

વ્યવહારપરમાર્થમાં વ્યવસ્થાથી વર્તશો, ને કોઇનું અનિષ્ટ ન ઇચ્છશો.

૩૫૫ * પોતાના અસંગ ને સચ્ચિદાનંદઘન આત્મસ્વરૂપનો વિચાર પણ બની શકે તેટલો કર્યા કરશો.

હૃદયમાં સાત્ત્વિકી શ્રદ્ધા ને વેગવાળો ઉમંગ વધારે પ્રકટવાથી

જપવડે ને ધ્યાનવડે મન શાંત ને અપૂર્વ આનંદના અનુભવવાળું રહેવા લાગશે.

અંતઃકરણની સ્થિરતા વધવાથી સ્મરણશક્તિ પણ વધવા લાગશે.

× સાંજની સંધ્યાવેલા સંધ્યાના અંગભૂત ગાયત્રીજપ પશ્ચિમાભિમુખે બેસીને કરવો, પણ ઇષ્ટ મંત્રની માલા તો પૂર્વાભિમુખે બેસીનેજ ફેરવવી. હવે વધારે માલા થાય તો ઠીક.×

૩૫૬ * વેદ પરમાત્માના નિઃશ્વાસરૂપ હોવાથી પવિત્ર ને એકાગ્ર અંતઃકરણવાળા ઋષિઓના અંતઃકરણમાં તે પ્રતીત થયા છે માટે તે ઋષિઓ વેદના દ્રષ્ટા કહેવાય છે, કર્તા કહેવાતા નથી. વેદના કર્તા કોઈ પુરુષ ન હોવાથી તે અપૌરુષેય કહેવાય છે.

વેદના કર્તા કોઇ પુરુષ ન હોવાથી તે કોઇ પુરુષે વાણીથી કે લખાણથી બહાર પાડેલા નથી, પણ જે જે સમર્થ ઋષિઓને વેદના જે જે ભાગનું પોતાના વિશુદ્ધ ને સ્થિર અંતઃકરણમાં સ્ફુરણ (દર્શન) થયેલું તે તેમણે અધિકારી દ્વિજોને શ્રવણ કરાવેલું. આમ પરંપરાથી વેદનું શ્રવણ ચાલતું આવેલું હોવાથી વેદને શ્રુતિ પણ કહેવામાં આવે છે.

પરમાત્મા એક છે. તેમને એક કહેવાથી તેમનું સંખ્યાથી માપ થયું એમ સમજવાનું નથી, પણ તે ઘણા નથી એમ જણાવવામાટે વાચકશબ્દવિના વાચ્યઅર્થનો બોધ ન થાય તે સારુ એક એવો વાચક શબ્દ વાપર્યો છે. બ્રહ્મ એક છે કે અનેક છે એવી જિજ્ઞાસુના મનની શંકાનું સમાધાન કરવામાટે શ્રોતાનું હિત ઇચ્છનારી શ્રુતિએ તેનો અભિપ્રાય જાણીને “ **एकमेवाद्वितीयं ब्रह्म** ” એમ કહ્યું છે.

**પરમાત્મા વા બ્રહ્મ સર્વદેશમાં સ્થિત હોવાથી તેમનો દેશવડે વિભાગ ન હોવાથી, ત્રણે કાલમાં રહેનાર હોવાથી તેમનો કાલવડે વિભાગ ન હોવાથી અને સર્વ પ્રાણિપદાર્થનું વાસ્તવિકસ્વરૂપ તે હોવાથી**

તેમનો વસ્તુવડે વિભાગ ન હોવાથી તેઓ સર્વત્ર પરિપૂર્ણ છે, અપૂર્ણ નથી.

પરમાત્મા પોતાના નિરુપાધિક સ્વરૂપે અખંડએકરસ છે, ખંડિત–વિભાગ પામેલા–નથી.

પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ નિરાકાર છે, છતાં તેઓ ભક્તોના ઉપર અનુગ્રહ કરવામાટે ને દુર્જનોનો નિગ્રહ કરવામાટે પોતાની માયાવડે સાકારજેવા પ્રતીત થઈ શકે છે.

તે પરમાત્મા પોતાના સચ્ચિદાનંદાદિ સ્વભાવવડે સર્વવ્યાપક છે. તે સર્વ પ્રાણિપદાર્થોમાં સૂક્ષ્મતમરૂપે રહ્યા છે. તેમાં "**एको देवः सर्वभूतेषु गूढः**" એ શ્રુતિ તથા "**वासुदेवः सर्वमिति**" એ સ્મૃતિ અને શ્રોત્રિયબ્રહ્મનિષ્ઠ પુરુષોનો અનુભવ એ પ્રમાણો છે. એક ને અખંડ આકાશ જેમ પોતાની મર્યાદામાં સર્વત્ર વ્યાપીને રહે છે, ને ઉપાધિના યોગથી તે ઘટાકાશ તથા મઠાકાશાદિરૂપે પ્રતીત થાય છે તેમ એકજ પરમાત્મા પોતાના સદાદિ સ્વભાવથી સર્વત્ર વ્યાપેલા હોઇ તે ભિન્ન ભિન્ન સ્થલે તે તે ઉપાધિના યોગથી ભિન્ન ભિન્નના જેવા જણાય છે. આકાશ વસ્તુતાએ કાંઇજ નથી એમ અજ્ઞાની મનુષ્યે કહેવું એ ભૂલભરેલું છે. આકાશ વાયુના ઉપાદાનકારણરૂપ ને માયાના કાર્યરૂપ વ્યાવહારિક વસ્તુ છે. "**एतस्मादात्मन आकाशः संभूतः**" એ શ્રુતિમાં પરમાત્માને આશરે રહેલી માયામાંથી આકાશની ઉત્પત્તિ કહી છે. જો આકાશ વ્યાવહારિકસત્તાવાળું ન હોય તો પછી શ્રુતિ તેની ઉત્પત્તિ શામાટે કહે? વંધ્યાપુત્રની ઉત્પત્તિ કોણ કહે છે? વળી તે શૂન્યરૂપ હોય તો "**आकाशाद्वायुः**" એ શ્રુતિ આકાશમાંથી વાયુની ઉત્પત્તિ શામાટે કહે?

શાસ્ત્રોક્ત વિષયોનો યથાયોગ્ય નિર્ણય શાસ્ત્રપ્રમાણ, શાસ્ત્રાનુકૂલ યુક્તિઓ ને બ્રહ્મજ્ઞ પુરુષોના અનુભવને અવલંબીને થાય છે; માત્ર પ્રત્યક્ષપ્રમાણથીજ તેનો નિર્ણય થઇ શકતો નથી. જો પ્રત્યક્ષપ્રમાણથીજ એવા વિષયોનો નિર્ણય કરવા બેસાય તો નાસ્તિક થઇ જવાય.

સંગની કેવી પ્રબલ અસર થાય છે તે જણાવવામાટે બકરાના ટોળામાં બચપણથી રહેલા સિંહનું ઉદાહરણ કોઇ કોઇ સંતોએ આપ્યું છે. સિંહનું બધું વર્તન બકરાની સાથે સરખાવવાનો તે સંતોનો હેતુ નથી. દૃષ્ટાંતમાંથી સિદ્ધાંત સમજવામાટે તેનો ઉપયોગી ને મળતો એકજ અંશ લેવાનો હોય છે. જો દૃષ્ટાંતના સર્વ અંશો સિદ્ધાંતને મળતા કરવાનો પ્રયત્ન થાય તો પછી તે દૃષ્ટાંત નહિ રહેતાં સિદ્ધાંત થઇ જાય.

ઇશ્વર, પરમેશ્વર ને પરમાત્મા એ સગુણબ્રહ્મનાં નામો છે, અને બ્રહ્મ તથા પરબ્રહ્મ ને ક્વચિત્ પરમાત્મા એ નામો બહુધા નિર્ગુણબ્રહ્મનાં છે. એ શબ્દોમાંના પ્રત્યેક શબ્દનો અર્થ કરતીવેલા પ્રકરણ જોઇને તે શબ્દ સગુણબ્રહ્મનો બોધક છે કે નિર્ગુણબ્રહ્મનો બોધક છે તે શાસ્ત્રજ્ઞ પુરુષવડે નક્કી કરી શકાય છે.

પરમેશ્વર એક છે તે પૂર્વે લખાઇ ગયું છે. પરમેશ્વર પોતાની માયાવડે ને ચેતનસ્વરૂપવડે સર્વ પ્રાણિપદાર્થમાં વ્યાપક છે, છતાં તેઓ તે પ્રાણિપદાર્થથી વ્યવહારપક્ષે ભિન્ન છે. સૂક્ષ્મતમ ચેતનરૂપ બ્રહ્મ સર્વ પ્રાણિપદાર્થમાં વ્યાપક હોઇ તે સર્વ કલ્પિત પ્રાણિપદાર્થના વાસ્તવિક સ્વરૂપભૂત છે.

પરમેશ્વર સર્વ પ્રાણિપદાર્થમાં સરખી રીતે વ્યાપક છે. " समं

सर्वेषु भूतेषु तिष्ठंतं परमेश्वरं " એ શ્રીગીતાજીનું વચન પણ એમજ કહે છે.

પરમેશ્વર માયાના સર્વ દેશમાં વ્યાપક છે, ને બ્રહ્મ માયાના પ્રદેશમાં ને તેથી બહાર સર્વત્ર વ્યાપક છે. તેમની વ્યાપકતાને અંતરાય કરનાર કોઇ પણ વસ્તુ આ વિશ્વમાં કે તેની બહાર વિદ્યમાન નથી.

પરમેશ્વર જ્ઞાનમય નહિ, પણ જ્ઞાનસ્વરૂપ છે, તે અજ્ઞાનમય કે અજ્ઞાનસ્વરૂપ નથી.

જ્ઞાન પ્રકાશની પેઠે પોતાથીજ બલવાન્ છે. અજ્ઞાન ચેતનથી સત્તા પામીને આપેક્ષિક ( તેનાં કાર્યોની અપેક્ષાએ ) બલવાન ગણાય છે.

વ્યવહારપક્ષમાં જીવ, ઇશ્વર ને માયા એ ત્રણ વસ્તુઓ અથવા માયા ને બ્રહ્મ એ બે વસ્તુઓ છે, અને પરમાર્થપક્ષમાં માત્ર એક બ્રહ્મજ છે.

અજ્ઞાની જીવોને અજ્ઞાનકાલે સત્યરૂપે જણાતું આ જગત્ વ્યવહારપક્ષે વ્યવહારપૂરતું સત્ય છે, પરમાર્થપક્ષે તે બ્રહ્મથી ભિન્ન સત્ય નથી.

પરમેશ્વરને જો તમે બ્રહ્મ સમજતા હો તો તે બ્રહ્મથી ભિન્ન બીજું કોઇ ચૈતન્ય નથી. પરમેશ્વરને જો તમે ઇશ્વર સમજતા હો તો તેમનાથી વ્યવહારપક્ષે ભિન્ન એવાં જીવચૈતન્યો છે, ને તેમના વાસ્તવિકસ્વરૂપભૂત બ્રહ્મચૈતન્ય પણ છે.

મન, બુદ્ધિ, ચિત્ત ને અહંકાર એ ચાર વૃત્તિઓવાળું અંતઃકરણ વ્યવહારપક્ષે છે, ને પરમાર્થપક્ષે તે બ્રહ્મમાં કલ્પિત છે.

અંતઃકરણ ને ઇંદ્રિયાદિ જડ છે, ચૈતન્યરૂપ નથી, પણ ચૈતન્યના સ્વભાવનું તેમાં આગમન થવાથી તે ચૈતન્યજેવાં ( જ્ઞાનાદિ

સ્વભાવવાળાં) જણાય છે.

પરમેશ્વર સર્વદા અચલ છતાં પણ પ્રસંગોપાત્ત તેઓ ભક્તોના ઉપર અનુગ્રહ કરવા તથા દુષ્ટોનો નિગ્રહ કરવા પોતાની માયાવડે ચલજેવા પ્રતીત થાય છે.

દેહને વિષે એક દ્રષ્ટા ચૈતન્ય મુખ્ય છે, બીજું અંતઃકરણથી બળેલાજેવું થયેલું વ્યાવહારિક જીવચૈતન્ય છે તે દેહમાં ગૌણદ્રષ્ટા મનાય છે. કોઇ પણ દૃશ્ય વસ્તુ ચૈતન્ય હોઇ શકે નહિ માટે શરીરમાં દ્રષ્ટા ચૈતન્ય ને દૃશ્ય ચૈતન્ય એવા બે વિભાગ નથી.

સુખદુઃખનો અનુભવ ચૈતન્યજેવા જણાતા જડ અંતઃકરણને થાય છે, વા અંતઃકરણયુક્ત ચૈતન્ય જે જીવનામથી કહેવાય છે તેને થાય છે, અસંગ ને પૂર્ણકામ શુદ્ધચૈતન્યને સુખદુઃખનો અનુભવ થવો સંભવતો નથી.

સૂર્ય જ્યાંસુધી સૂર્યરૂપે હોય ત્યાંસુધી તેમાં અંધકાર સંભવે નહિ.

આત્મા ને બ્રહ્મ વસ્તુતાએ એકજ છે, પણ જીવ ને પરમાત્મા (ઇશ્વર) ઉપાધિના ભેદથી વ્યાવહારિકપક્ષે ભિન્ન છે, એક નથી.

ચૈતન્ય વાસ્તવિક અનાદિ છે, ને કલ્પિત જડ વ્યવહારપક્ષે અનાદિ છે. તેમાં કેટલુંક જડ સ્વરૂપથી અનાદિ છે, ને કેટલુંક જડ પ્રવાહરૂપથી અનાદિ છે.

ચૈતન્ય સ્વાભાવિક બલવાન્-સત્તાદિ સ્વભાવવાળું-છે, ને જડ ચૈતન્યના બલવડે બલવાળું-સત્તાદિ સ્વભાવવાળું-થાય છે.

કોઇ જગાએ વિદ્વાનનો અર્થ શાસ્ત્રજ્ઞ થાય છે, ત્યાં વિદ્વાન્ ને જ્ઞાનવાન્-બ્રહ્મના અનુભવવાળા-ભિન્ન છે. તેમાં વિદ્વાન્ જ્ઞાનવાન્થી ઊતરતી પંક્તિના ગણાય છે. જ્યાં પ્રકરણથી વિદ્વાનનો ને જ્ઞાનવાનનો અર્થ બ્રહ્મના અનુભવવાળા એવો થતો હોય ત્યાં તે

બંનેમાં કોઈ પ્રકારની ન્યૂનાધિકતા નથી.

પશુમાંથી પશુ ને પક્ષીમાંથી પક્ષી થાય આ સામાન્ય નિયમ છે. તેમાં દેવના કે યોગીના સંકલ્પથી ફેર પણ પડે. વ્યવહારમાં પણ એક જાતની વસ્તુમાંથી બીજી જાતની વસ્તુ ઉત્પન્ન થાય છે, જેમ ચૈતન્યજેવા જણાતા જીવતા સ્થૂલશરીરમાંથી જડ એવા નખ ને વાળ ઉત્પન્ન થાય છે, જડ છાણ ને મૃત્તિકાદિમાંથી ચૈતન્યજેવા વીંછી આદિ જંતુઓ ઉત્પન્ન થાય છે, અને બળી ગયેલા નેતરના બીજમાંથી કેળ ઉત્પન્ન થાય છે.

× સાચા બ્રહ્મજ્ઞાનીઓ કોઇને ધર્મકર્મથી ભ્રષ્ટ કરતા નથી. તેમનો ઉપદેશ શ્રોતાઓના અંતઃકરણની યોગ્યતાનો વિચાર કરીને હોય છે. તેઓ બધાને એકલો અભેદવાદજ ઉપદેશતા નથી.

શાસ્ત્રપ્રતિપાદિત વિષયમાં પ્રાકૃત માણસનું દોઢ ડહાપણ કાંઇ કામમાં આવતું નથી. શાસ્ત્રીય વિષયનો નિર્ણય શાસ્ત્રનાં વચનોથીજ થાય છે. સર્વ શરીરોમાં વ્યાપીને રહેલું બ્રહ્મજ સર્વ પ્રાણીઓનો આત્મા હોવાથી સર્વ શરીરોમાં બ્રહ્મરૂપ આત્મા એકજ છે એમ **"सर्वं खल्विदं ब्रह्म" "तत्त्वमसि" "अयमात्मा ब्रह्म" "अहं ब्रह्मास्मि"** ને **"एकमेवाद्वितीयं ब्रह्म"** ઇત્યાદિ વેદવચનો ને **"वासुदेवः सर्वमिति"** ઇત્યાદિ સ્મૃતિવચનો કહે છે. જીવાત્માનું શુદ્ધ સ્વરૂપ આત્મા છે. તે આત્મા પરમાત્માનું વાસ્તવિક સ્વરૂપ જે બ્રહ્મ તે રૂપ છે. જીવજ પરમાત્મા છે એમ શાસ્ત્રો ને સત્પુરુષો કહેતા નથી, પણ જીવનો ને પરમાત્માનો ઉપર જણાવેલી રીતે ભાગત્યાગલક્ષણાથી અભેદ છે એમ શાસ્ત્રો ને સત્પુરુષો કહે છે. જીવશિવનો અભેદ પણ ઉપર જણાવેલી રીતે સમજવો. સર્વે પ્રાણીઓમાં રહીને તેમની વાણીને પરંપરાએ બોલવાનું સામર્થ્ય આપનાર

બ્રહ્મ છે એવો “ બોલે તે બીજો નથી અંતર્યામી આપ ” ઇત્યાદિ વચનોનો અભિપ્રાય છે.

સર્વ જીવોનું વાસ્તવિક સ્વરૂપ બ્રહ્મ છતાં પણ જેમને તે અસંગ, અવિકારી, અક્રિય, અચલ, સચ્ચિદાનંદઘન, અકર્તા, અભોક્તા, અખંડ, એકરસ, નિરામય, પૂર્ણકામ ને વિભુસ્વરૂપનો અભેદભાવે અનુભવ ન થાય તેમને પોતપોતાના અંતઃકરણની સ્થિતિપ્રમાણે નિષ્કામકર્મ, ઉપાસના, વિવેકાદિનું સેવન, શ્રવણ, મનન કે નિદિધ્યાસન કરવાં પડે છે. જેમનાં અંતઃકરણ મલદોષવાળાં હોય તેમને નિષ્કામકર્મ કર્તવ્ય છે, જેમનાં ચિત્ત ચંચલ હોય તેમને સગુણબ્રહ્મની ઉપાસના કર્તવ્ય છે, જેમને બ્રહ્મનું સ્વરૂપ જાણવા વેદાંતનું શ્રવણ કરવાની ઇચ્છા હોય એવા શુદ્ધ ને સ્થિર અંતઃકરણવાળા મનુષ્યને વિવેક, વૈરાગ્ય, શમાદિ છ સંપત્તિ ને મુમુક્ષુતા એ ચાર સાધનો પ્રાપ્ત કરવાયોગ્ય મનાય છે, જેમને વેદાંતશાસ્ત્રના દ્વૈતાદ્વૈતના પ્રતિપાદનના સંબંધમાં સંદેહ હોય તેમને વેદાંતશાસ્ત્રનું શ્રવણ કર્તવ્ય છે, જેમને વેદાંતશાસ્ત્રે પ્રતિપાદન કરેલા બ્રહ્માદિના સ્વરૂપમાં સંદેહ હોય તેમને વેદાંતશાસ્ત્રનું મનન કર્તવ્ય છે, અને જેમને દેહાદિમાં આત્માની બુદ્ધિ ને જગતમાં સત્યતાની બુદ્ધિ હોય તેમને નિદિધ્યાસન એટલે બ્રહ્મવિચાર કે બ્રહ્મધ્યાન કર્તવ્ય છે. એવી રીતે જીવન્મુક્તથી કે જ્ઞાનીથી ભિન્ન સર્વ અકૃતાર્થ મનુષ્યોને બ્રહ્મસાક્ષાત્કારમાટે શાસ્ત્રો ને સત્પુરુષો તેમના અંતઃકરણની યોગ્યતાપ્રમાણે ભિન્ન ભિન્ન પ્રકારનો ઉપદેશ કરે છે. શાસ્ત્રોમાં જે જે મોક્ષસાધનોનો ઉપદેશ કર્યો છે તે તે મોક્ષસાધનો તેના અધિકારીઓને ઉપકારક છે, ને સમજુ મનુષ્યો પોતાપોતાના અધિકારપ્રમાણે તેનું સેવન કરે છે. વેદાંતનો પૂર્વોક્ત સિદ્ધાંત ન્યાય, નીતિ, વિવેક

ને વૈરાગ્યનો ઉચ્છેદક નથી, પણ ઉત્તમપ્રકારે તેમનો પોષક છે એ વાત દુરાગ્રહરહિત સુજ્ઞોને અજ્ઞાત હોવાનો સંભવ નથી.

વેદાંતનો ઉપદેશ કરનારા વિવેકી પુરુષો જીવને બ્રહ્મ નથી કહેતા, પણ જીવના વાસ્તવિક સ્વરૂપ આત્માને બ્રહ્મ કહે છે. જીવમાં જે અલ્પજ્ઞપણું, અલ્પશક્તિમાન્‌પણું, પરિચ્છિન્નપણું ને પરતંત્રપણું વ્યવહારકાલે જણાય છે તે અવિદ્યાના ધર્મોના આરોપથી જણાય છે, અને પરમાત્મામાં જે સર્વજ્ઞપણું, સર્વશક્તિમાન્‌પણું, વિભુપણું ને સ્વતંત્રપણું શાસ્ત્રદ્વારા સાંભળવામાં આવે છે તે માયાના ધર્મોના આરોપથી તેમનામાં શાસ્ત્રદૃષ્ટિએ પ્રતીત થાય છે.

જે મનુષ્યને સત્ય જાણવાની ઇચ્છા હોય, ને જે મનુષ્યમાં દુરાગ્રહ વા ભ્રમણા ન હોય તે મનુષ્ય પ્રમાણ, સુયુક્તિઓ ને અનુભવવડે શાસ્ત્રવચનોનો અભિપ્રાય સમજી, તે પ્રમાણે વર્તી કૃતાર્થ થાય છે. શાસ્ત્રોનું તાત્પર્ય જાણવાનો શાસ્ત્રવિહિત પ્રયત્ન નહિ કરતાં જેઓ માત્ર દુરાગ્રહથી નિરર્થક બકવાદ કર્યા કરે છે તેઓ શાસ્ત્રોનાં વચનોનો અભિપ્રાય સમજવા સમર્થ થતા નથી.

સાચા બ્રહ્મજ્ઞાનીઓ સાધારણ મનુષ્યોને તેમના સમજવિનાના પ્રશ્નોનું ઉત્તર આપવા તેમને ઘેર જાય વા ઉત્તરો લખીને નામઠામ લખી સહી કરી મોકલે એ નહિ બની શકે તેવું છે, ને તેવી માગણી કરનાર મનુષ્ય પણ વિવેકવાન્ કહેવાય નહિ. જે બ્રહ્મવિદ્યાના લાભમાટે સુરોના રાજા ઇંદ્રે ભગવાન્ પ્રજાપતિની એક સો ને એક વર્ષસુધી સેવા કરી હતી એમ છાંદોગ્યોપનિષદ્ કહે છે તે બ્રહ્મવિદ્યાનું નિરૂપણ સાધારણ માણસોની પાસે કરવામાટે સાચા બ્રહ્મવેત્તાઓ તેમને ઘેર ન જાય ને તેવો પ્રયત્ન ન કરે તેથી બ્રહ્મવિદ્યા ખોટી કહી શકાય નહિ. ગ્રામસિંહના ( કુતરાના ) શબ્દની સામે અરણ્યના

સિંહ ગર્જના ન કરે તેથી ગ્રામસિંહનું અરણ્યના સિંહથી અધિક બલવાનપણું સિદ્ધ થતું નથી. આવા વિચારને ધ્યાનમાં રાખીનેજ તેવા મનુષ્યોના સંબંધમાં વિદ્વાનો કહે છે કે:—

" गच्छ शूकर भद्रं ते वद सिंहो मया जितः ।
पंडिता एव जानन्ति सिंहशूकरयोर्बलम् ॥[१]"

" અનુભવી આગળ વાદજ વદે, ઉંટઆગળ જેમ પાળો ખદે;
ઉંટતણાં આઘાં મેલાણ, પાળાના તો છાંડે પ્રાણ;
અખા અનુભવી ઇશ્વિરરૂપ, સાગળઆગળ શું કુદે કૂપ ? "

× આ પ્રશ્નો જિજ્ઞાસાવાળી બુદ્ધિનાં નથી એ તે પ્રશ્નોની ભાષાથી સ્પષ્ટ સમજાય છે. આવા પ્રશ્નોમાં કાલક્ષેપ કરવાના કરતાં પોતાને જેટલું સમજાયું હોય તેટલું શુદ્ધભાવથી પળાય તો તે હિતકર થાય છે.×

૩૫૭ * નિષ્કામકર્મ, ભક્તિ, યોગ ને વેદાંત એ ચારમાંના કોઇ એક કે અનેક સાધનોનું અનુષ્ઠાન કરનાર મનુષ્યે પોતાના મનને દૃશ્ય વિષયોની આરૂઢ સ્પૃહાથી રહિત કરવા સર્વદા પ્રયત્નશીલ રહેવું જોઇએ. અસત્, બીભત્સ ને દુઃખદ દૃશ્ય વિષયોની સ્પૃહામાં મગ્ન થયેલું મન મોક્ષનાં સાધનોનું યથાયોગ્ય સેવન કરી પોતાની શુદ્ધિ, સ્થિરતા કે સૂક્ષ્મતા સંપાદન કરી શકતું નથી માટે મુમુક્ષુએ પોતાના મનમાં વિવેકવૈરાગ્યની ઘણામાં ઘણી વૃદ્ધિ કરી દુઃખદ દૃશ્ય વિષયોની સ્પૃહાને ઉતરોત્તર ક્ષીણ કરવી જોઇએ.

જે મનુષ્ય પોતાના સદ્ગુરુનાં, સત્શાસ્ત્રોનાં ને સત્પુરુષોનાં

---

૧ હે ભુંડ ! જા, તારું ભલું થાઓ. 'મેં સિંહને જિત્યો' એમ તું ભલે કહે. સિંહનું ને ભુંડનું બલ કેટલું કેટલું છે તે પંડિતોજ જાણે છે.

વચનોનો સમજપૂર્વક વિચાર કરતો નથી, તથા તદનુસાર વર્તવાનો ઘણામાં ઘણા ઉમંગથી ને આગ્રહથી પ્રયત્ન કરતો નથી તે મનુષ્ય શ્રદ્ધાલુ ગણાય નહિ, અને એવા અશ્રદ્ધાલુનું મન પોતાનામાં રહેલા સંસ્કારાનુસાર વર્તે છે તેથી તેની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતા ન થવાથી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શકતું નથી, ને તેથી તે ત્રિવિધતાપના કોઇ એક કે વધારે તાપથી તપ્યા કરે છે, પણ તાપરહિત થઇ પરમાનંદનો અનુભવ કરવા તે સમર્થ થતું નથી.

ઉત્તમ મુમુક્ષુઓ તો જો મને અન્નાદિ નહિ મળે તો હું યોગ્ય વૃક્ષનાં પાનડાં બાફીને ખાઇશ, જો મને વસ્ત્ર નહિ મળે તો ચીંથરાંને ધોઇ પછી સાંધીને તેવડે હું મારા શરીરને ઢાંકીશ, જો મને રહેવાને ઘર નહિ મળે તો હું પર્ણકુટિ કરીને તેમાં રહીશ વા ઝાડની નીચે કે ગુફામાં રહીશ, અને જો મને રોગનિવૃત્તિમાટે ઔષધ નહિ મળે તો હું જલને ઔષધ માની તે પીશ. આવા શુભનિશ્ચયવાળા મુમુક્ષુઓજ મોક્ષમાર્ગમાં આગળ વધી મોક્ષાનુભવ કરવા ભાગ્યશાલી થાય છે, સંસારના વિષયોના રાગમાં-સંસારનાં સુખોમાં-નિમગ્ન થયેલા ને દ્વેષાદિયુક્ત મનવાળા મનુષ્યો પોતાના મનની યોગ્યતાને અભાવે મોક્ષમાર્ગમાં આગળ વધી મોક્ષ મેળવી શકતા નથી, પણ આ દુઃખમય સંસારમાં ભ્રમણ કરી દુઃખાનુભવ કર્યા કરે છે.

ઠીંગણો ને ઝાડપર નહિ ચઢી જાણનાર મનુષ્ય જેમ આંબાની ઉંચી ડાળપર રહેલી પાકેલી, સુંદર ને મોટી કેરી મેળવી શકતો નથી તેમ પોતાના ચિત્તની શુદ્ધિ, સ્થિરતા ને સૂક્ષ્મતાવિનાનો મનુષ્ય પરમાનંદરૂપ બ્રહ્મને અભેદભાવે પ્રાપ્ત કરી પરમાનંદી થઇ શકતો નથી.

વિવેકી મનુષ્યે છીપશંખલાં ભેળાં કરવામાં પોતાના જીવનનો

અમૂલ્ય સમય વ્યતીત કરવાને બદલે ચિંતામણિની પ્રાપ્તિ કરવાના ઉપાયોના સેવનમાં તે સમય વ્યતીત કરવો જોઇએ. જેમ દક્ષિણ-ભણી ચાલ્યો જતો મનુષ્ય ઉત્તરમહાસાગરના તટપર કદીપણ પહોંચી શકતો નથી તેમ સંસારના સ્થૂલ વિષયોભણી દોડ્યું જતું મન પોતાની પછવાડે રહેલ પરમાનંદરૂપ બ્રહ્મને અનુભવી સુખી થઈ શકતું નથી.

મુમુક્ષુએ સહનશીલતા, દયા ને શુદ્ધપ્રેમવડે રીસ, દ્વેષ ને અસૂયાનો જય કરવો જોઇએ, અને તેણે ગુણગ્રાહકતાવડે વા સારગ્રાહી બુદ્ધિવડે ઇર્ષ્યાદિનો અભિભવ કરવો જોઇએ. વળી તેણે સત્યભાષણ કરવાના સ્વભાવવડે અસત્યનો, અભેદબુદ્ધિવડે ભેદબુદ્ધિનો, સરલતાવડે વક્રતાનો, પ્રસન્નતાવડે ખેદનો, નિર્ભયતાવડે ભયનો, નમ્રતા વા વિનયવડે ઉચ્છૃંખલતાનો વા સ્તબ્ધતાનો, સભ્યતાવડે અવિવેકનો—અસભ્યતાનો—અને સૌંદર્યસારનિધિ ને પરમકારુણ્યમૂર્તિ પરમાત્માની માહાત્મ્યજ્ઞાનવાળી અવિચલ ને સર્વથી અધિક ભક્તિવડે સંસારના અસત્, તુચ્છ ને પરિણામે અપકાર કરનાર પ્રાણિપદાર્થની સ્પૃહાનો પરાભવ કરવો જોઇએ.

ખેડુત જેમ પોતાના ખેતરમાં વાવેલા અન્નાદિના છોડની પાસે ઊગેલાં નકામાં તૃણોને મૂલસહિત કાઢી નાંખે છે તેમ ઉત્તમ મુમુક્ષુએ પોતાના ચિત્તમાંથી ઉપજતી જ્ઞાન, યોગ ને ભક્તિની વિરોધી રાજસીતામસી વૃત્તિઓને તેના ઉપાદાનકારણ રજોગુણતમોગુણની સાથે કાઢી નાંખવામાટે શાસ્ત્રોક્ત શુભ પ્રયત્ન સતત આદરપૂર્વક કરવો જોઇએ. નિત્ય સૂક્ષ્મદૃષ્ટિવડે પોતાના હૃદયનું અવલોકન કરી જે તેને વિશુદ્ધ કરવા ધારતો હોય તેણે સતત સત્ત્વગુણના ધર્મોને, રજોગુણના ધર્મોને તથા તમોગુણના ધર્મોને પૂરી રીતે ઓળખી

તેમાંથી પ્રથમ તમોગુણના ધર્મોને તથા રજોગુણના ધર્મોને બલહીન કરવામાટે પોતાના સામર્થ્યપ્રમાણે યથાયોગ્ય પ્રયત્ન લાગણી રાખીને કરવો જોઇએ. સદાગ્રહવાળા દીર્ઘકાલના પ્રયત્નથીજ આ કામ સિદ્ધ થાય છે, અલ્પકાલના સાધારણ પ્રયત્નથી આ કામ સિદ્ધ થઈ શકતું નથી.

મુમુક્ષુએ પોતાના અસંગ, અવિકારી ને સચ્ચિદાનંદઘન સ્વરૂપને સમજવામાટે ને તે સ્વરૂપમાં પોતાના મનને સુસ્થિર કરવામાટે આરમાદરથી બહુ પ્રયત્ન કરવો જોઇએ. તેણે પોતાના મનને માયિક પદાર્થોમાં ને માયિક પ્રસંગોમાં ભમવા ન દેવું જોઇએ.

શ્રદ્ધાલુ મુમુક્ષુએ અન્નવસ્ત્રાદિનું ચિંતન નહિ કરતાં ઉમંગથી આત્માથી અભિન્ન બ્રહ્મનું ચિંતન કરવું જોઇએ. તેણે અન્નવસ્ત્રાદિનો ભાર પોતાના પ્રારબ્ધકર્મપર મુકી સદા નિશ્ચિત રહેવું જોઇએ.

મુમુક્ષુએ ભક્તિશાસ્ત્ર, યોગશાસ્ત્ર ને વેદાંતશાસ્ત્રના ગ્રંથોમાંથી પોતાનાથી સમજી શકાય એવા ગ્રંથો શ્રદ્ધાપ્રીતિથી વાંચવા જોઇએ, તેનો પોતાને ઉપયોગી હોય એવો ભાગ સ્મરણમાં રાખવો જોઇએ, અને તેમાંથી પોતાને જેટલું અનુસરવાયોગ્ય જણાય તેટલાનું તેણે ભાવપૂર્વક અનુસરણ કરવું જોઇએ. જીવનની પ્રત્યેક પલને તેણે મહામૂલ્યવાળી ગણી સર્વદા સમયનો ઘણામાં ઘણો સારો ઉપયોગ કરવો જોઇએ. અવકાશના સમયમાં પોતાના બુદ્ધિબલાનુસાર જિજ્ઞાસુઓને સન્માર્ગે ચઢાવવાનો પ્રયત્ન પણ તેણે નિઃસ્પૃહબુદ્ધિવડે કરવો જોઇએ.

અંતઃકરણને ઉંચી કક્ષાઉપર લઈ જવાનો ઘણામાં ઘણા આગ્રહથી પ્રયત્ન કર્યા વિના તે ઉંચી કક્ષાપર જઇ શકતું નથી, ને તેથી તે જીવને સુખાનુભવ કરાવવાને બદલે નિરર્થક દુઃખાનુભવ કરાવ્યા કરે છે. આમ થવામાં તે મનુષ્યના યોગ્ય પુરુષપ્રયત્નનો

અભાવ એજ હેતુ છે, અન્ય હેતુ નથી.

૩૫૮ * આસન, પ્રાણાયામ ને ધારણાના અભ્યાસના સમાચાર જાણ્યા. વૈરાગ્યના ને અભ્યાસના પ્રમાણમાં તે ત્રણેનો પરિપાક થતો જશે, અને અંતઃકરણ વધારે શુદ્ધ, વધારે સ્થિર ને વધારે સુખાનુભવવાળું થતું જશે.

× યુધિષ્ઠિરની—કામાદિની સાથેના યુદ્ધમાં અવિકારીપણે સ્થિર રહેનાર સદ્ધર્મની—આકાશતત્ત્વમાંથી ઉત્પત્તિ કહેવાનું કારણ આ પ્રમાણે છેઃ—અહિં યુધિષ્ઠિરનો તેમના અંતઃકરણાદિથી અભેદ સમજવો. તેમનાં અંતઃકરણાદિ આકાશના જેવાં સ્વચ્છ ને વિકારને વશ બહુ નહિ થનાર હોવાથી તથા તેમનાં અંતઃકરણાદિમાં આકાશનાં પરમાણુઓ વધારે હોવાથી તેમની આકાશતત્ત્વમાંથી ઉત્પત્તિ કહી છે. વાયુ જેમ શીઘ્રવેગવાળો છે તેમ **ભીમ**—સાહસ—પણ શીઘ્રવેગવાન્ હોવાથી ભીમની—સાહસની—વાયુતત્ત્વમાંથી, અગ્નિ જેમ દાહક ને પ્રકાશક છે તેમ **અર્જુન**—મંદવિરાગ—આંતરશત્રુઓને દાહ કરનાર ને આત્મસ્વરૂપાદિને જણાવનાર હોવાથી તેમની અગ્નિતત્ત્વમાંથી, જલતત્ત્વ જેમ શીતલ ને વહનશીલ છે તેમ **નકુલ**—ઉપશમ—પણ મનને શીતલ ને શાંતવહનવાળું કરનાર હોવાથી તેમની જલતત્ત્વમાંથી અને પૃથિવીતત્ત્વ જેમ સ્થિર ને પ્રાણીઓના આધારભુત જણાય છે તેમ **સહદેવ**—સાચી ભક્તિ—પણ સ્થિર ને ભક્તોના આધારભૂત હોવાથી તેમની પૃથિવીતત્ત્વમાંથી ઉત્પત્તિ કહી છે.

ત્રણ ગુણોની સામ્યાવસ્થાને પ્રધાન અથવા પ્રકૃતિ કહેવામાં આવે છે. તેમાંથી માયા ને અવિદ્યાની ઉત્પત્તિ થાય છે. તે માયા ઈશ્વરનો ઉપાધિ ગણાય છે, ને અવિદ્યા જીવોનો ઉપાધિ ગણાય છે. તે માયા શુદ્ધસત્ત્વગુણરૂપ ને અવિદ્યા મલિનસત્ત્વગુણરૂપ છે. આ

શાસ્ત્રીય પ્રક્રિયા છે. કોઈ ઠેકાણે પ્રકૃતિને માયા કહી હોય ત્યાં તે ઉપર જણાવેલી પ્રકૃતિ નહિ, પણ તે પ્રકૃતિમાંથી ઉપજેલી માયા છે એમ સમજવું. પ્રધાન, પ્રકૃતિ, માયા, અવિદ્યા, અજ્ઞાન ને શક્તિ એ સર્વ જડ વસ્તુઓના મૂલકારણનાં નામો છે. તે વસ્તુ જ્યારે કાર્યોન્મુખ ન હોય ત્યારે પ્રધાન, તે તમોગુણપ્રધાન થઇ કાર્યોન્મુખ થાય ત્યારે પ્રકૃતિ, તે જ્યારે શુદ્ધસત્ત્વગુણવડે ઇશ્વરના ઉપાધિરૂપ થાય ત્યારે માયા ને જ્યારે મલિનસત્ત્વગુણરૂપે જીવોના ઉપાધિરૂપ થાય ત્યારે અવિદ્યા વા અજ્ઞાન કહેવાય છે. શક્તારૂપ ચેતનવિના તે વસ્તુ રહી શકે નહિ માટે તે શક્તિ કહેવાય છે. તે તત્ત્વ જાણે ચેતનને ઢાંકતું હોય એમ અજ્ઞાનકાલે જણાય છે માટે તેને અજ્ઞાન કહેવામાં આવે છે. ગ્રંથમાંનું પ્રકરણ જોઇને ત્યાં માયા આદિ શબ્દો કયા અર્થમાં વપરાયા છે તે વિવેકી પુરુષો નક્કી કરી શકે છે. જ્યાં સમષ્ટિ અજ્ઞાનને માયા કહીને વા માયા એવું નામ આપ્યા વિના ઇશ્વરના ઉપાધિરૂપે કહેલ હોય ત્યાં તે વસ્તુ શુદ્ધસત્ત્વ-ગુણવાળી છે એમ સમજવું. જ્યાં જીવના ઉપાધિરૂપે અજ્ઞાનનું કથન હોય ત્યાં તે મલિનસત્ત્વગુણવાળું છે એમ સમજવું.

જ્ઞાનીનાં સંચિતકર્મો દાહ પામી જાય છે, અને તેમના અંતઃ-કરણમાં ક્રિયમાણકર્મો પોતાના સંસ્કારો પાડવાને સમર્થ થતાં નથી. તેમનાં સંચિતકર્મો બળી ગયેલાં હોવાથી તે પુણ્યપાપના સંસ્કારોનું ફલ તો તે જ્ઞાનીના ભક્તને કે નિંદકને ન મળે, પણ તે જ્ઞાની બ્રહ્મનો દૃઢ બોધ થયા પછી જે શુભાશુભકર્મ જીવનનિર્વાહાદિમાટે ફલેચ્છાના ને કર્મના કર્તાપણાના અભિમાનના પરિત્યાગપૂર્વક પ્રારબ્ધ-કર્મના ક્ષયપર્યંત કરતા રહે તેનું ફલ તેમને અજ્ઞાનની નિવૃત્તિ થયેલી હોવાથી નવું પ્રારબ્ધકર્મ બંધાવાને અભાવે મળી શકે નહિ

ત્યારે તેમનાથી થયેલાં તે શુભાશુભકર્મોનું શુભાશુભ ફલ કોને પ્રાપ્ત થાય એવી શંકા કોઈ જિજ્ઞાસુના મનમાં થતાં શ્રુતિએ તેના ઉત્તરરૂપે કહ્યું છે કેઃ—તેમના પુત્ર વા શિષ્ય તેમની પાસેના સર્વ સ્થૂલદ્રવ્યનું સ્વામિત્વ પ્રાપ્ત કરે છે, તેમની પ્રેમપૂર્વક યથાયોગ્ય સેવા કરનાર ભક્ત તે જ્ઞાનીથી જ્ઞાન થયા પછી જે શુભકર્મો નિરભિમાનપણે થયાં હોય તેના ફલને ગ્રહણ કરે છે, અર્થાત્ જ્ઞાનીએ નિરભિમાનપણે કરેલાં તે શુભકર્મો તેમના ભક્તના અંતઃકરણમાં તેવાં કર્મોમાં અભિરુચિ ઉપજાવી તેવાં શુભકર્મોમાં તેને જોડે છે, ને વિશ્વનિયંતાના કર્મના નિયમપ્રમાણે તેનું ફલ તે મેળવે છે. એવી રીતે જ્ઞાનીનું શુભકર્મ તેમના ભક્તના અંતઃકરણમાં સજાતીયવૃત્તિ ઉપજાવી તેની શુભકર્મમાં પ્રવૃત્તિ કરાવી તેને શુભફલ આપે છે તેથી જ્ઞાનીના પુણ્યને તેમના ભક્તો લઈ જાય છે એવો નિર્ણય થાય છે, અને જ્ઞાનીથી સ્વેચ્છાવડે, પરેચ્છાવડે કે અનિચ્છાવડે જે કાંઇ અશુભજેવાં જણાતાં કર્મો થઇ જાય તો તે અશુભકર્મો તેમના નિંદકોના અંતઃકરણમાં સજાતીયવૃત્તિ ( અશુભકર્મ કરવાની વૃત્તિ ) ઉપજાવી તેમને અશુભકર્મોમાં જોડે છે, ને તેનું ફલ તેને ભોગવવું પડે છે માટે જ્ઞાનીનાં પાપકર્મોને તેમના નિંદકો લઇ જાય છે એમ નક્કી થાય છે.

એવી રીતે જ્ઞાનીના ક્રિયમાણ શુભાશુભકર્મના ફલની તે વહેંચણી છે, તેમના શુભાશુભ પ્રારબ્ધકર્મના ફલની કે તેમના શુભાશુભ સંચિતકર્મના ફલની તે વહેંચણી નથી.

જેણે પોતાના શરીરને તથા પોતાની ઇંદ્રિયોને સારી રીતે વશ કર્યાં નથી તે અસંયતાત્મા.

"શુદ્ધાત્મા ઇંદ્રિયાદિના આશ્રયવિના વિષયોને ભોગવતો નથી" એનો ભાવ આ પ્રમાણે છેઃ—અસંગ, અવિકારી, અક્રિય, અભોક્તા

ને સચ્ચિદાનંદઘન પવિત્રાત્મા તો શ્રોત્રાદિ ઇંદ્રિયો, અંતઃકરણ ને શરીરના સાહાય્યવિના શબ્દાદિ વિષયોને ભોગવી શકતો નથી. શબ્દાદિ વિષયોનો ભોગ તો જીવાત્માને ઇંદ્રિયોના, અંતઃકરણના ને શરીરના સાહાય્યથી થાય છે.

નાસિકાદ્વારા જે શીતલજેવો વાયુ (ઓક્સીજનપ્રધાન પવન) શરીરમાં પ્રવેશ કરે છે તેને શાસ્ત્રોમાં અપાનવાયુ કહે છે. તે અપાનવાયુ આહારને શરીરની અંતર લઈ જાય છે, ને તેવડે શરીરનું પોષણ થાય છે માટે તેને શરીરનું પોષણ કરનારો કહ્યો છે. તે અપાનની એક કલા મલમૂત્રાદિને નીચે લઇ જવાનું કામ પણ કરે છે. સમાનવાયુ મનુષ્યાદિએ ખાધેલાપીધેલા અન્નજલાદિનો માત્ર ઘટે તેવો વિભાગ કરવાનું કામ કરે છે તેથી તે પોષણ કરનાર ગણાતો નથી.

હૃદયની શુદ્ધિ, સ્થિરતા, સૂક્ષ્મતા, શાંતિ ને સુખાનુભવશીલતા વધારી કર્તવ્યના સેવનવડે તેનું ફલ અનુભવવા સુભાગી થશો. વ્યવહારમાં કુશલતા સેવતા રહી મનની પ્રસન્નતા જાળવતા રહેશો.

૩૫૯ * સ્થૂલશરીરથી, સૂક્ષ્મશરીરથી ને કારણશરીરથી તમારું વાસ્તવિક સ્વરૂપ જે આત્મા તે ભિન્ન છે આ નિશ્ચયને ઉત્તરોત્તર વધારે વધારે દૃઢ કરતા રહેશો. સ્થૂલશરીર તમે નથી, ને તેના જે ધર્મો છે તે ધર્મો તમારા નથી; સૂક્ષ્મશરીર અર્થાત્ પાંચ કર્મેંદ્રિયો, પાંચ જ્ઞાનેંદ્રિયો, પાંચ પ્રાણો ને ચાર અંતઃકરણો પણ તમે નથી, ને તેના જે જે ધર્મો છે તે તે ધર્મો તમારા નથી; અને તમે કારણશરીર વા વ્યષ્ટિઅજ્ઞાન પણ નથી, અને તેના જે ધર્મો છે તે ધર્મો તમારા નથી. તે ત્રણે શરીરો અસત્, જડ ને દુઃખરૂપ છે, અને તમે સદ્રૂપ, ચિદ્રૂપ ને આનંદરૂપ છો. આવું શાબ્દિક-

જ્ઞાન તો તમને હોવુંજ જોઇએ, પણ હવે એ શાબ્દિકજ્ઞાનને તમારે તમારી બુદ્ધિમાં વધારે સ્થિર કરી તેવો અનુભવ કરવા વધારે પ્રયત્નશીલ રહેવું જોઇએ.

પ્રતીત થતું આ જગત્ પણ જે રૂપે અજ્ઞાની મનુષ્યોને જણાય છે તે રૂપે તે સત્ય નથી, પણ વસ્તુતાએ તે અસ્તિ, (સત્,) ભાતિ (ચિત્) ને પ્રિય (આનંદ) આદિ સ્વભાવવાળું બ્રહ્મ છે. સ્થૂલશરીરના ઉપાદાનકારણનો વિચાર કરતાં, તેના જન્મપહેલાંના નિવાસસ્થાનનો વિચાર કરતાં, તેના જન્મ પામવાના માર્ગનો વિચાર કરતાં, તે શરીરના રક્ષણના સાધનભૂત રસાદિના સ્વરૂપનો વિચાર કરતાં, તેમાં ભરેલા મલમૂત્રાદિ અપવિત્ર ને દુર્ગંધવાળા પદાર્થોનો વિચાર કરતાં, તેમાંથી વહેતા પ્રસ્વેદનો મલનો મૂત્રનો શેડાનો અશ્રુનો ને લાળ આદિનો વિચાર કરતાં, તેમાં રહેલા સર્વ પદાર્થોને વિચારવડે પૃથક્ કરીને જોતાં, તેને મોટા સૂક્ષ્મદર્શકયંત્રવડે જોતાં, જલથી ધોયા વિના તેના ગંધાઇ ઊડવાના સ્વભાવનો વિચાર કરતાં, મરણપછી થતી તેની બાળવા આદિની વ્યવસ્થાનો વિચાર કરતાં, તેના સ્વાભાવિક દુર્ગંધમયપણાને ઢાંકવામાટે કેટલાક મનુષ્યો સુગંધવાળા દ્રવ્યને શરીરપર લગાડે છે તેનો વિચાર કરતાં, અને મરણથી વધારે અપવિત્ર થવાના તેના સ્વભાવનો વિચાર કરતાં શૌચમાં-પવિત્રતામાં-પ્રીતિ રાખનારા કયા મનુષ્યને તેમાં આરૂઢ પ્રીતિ થાય ? સ્થૂલશરીરનું આવું અમંગલ ને અપવિત્ર સ્વરૂપ જાણનાર ને પવિત્રતામાં પ્રીતિ રાખનાર મનુષ્યને પોતાના સ્થૂલશરીરમાં ગ્લાનિ ઉપજે છે, ને અન્ય મનુષ્યોનાં સ્થૂલશરીરો પણ આવાં અમંગલ ને અપવિત્ર છે એમ સ્પષ્ટ સમજનાર મનુષ્યને અન્ય મનુષ્યોનાં સ્થૂલશરીરોનો સ્પર્શ કરવામાં અભિરુચિ કેવી રીતે પ્રકટે ? પરમપવિત્ર આત્માનો

તે સ્થૂલશરીરમાં સદ્ભાવ હોવાથીજ તે અમંગલ ને અપવિત્ર સ્થૂલ-શરીરને લોકો ભ્રાંતિથી મંગલજેવું ને પવિત્રજેવું જીવિતદશામાં માની લે છે. જીવને સ્થૂલશરીરમાં ઘણા કાલથી આત્માની બુદ્ધિ સ્થિર થઈ છે, ને તેનું મલિનપણું ને દુર્ગંધમયપણું પ્રત્યક્ષજેવું છતાં પણ તે ભૂલાયાજેવું થયું છે તેથીજ મનુષ્યોના મોટા ભાગને પોતાના સ્થૂલશરીરમાં ઘૃણા ઉપજતી નથી, ને અન્ય મનુષ્યોનાં શરીરોનો સ્પર્શ કરવાની ઇચ્છા નિવૃત્ત થતી નથી. મુમુક્ષુ મનુષ્યે પોતાના સ્થૂલશરીરની ને અન્યનાં સ્થૂલશરીરોની ઉપર જણાવેલી વાસ્તવિક સ્થિતિ વારંવાર સ્મરણમાં રાખી પોતાના સ્થૂલશરીરમાં ને અન્ય મનુષ્યોનાં સ્થૂલશરીરોમાં રહેલો આરૂઢ રાગ ક્રમપૂર્વક શિથિલ કરવો જોઇએ. પોતાના પૂર્વના સંસ્કારોથી વર્તમાનમાં આવા અમંગલ, અપવિત્ર ને દુર્ગંધમય શરીરરૂપ કારાગારમાં પૂરાયેલા જીવાત્મરૂપ કેદીએ ફરીને તેમાં વાસ ન કરવો પડે એવી સ્થિતિએ પહોંચવાના યોગ્ય શાસ્ત્રોક્ત પુરુષપ્રયત્નનું સેવન તેવી સ્થિતિ પ્રાપ્ત થતાંસુધી પરમાદરથી કર્યા કરવું જોઇએ. જે દુર્વાસના ઘણા કાલની હોય તે દુર્વાસનાની અત્યંત નિવૃત્તિ કરવામાટે જિજ્ઞાસુ મનુષ્યે શ્રદ્ધાપૂર્વક દીર્ઘકાલ નિરંતર આદરપૂર્વક સુવાસનાનો ( અસંગ ને પરમપવિત્ર ચિન્માત્રની ભાવનાનો ) અભ્યાસ કરવો જોઇએ.

પરમપવિત્ર, નિઃસીમ, અવિનાશી ને જ્યારે જોઇએ ત્યારે પૂરતા પ્રમાણમાં મેળવી શકાય એવું બ્રહ્મસુખ છે, ને તે પ્રત્યેક મનુષ્યના અંતઃકરણના ઉંડાણમાં સર્વદા અવિકારિરૂપે રહેલું છે. અન્ય અનુકૂલ પ્રાણીઓના શરીરનો રાગપૂર્વક સ્પર્શ કરવાથી રાગી મનુષ્યના અંતઃકરણને અનુભવાતું સુખ અપવિત્રતાદિ દોષોવાળું, પરાધીન, અલ્પક્ષણો રહેનારું, શરીરાદિના સામર્થ્યને ક્ષીણ કરનારું ને અંતઃ-

કરણની સ્થૂલતા ને વ્યગ્રતા વધારનારું છે, સ્પર્શજન્ય સુખ મનુષ્યના અંતઃકરણને સાચી શાંતિ ને સાચી તૃપ્તિ આપવા સમર્થ નથી, છતાં મનુષ્યોનો મોટો ભાગ દુર્વ્યસનીઓ જેમ પોતાના વ્યસનના પદાર્થભણી આકર્ષાય તેમ સ્પર્શજન્ય સુખને ભ્રાંતિથી શાંતિ તથા તૃપ્તિ આપનારું માની તે સ્પર્શજન્ય સુખની લાલસાના પ્રબલ વહનમાં તણાયા કરે છે. આત્મસ્વરૂપના ને સ્થૂલશરીરના ઉત્તમ પ્રકારના વિચારરૂપ ને સદ્ગુરુની કૃપારૂપ દિવ્ય ગાયના આશ્રયવિના મનુષ્ય એ સ્પર્શતૃષ્ણારૂપ વૈતરણીના પારને પામી શકતો નથી.

અર્થ ( સર્વ પ્રકારનું દ્રવ્ય ) અવિવેકી મનુષ્યોને બહુધા અનર્થકર થાય છે તેથી બ્રહ્મવેત્તાઓ અર્થને ( દ્રવ્યને ) અનર્થરૂપ કહે છે. દ્રવ્યતૃષ્ણાનો સંતોષની પ્રાપ્તિ કર્યા વિના કેમે કર્યો છેડો આવતો નથી. દ્રવ્યતૃષ્ણારૂપ ડાકિનીને વશ થયેલો મનુષ્ય દ્રવ્યની લાલસાએ દ્રવ્યની શંકાવાળી ભૂમિ ખોદે છે, કુધાતુઓનું સુવર્ણ બનાવવામાટે નાનાપ્રકારના રસાયનસંબંધિ પ્રયોગો કરે છે, પોતાના ધર્મનો ને પ્રતિષ્ઠાનો વિચાર બાજુએ રાખી ધર્મહીન રાજાઓની, શ્રીમંતોની ને દુર્જનોની ખુશામતપૂર્વક સેવા કરે છે, ભયભરેલા ને સ્વધર્મનું જોઇએ તેવું પાલન ન થઈ શકે એવા દેશોમાં જાય છે ને ત્યાં રહે છે, યક્ષિણીનું આદરપૂર્વક આરાધન કરે છે, સ્મશાનમાં મનુષ્યના શવઉપર બેસી દ્રવ્યપ્રાપ્તિ કરાવનારા મંત્રોનો જપ કરે છે, ઘાટાં વૃક્ષોવાળાં દુઃખ દેનારાં પ્રાણીઓથી ભરેલાં નદીનાળાંવાળાં ઉંચાનીચા ભાગવાળાં ને જેમાં ચાલવાનો યોગ્ય માર્ગ હોતો નથી એવાં વનોમાં કે પર્વતોપર દ્રવ્ય આપનારા દેવોની યાત્રા કરવામાટે ભ્રમણ કરે છે, અજાણ્યા મનુષ્યનું કે પોતાના નિકટના કે દૂરના સગાનું ખૂન કરે છે, મિથ્યાભાષણ કરે છે, જુગાર રમે છે, ચોરી કરે છે, વિશ્વાસઘાત કરે છે, લુટ કરે છે, અને પૈસાના ને તેના સાધનભૂત

ધંધાના ચિંતનમાં મગ્ન રહી પરમાત્માના ચિંતનનો પરિત્યાગ કરે છે.

મુમુક્ષુએ એ દ્રવ્યતૃષ્ણાનો સંતોષવડે પરાભવ કરવો જોઇએ. વિશાલતૃષ્ણાવાળો મનુષ્ય દરિદ્રી ગણાય છે, તૃષ્ણારહિત મનુષ્ય ભલે નિર્ધન હોય તોપણ તે દરિદ્રી ગણાતો નથી. સંતોષવડે તૃષ્ણાની નિવૃત્તિ કરવાથી મનુષ્યના હૃદયમાં અનુપમ સુખનો અનુભવ થાય છે, જે સુખની આગળ આ લોકનું ઉત્તમ પ્રકારનું સુખ ને સ્વર્ગનું દિવ્ય સુખ કાંઇ લેખામાં ગણાતું નથી. " મારે આ પ્રાણિપદાર્થ જોઇએ, " ને " મારે તે પ્રાણિપદાર્થ જોઇએ " એવી તૃષ્ણાવડેજ પોતાના બ્રહ્મસ્વરૂપનું વિસ્મરણ થઈ તેમાં જીવભાવનો ઉદય થાય છે, ને એ તૃષ્ણાને વધારે વશ થવાથી તે જીવ જડના જેવો થતો જાય છે. દ્રવ્યતૃષ્ણાને વશ થયેલો મનુષ્ય નિરંતર વ્યગ્ર રહે છે, ને પાપ કરતાં પાછું વાળી જોતો નથી. તે નાનાપ્રકારનાં બાનાં કાઢી સ્વધર્મનું પરિપાલન કરતો નથી, ને પરમાત્માનું તથા સદાચારનું વિસ્મરણ કરે છે. એવી રીતે દ્રવ્યતૃષ્ણા મનુષ્યનું અનિષ્ટ કરે છે માટે પોતાનું હિત ઇચ્છનાર મનુષ્યે તેને નિવૃત્ત કરવા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ.

કામ, ક્રોધ ને લોભને અધીન થયેલો મનુષ્ય પ્રસંગ આવે સર્વ પ્રકારનાં પાપો કરવામાં પ્રવૃત્ત થઈ શકે છે માટેજ શાસ્ત્રમાં તે ત્રણેને આત્માની અધોગતિ કરનારા ને પાપના હેતુરૂપ વર્ણવેલા છે. આસુરીસંપત્તિમાં એ ત્રણ દોષો મુખ્ય ગણાય છે. આસુરીસંપત્તિ જીવને બંધન કરનારી મનાય છે માટે મુમુક્ષુએ એ ત્રણે મનોવિકારોને પ્રયત્નપૂર્વક પોતાના અંતઃકરણમાંથી દૂર કરવા જોઇએ.

દ્રવ્ય કોઇ પણ મનુષ્યના જીવની સાથે પરલોકમાં જતું નથી. સૌ મનુષ્યો પોતપોતાનું ન્યૂન કે અધિક દ્રવ્ય અહિંજ મુકીને વિદાય થાય છે. આવા દ્રવ્યની તૃષ્ણાના પૂરમાં મનુષ્યે પોતાના મનને તણાવા દેવું એ હિતકર નથી પોતાનો નિર્દોષ પ્રાપ્ત વ્યવહાર

કરતાં જે દ્રવ્ય પ્રાપ્ત થાય તેમાં સંતોષ રાખી પોતાના જીવાત્માનું વાસ્તવિક હિત કરનારાં પરમાર્થની પ્રાપ્તિનાં સાધનોનું અનુષ્ઠાન વિવેકી મનુષ્યે શ્રદ્ધા, પ્રીતિ, સાવધાનતા ને દઢતા રાખીને કરવું જોઇએ. સંતોષની પ્રાપ્તિ કર્યા વિના દ્રવ્યતૃષ્ણા દૂર થતી નથી, અને ઔદાર્યની પ્રાપ્તિ કર્યા વિના કંજુસાઈ દૂર થતી નથી. દ્રવ્યને પ્રાપ્ત કરવામાં મનુષ્યને નાનાપ્રકારનું કષ્ટ સહન કરવું પડે છે, પ્રાપ્ત કરેલા દ્રવ્યનું રક્ષણ કરવામાં પણ તેને નાનાવિધ કષ્ટ સેવવું પડે છે, અને તેનો વ્યય થતાં વા નાશ થતાં પણ તે મનુષ્યના મનને કષ્ટનો અનુભવ થાય છે. આમ જીવભાવવાળા મનુષ્યને દ્રવ્ય કષ્ટાનુભવ કરાવે છે, અને પોતાનામાં ઘાટો અનુરાગ રાખનારને તે મોક્ષસાધનોના સેવનમાં પ્રવૃત્ત થવા દેતું નથી માટે મોક્ષેચ્છુએ દ્રવ્યમાં રહેલી ઘાટી આસક્તિ દૂર કરવી જોઇએ.

માદક પદાર્થો વા ઉત્તેજક પદાર્થો મનુષ્યના મનની મૂઢતામાં ને ચંચલતામાં વૃદ્ધિ કરનારા હોવાથી બ્રહ્મમાં પોતાના મનને એકાગ્ર કરવા ઇચ્છતા મુમુક્ષુએ તેનું સેવન ન કરવું જોઇએ. એવા પદાર્થનું સેવન કરવામાટે વેગવાળી થતી પોતાની મનોવૃત્તિને સમજુ મનુષ્યે દોષદર્શનવડે રોકવી જોઇએ. ધૈર્ય, સાવધાનતા ને દઢતા રાખ્યા વિના મનુષ્ય પોતાને પડેલા દુર્વ્યસનનો ત્યાગ કરી શકતો નથી, ને પોતાના મનને સ્થિર અને શાંત રાખી શકતો નથી. બ્રહ્મધ્યાનના જેવો બીજો કોઇ પવિત્રતમ ને શ્રેષ્ઠતમ માદક પદાર્થ આ વિશ્વમાં નથી માટે મુમુક્ષુએ એ બ્રહ્મધ્યાનરૂપ પવિત્રતમ માદક પદાર્થના સેવનવડે પોતાના મનને સર્વદા ઉન્મત્ત રાખવું જોઇએ. આ માદક પદાર્થનો ઊતાર થતો નથી, ને અંતે તે નબળાઇ ને દુઃખ પણ આપતો નથી માટે સુખેચ્છુએ અન્ય માદક પદાર્થોનું સેવન ત્યજી આ માદક પદાર્થનુંજ સર્વદા પ્રેમપૂર્વક સેવન કરવું જોઇએ.

અસંખ્ય જન્મોમાં જીવ બહારના શબ્દાદિ વિષયોમાં ને તેનાં

સાધનોમાં સુખનો અનુભવ કરતો આવેલો હોવાથી તે સ્વભાવથીજ વિષયોભણી ને તેનાં સાધનોભણી વેગથી આકર્ષાય છે, અને નિરવધિ નિજાનંદ અતિસમીપ છતાં પણ પુણ્યના સંસ્કારોનો ઉદય થયા વિના ને મહાપુરુષોનો સમાગમ થયા વિના તેમાં તે પ્રીતિવાળો થતો નથી, તથા તેના ભણી તે આકર્ષાતો નથી. જે મનુષ્ય નિજાનંદને પ્રાપ્ત કરવા ઇચ્છતો હોય તેણે વિષયોમાં જે દુઃખો ને દોષો રહેલાં છે તે પક્ષપાતનો પરિત્યાગ કરીને જોવાં જોઇએ. આમ કરવાથી વિષયોભણીનો ઘાટો અનુરાગ દૂર થતાં નિજાનંદનો અનુભવ કરવા મનુષ્યનું અંતઃકરણ સમર્થ થાય છે.

અંતઃકરણની પવિત્રતામાં, સૂક્ષ્મતામાં ને સ્થિરતામાં મનુષ્ય જેમ જેમ વધારો કરતો જાય છે તેમ તેમ તે સાચી શાંતિનો ને સાચા સુખનો અનુભવ કરવા ભાગ્યશાલી થાય છે.

અંતઃકરણના ઉંડાણમાં પ્રકાશતા અંતર્યામીની અભિમુખ પોતાના મનની વૃત્તિને પ્રેમપૂર્વક રાખ્યા કરવાથી, તેમનામાં વિવેકવાળી પરમપ્રીતિ રાખવાથી, તેમની પ્રેરણાઓને ધૈર્યથી ને વિવેકથી સમજી સદાગ્રહપૂર્વક તે પ્રમાણે વર્તવાથી અને વિવેકાદિ ચાર સાધનોનું અનુષ્ઠાન પ્રીતિપૂર્વક ચાલુ રાખવાથી અંતઃકરણની યોગ્યતામાં ઉત્તરોત્તર વધારો થતો જાય છે, ને અંતઃકરણના દોષો વિરલ થઇ જાય છે.

અંતઃકરણનું સંશોધન સમજ ને આગ્રહથી ચાલુ રાખશો, ને દૃઢપ્રતિજ્ઞ થઇને જ્ઞાનના પ્રતિબંધક દોષોને નિવૃત્ત કરતા રહેશો.

૩૬૦ * અનાદિ અજ્ઞાનના અકથ્ય સામર્થ્યથીજ જીવને અનિત્યમાં નિત્યની, અપવિત્રમાં પવિત્રતાની, દુઃખનાં સાધનોમાં સુખનાં સાધનોની ને જડમાં આત્માની ભ્રાંતિ થાય છે. અસંગ, પરમપવિત્ર ને સચ્ચિદાનંદઘન આત્માને શરીર, સ્ત્રી, પુત્ર ને પુત્રવધૂ આદિ હોવાનો અને તેનો તે કલ્પિત પદાર્થોની સાથે વાસ્તવિક સંબંધ હોવાનો લેશ પણ સંભવ નથી એમ મોક્ષપ્રતિપાદક શાસ્ત્રો ને બ્રહ્મ-

વેત્તા પુરુષો પોકારીને કહે છે છતાં અજ્ઞાનના પ્રબલ વહનમાં તણાતા ને પોતાનાજ વિચારને સત્ય માની તેમાં બંધાઇ ગયેલા મનવાળા મનુષ્યો તે કથનને સત્ય માનતા નથી, પણ પોતાના વિચારનેજ સત્ય માને છે તેથી તેઓ પોતાનાં કલ્પિત સગાંઓનાં કલ્પિત મરણથી પોતાને દુઃખી ને દુર્ભાગી માની ખેદ કર્યા કરે છે.

વ્યહારપક્ષે વિચાર કરતાં સગાંવહાલાંનો સંયોગવિયોગ પ્રારબ્ધકર્માનુસાર થાય છે તેથી સમજુએ તેમના સંયોગમાં હર્ષસંનિપાતને તથા કોઈ પણ પ્રકારના તેમના વિયોગમાં શોકસંનિપાતને વશ થવું ઉચિત નથી. નદીના તીવ્રવેગવાળા પ્રવાહમાં તણાતાં નાનાં સૂકાં લાકડાં જેમ ક્ષણમાં ભેળાં થાય છે, અને ક્ષણમાં પાછાં પૃથક્ થઇ જાય છે તેમ પ્રારબ્ધવશાત્ સગાંવહાલાંઓનાં શરીરો કોઇ ઘરમાં ભેળાં થાય છે, અને પ્રારબ્ધકર્મની સમાપ્તિએ તેઓ પાછાં પૃથક્ થઇ જાય છે. ક્ષણે ક્ષણે પરિણામ પામનારું ને પ્રારબ્ધકર્મને વશ વર્તનારું સ્થૂલશરીર વિનાશી છે. જેમ પાણીનો પરપોટો, વીજળીનો ઝબકારો, ઇંદ્રધનુષ્યનો દેખાવ, દર્ભાદિ તૃણની અણીપર રહેલું ઝાકળનું ટીપું, પુષ્પનો પ્રાતઃકાલમાં થતો વિકાસ ને સાયંસંધ્યાના પ્રકાશની શોભા અલ્પસમય રહેનારાં છે તેમ મનુષ્યનાં શરીરો પણ અલ્પસમય રહેનારાં છે. મનુષ્યનું ઘર ધર્મશાલાજેવું, બજારજેવું, મેળાજેવું વા આગગાડીના ડબાજેવું છે, ત્યાં કોણ કોની સાથે સર્વદા રહી શકે ? જેમ ધર્મશાલા આદિમાં ભેળાં થયેલાં માણસો થોડા સમયમાં વિખરાઇ જાય છે તેમ ઘરમાં રહેલાં ને સગાંવહાલાંએ ને નામે ઓળખાતાં માણસો પણ પોતપોતાનું પ્રારબ્ધકર્મ પૂરું થયે તે ઘરમાંથી ચાલી નીકળે છે. જેમ સાયંકાલે કોઇ વૃક્ષપર ભેળાં થયેલાં પક્ષીઓ સવાર થતાં પોતપોતાની ઇચ્છા પ્રમાણે ઊડી જાય છે તેમ પ્રારબ્ધકર્મથી ઘરમાં સગાંવહાલાંરૂપે ભેળાં થયેલાં માણસો પણ પ્રારબ્ધકર્મ પૂરું થતાં તે ઘરનો ત્યાગ કરીને

ચાલ્યાં જાય છે. જેમ સૂર્યનો અસ્ત થવાથી કમલો સંકોચ પામી જાય છે તેમ પ્રારબ્ધકર્મ પૂરું થતાં પ્રાણીઓનો પ્રાણ નીકળી જવાથી તે શરીરો તેજોહીન થઇ જાય છે. મનુષ્યશરીરનું ક્ષણભંગુરપણું વિચારી સમજુ મનુષ્યે પુનઃ એવા ક્ષણભંગુર શરીરની સાથે જોડાવું ન થાય એવી સ્થિતિ પ્રાપ્ત કરવી જોઇએ, પણ મરણ પામેલાં સગાંઓમાટે નિરર્થક શોક કરી પોતાના તનમનને ન બાળવાં જોઇએ.

સુખેચ્છુ મનુષ્યે દૃગ્દૃશ્યનો વિવેક કરી જે દ્રષ્ટાને માટે વિશ્વમાંના અનુકૂલ પ્રાણિપદાર્થમાં સ્નેહ થાય છે તે દ્રષ્ટામાં પરમપ્રેમ કરવો જોઇએ, અને સર્વ દૃશ્ય અસત્, નિઃસાર હોવાથી ઘૃણા ઉપજાવે એવું ને તેમાં સત્યપણાની રમણીયપણાની ને ભોગ્યપણાની ભ્રાંતિ રાખનારને દુઃખ આપનારું સમજી તેમાં રહેલો સ્નેહ શનૈઃ શનૈઃ ત્યજી દેવો જોઇએ. તેણે સ્થૂલશરીરમાં, ઇંદ્રિયોમાં, અંતઃકરણમાં, પ્રાણમાં, અંતઃકરણના કારણરૂપ અજ્ઞાનના અંશમાં કે જીવમાં આત્માની (હુંપણાની) બુદ્ધિ ન રાખવી જોઇએ, પણ અસંગ, પવિત્રતમ, અવિકારી, સદ્ઘન, ચિદ્ઘન, સુખઘન, વિભુ ને પૂર્ણકામ ચેતનમાં આત્મબુદ્ધિ રાખવી જોઇએ. મનુષ્ય જ્યાંસુધી શરીરાદિ જડમાં આત્માની બુદ્ધિ રાખે છે ત્યાંસુધી તે સાચો સુખી થઇ શકતો નથી. વળી સુખેચ્છુએ પ્રતીત થતા જગત્રૂપ દૃશ્યને તે રૂપે સત્ય ન માનવું જોઇએ, પણ તે નામરૂપક્રિયાત્મક જગત્ના અધિષ્ઠાનરૂપ બ્રહ્મનેજ સત્યરૂપ માનવું જોઇએ. એવી રીતે શુદ્ધાત્મામાં આત્માની બુદ્ધિ સુસ્થિર કર્યા કરવાથી ને પ્રતીત થતા જગત્માં બ્રહ્મબુદ્ધિ સુસ્થિર કર્યા કરવાથી તે ભાવનાનો વા નિશ્ચયનો પરિપાક થયે તે જીવન્મુમુક્ષુને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર થઈ સર્વદુઃખોની જનની જે ક્રૂરતમ અવિદ્યા તેની તેના અંતઃકરણમાંથી નિવૃત્તિ થાય છે.

વિવેકાદિ ચાર સાધનોને અંતઃકરણમાં સુસ્થિર કરવાથી,

સુખી પ્રાણીઓમાં મૈત્રીની દુઃખી પ્રાણીઓપર કરુણાની ને પુણ્ય વાનમાં હર્ષની ભાવના કરવાથી તથા પાપી મનુષ્યોની ઉપેક્ષા કરવાથ અને સ્થાવરજંગમ સર્વમાં ચિન્માત્રભાવના કર્યા કરવાથી તે જીવ ન્મુમુક્ષુ અખંડૈકરસ ચિન્માત્રને અનુભવી તે રૂપે સ્થિત થાય છે.

મોક્ષશાસ્ત્રોનાં પોતાના સદ્દગુરુનાં ને બ્રહ્મદર્શી પુરુષોનાં વચનો માં પરમાદરવાળી સત્યપણાની સુદૃઢ બુદ્ધિ રાખ્યા વિના, તેમ બ્રહ્મસાક્ષાત્કારમાટે ઉપદેશેલાં સાધનોના અનુષ્ઠાનમાં ઘણામાં ઘણે ઉત્સાહ આણ્યા વિના અને તે સાધનોનું ધૈર્ય સાવધાનતા ને સદા ગ્રહપૂર્વક સેવન કર્યા વિના કોઇ પણ મનુષ્ય બ્રહ્મસાક્ષાત્કાર કર શકતો નથી, ને બ્રહ્મનો સાક્ષાત્કાર કર્યા વિના કોઈ પણ મનુષ્ દુઃખના ને કર્તવ્યના અવધિને પ્રાપ્ત કરી શકતો નથી.

તિરોભાવઆવિર્ભાવ પામનારી મનોવૃત્તિના સંધિમાં રહેનારું પ્રાણાપાનના સંધિમાં રહેનારું ને કોઇ પણ પદાર્થભણી જતી મનોવૃત્તિન વચ્ચેના પ્રદેશમાં રહેનારું ચેતન અવિકારી બ્રહ્મ છે. એ બ્રહ્મમાં વૃત્તિ સુસ્થિર કરવાનો અભ્યાસ કર્યા કરવાથી પ્રતિબંધક સંસ્કારોની નિવૃ થયે તે બ્રહ્મજ પોતાનું ને જગત્‌નું વાસ્તવિક સ્વરૂપ છે એવો અનુભ થઈ સર્વ પ્રાણિપદાર્થોમાં શુદ્ધચેતનરૂપ હુંજ વ્યાપી રહ્યો છું એવો નિશ્ચ તેમને થાય છે. અંતઃકરણની એવી સ્થિતિ થયે તે અંતઃકરણ દ્વૈતની વા ભેદની સત્યતા ને તજ્જન્ય ભય રહી શકતાં નથી.

અકૃતાર્થ મનુષ્યોના અંતઃકરણમાં અનુકૂલ પ્રાણિપદાર્થોમાં રા ને પ્રતિકૂલ પ્રાણિપદાર્થમાં દ્વેષ રહેલો હોય છે. તે રાગને તથા દ્વેષ વિવેક, વૈરાગ્ય, શમ ને દમવડે ક્ષીણ કર્યા વિના તથા બ્રહ્મ અભિન્ન આત્માના સાક્ષાત્કારવડે દગ્ધબીજભાવને પમાડ્યા વિના મનુષ્ય કૃતાર્થ થઇ શકતો નથી. મનુષ્યાદિના અંતઃકરણ ઘણા કાલથી સુસ્થિર થઈ ગયેલું હું ને મારું આદરપૂર્વક દીર્ઘકા

સતત પ્રયત્ન કર્યા વિના શી રીતે દૂર થઇ શકે ? નજ દૂર થઇ શકે.

જેમ કોઈ જગાએ ભૂમિમાં જો દ્રવ્યનો અગાધ ભંડાર દાટેલો હોય તો તે ભંડાર તે ભૂમિને ખોધા વિના મનુષ્યને પ્રાપ્ત થતો નથી તેમ બ્રહ્મથી અભિન્ન આત્માનો આદરપૂર્વક સતત વિચાર વા આદરપૂર્વક તેનું સતત ધ્યાન કર્યા વિના જિજ્ઞાસુ મનુષ્યને બ્રહ્મથી અભિન્ન આત્માનો સાક્ષાત્કાર થતો નથી.

વેદાંતશાસ્ત્રના સંસ્કારવાળી બુદ્ધિરૂપ કોદાળીથી અનાદિકાલથી દેહાદિમાં રહેલા હુંપણાના ભ્રમરૂપ કાળમીંઢ પાણાને તથા દશ્યમાં રહેલો સત્યપણાની ને ભોગ્યપણાની ભ્રાંતિરૂપ માટીને અંતઃકરણરૂપ ભૂમિમાંથી ખોદીને કાઢી નાંખ્યા વિના બ્રહ્મથી અભિન્ન આત્મરૂપ મહાનિધિની જિજ્ઞાસુ મનુષ્યને પ્રાપ્તિ નથી.

અદ્વૈત, અસંગ, અકર્તા, અભોક્તા ને સુખરૂપ આત્મામાં જે દ્વૈતપણાની, સંગીપણાની, કર્તાપણાની, ભોક્તાપણાની ને દુઃખીપણાની ભ્રાંતિ તે બંધ કહેવાય છે. આત્માના અવિચારથી ઉપજેલો આ બંધ આત્મસ્વરૂપનો આદરપૂર્વક સતત વિચાર કરવાથી દૂર થાય છે, અને આત્મસ્વરૂપે સ્થિતિ કરવી તે મોક્ષ વા મુક્તિ કહેવાય છે. એ મોક્ષ વા મુક્તિ આત્માનો પરમાદરપૂર્વક વિચાર કરવાથી જિજ્ઞાસુ મનુષ્યને પ્રાપ્ત થાય છે.

અંતઃકરણની જાગ્રદવસ્થામાં અનાદિ અજ્ઞાન, અનાદિ દશ્યવાસના ને અંત કરણેંદ્રિયોની બાહ્યવૃત્તિથી પ્રતીત થતા આ નામરૂપક્રિયાત્મક જગતનો અંતઃકરણને તુર્યાવસ્થામાં રાખી બાધ કરતા રહેશો. જેમ ભ્રાંતિના પદાર્થો, સ્વપ્નના પદાર્થો ને મનોરાજ્યોના પદાર્થો મિથ્યા છે તેમ જાગ્રતમાં પ્રતીત થતા પદાર્થો પણ સતશાસ્ત્રની ને વિવેકી પુરુષની દષ્ટિએ મિથ્યા છે. આકાશની નીલતાને, મૃગજલને ને જલમાં પ્રતીત થતા પોતાના શરીરના ઊંધા આકારને જોતાં છતાં

કયો વિવેકી પુરુષ તેને સત્ય માને છે ?

ભૂત, વર્તમાન ને ભવિષ્ય એ ત્રણ કલ્પિત કાલ, તથા તે ત્રણ કાલમાં પ્રતીત થયેલા, પ્રતીત થતા ને પ્રતીત થવાના સર્વ કલ્પિત પ્રાણિપદાર્થો વસ્તુતાએ બ્રહ્મરૂપજ છે, બ્રહ્મથી ભિન્ન નથી, આ ભાવના સુસ્થિર કરતા રહેશો, ને તેમના પ્રતિભાસને ઝાંખો કરતા રહેશો.

ઉત્તરાદિ ચાર કલ્પિત દિશાઓ, ઈશાનાદિ ચાર કલ્પિત ખૂણાઓ અને ઊર્ધ્વ તથા અધઃ આ બે ઉપરનીચેની કલ્પિત દિશાઓ એવી રીતે કુલ કલ્પિત દશ દિશાઓ તથા તેમાં બાહ્યદષ્ટિ-વડે પ્રતીત થતા સર્વ કલ્પિત પ્રાણિપદાર્થો વસ્તુતાએ બ્રહ્મજ છે, બ્રહ્મથી ભિન્ન નથી, એવી ભાવના પણ અંતઃકરણમાં સુસ્થિર કરવા સર્વદા સાવધાનતાપૂર્વક પ્રયત્નશીલ રહેશો.

અનાદિ અવિદ્યાના અદ્દ્ભુત સામર્થ્યથીજ અવિદ્યાને વશ વર્તનારા મનુષ્યો અસત્, પરિચ્છિન્ન, બહુદોષયુક્ત ને દુઃખદ પ્રાણિ-પદાર્થોમાં સુખની ભ્રાંતિ કરી તેની પ્રાપ્તિ કરવામાં તથા તેના સેવનમાં પોતાના આયુષ્યનો બહુમૂલ્યવાન્ સમય વ્યતીત કરે છે, અને પોતાના અંતઃકરણના ઉંડાણમાં રહેલા સત્, વિભુ, પરમપવિત્ર ને પરમાનંદરૂપ બ્રહ્મનો અનુભવ કરવા પ્રયત્ન કરતા નથી, પણ જાણે તેની ઉપેક્ષા કરતા હોય એમ જણાય છે. જિજ્ઞાસુ અવિદ્યાના એ સામર્થ્યને જાણી તે અવિદ્યાનું અતિક્રમણ કરવા ઇંદ્રિયો તથા અંતઃકરણને વશ રાખી, મોક્ષપ્રતિપાદક શાસ્ત્રની, શ્રીઈશ્વરની ને પોતાના શ્રીસદ્દ્ગુરુની શુદ્ધભાવથી સેવા કરી, પોતાના અંતઃકરણના ઉંડાણમાં રહેલા અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવા સર્વદા પરમાદરપૂર્વક પ્રયત્નશીલ રહે છે.

ક્ષુદ્ર સુખના અનુભવરૂપ વિષયાનંદ બ્રહ્માનંદરૂપ મહાસાગરના

બિંદુસમાન છે. જેમ મહાસાગરમાં જલનાં બિંદુઓ અંતર્ભાવ પામી જાય છે તેમ બ્રહ્માનંદમાં સર્વ વિષયાનંદો અંતર્ભાવ પામી જાય છે. બ્રહ્માનંદનું માહાત્મ્ય નહિ જાણવાથીજ પામર ને વિષયી મનુષ્યો બ્રહ્માનંદને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરતા નથી, ને ક્ષુદ્રાનંદ મેળવવામાટે પાપપુણ્યનો કાંઈ પણ વિચાર નહિ કરતાં સર્વદા ઉદ્યમી રહે છે.

અંતઃકરણને બ્રહ્મદર્શનમાટે હઠવડે નહિ પીડતાં તેને સર્વમાં સચ્ચિદાનંદરૂપે વ્યાપેલા બ્રહ્મમાં વિરામવા દેવું–સર્વત્ર બ્રહ્મદર્શનવાળું રાખવું. કોઈ પણ કાલે કોઈ પણ સ્થલે પ્રતીત થયેલા, વર્તમાનમાં પ્રતીત થતા ને ભવિષ્યમાં પ્રતીત થવાના પ્રાણિપદાર્થો સત્ય નથી, પણ સર્વદા સર્વત્ર વ્યાપી રહેલું અવિકારી બ્રહ્મજ સત્ય છે એમ અંતઃકરણને સમજાવ્યા કરવું, અને તેનેજ વૃત્તિ વિલોક્યા કરે એમ પ્રયત્ન કરવો.

ત્રણ શરીરના અધિષ્ઠાનરૂપ બ્રહ્મ જાણે પોતાનાં ત્રણે શરીરોમાં સ્ફુર્યા કરે છે એવી ભાવનાવડે ત્રણે શરીરોનો બ્રહ્મમાં બાધ કર્યા કરવો, અને સર્વ દૃશ્યને તેના અધિષ્ઠાનમાં વિલીન થતું અનુભવ્યા કરવું.

પ્રતીત થતા પ્રાણિપદાર્થોના સંગમાં આવ્યા છતાં તે સર્વ તમારા સાક્ષીનોજ વિલાસ છે એમ સમજી તે સર્વના દ્રષ્ટા રહેવાનો સ્વભાવ પાડશો.

બ્રહ્મભાવના જ્યારે પરિપાકને પામશે ત્યારે બ્રહ્મરૂપે અંતઃકરણ સ્થિતિ કરવા લાગવાથી તેનો રાગ, દ્વેષ, ખેદ ને ભયાદિવડે પરાભવ નહિ થાય.

સર્વ પ્રાણીઓના દેહાદિવડે થતી ક્રિયાઓ પણ બ્રહ્મમાં કલ્પિત હોવાથી બ્રહ્મરૂપજ છે, બ્રહ્મથી ભિન્ન નથી, આવો નિશ્ચય પણ

મનમાં સુસ્થિર કર્યા કરશો'.

તમ રા અંતઃકરણરૂપ અશ્વને સમગ્ર વિશ્વમાં ભ્રમણ કરાવી તે કોઇ પણ પ્રાણિપદાર્થમાં રાગદ્વેષાદિવડે બંધન ન પામે એવી યોગ્યતાવાળો કરી તેને હૃદયકમલરૂપ યજ્ઞભૂમિમાં લાવી તે પ્રજાપતિભાવને પામેલા અંતઃકરણરૂપ અશ્વનો બ્રહ્મરૂપ અગ્નિમાં બાધ કરવારૂપ હોમ કરો. આવો અશ્વમેધ બ્રહ્માવસ્થાનરૂપ સામ્રાજ્ય આપનારો થાય છે. આ અશ્વમેધમાં કાંઇ પણ દ્રવ્ય ખર્ચવાનું નથી, પશુપક્ષી કે અન્ય વસ્તુઓ એકઠી કરવાની નથી, મંત્રો ભણવાની ને ઋત્વિજોનું વરણ કરવાની પણ આવશ્યકતા નથી, અને બ્રાહ્મણોને ભોજન કરાવવાનો તથા દક્ષિણા આપવાનો પરિશ્રમ પણ કરવો પડતો નથી. એવી રીતે દેહાદિના પરિશ્રમવિના, અન્ય મનુષ્યોના સાહ્યવિના અને દ્રવ્યાદિ બાહ્ય વસ્તુઓની અપેક્ષાવિના આ અશ્વમેધયજ્ઞ થઇ શકે છે.

જેમ કમળાના રોગવાળા મનુષ્યને શ્વેત વસ્તુઓ પીળા રંગવાળી દેખાય છે, ને જેમ કોઇ કાળી બાજુ જોવાના પાપસંસ્કારવાળા મનુષ્યને શુભ ગુણવાળામાં પણ દોષનુંજ ભાન થાય છે તેમ અજ્ઞાની મનુષ્યોને નામરૂપક્રિયારહિત બ્રહ્મમાં નામરૂપક્રિયાવાળું જગત્ પ્રતીત થાય છે. એ અજ્ઞાન જ્યારે વસ્તુના યથાર્થ દર્શનરૂપ બ્રહ્મજ્ઞાનથી દૂર થાય છે ત્યારેજ તે મનુષ્ય કૃતાર્થ થઇ કર્તવ્યના અવધિને પામે છે.

પોતાના અંતઃકરણમાં રહેલા ગુણદોષનો વિચાર કરો, દોષોને દૂર કરો, ગુણોની વૃદ્ધિ કરો, અને અનાદિકાલની મોહનિદ્રાનો જે અંશ તેમાં રહેલો હોય તેને દૂર કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મરૂપ પોતાના વાસ્તવિક સ્વરૂપને જાણી તેમાંજ વિરામો. ૐ

૩૬૧ * જપ કરો છો તેમ પ્રીતિપૂર્વક કરતા રહેશો. જપકાલે

જે જે બીજા વિચારો આવે તેની ઉપેક્ષા કરતા રહેશો, ને પરમાત્મધ્યાનમાં મનને વધારે વેગવાળું રાખશો.

સર્વ શુભપ્રયત્ન ચાલુ રાખશો.

× અનુલોમવિલોમપ્રાણાયામમાં પ્રથમ ડાબે નસકોરેથી વાયુ ચઢાવી, પછી કુંભક કરી, પછી જમણે નસકોરેથી તે ઊતારી, પુનઃ તેજ નસકોરેથી પૂરક કરી, કુંભક કરી ડાબે નસકોરેથી રેચક કરવો.×

થોડા એટલે વીશસુધીના પ્રાણાયામ કરવા હોય તેમાં ઋતુનો વિચાર કરવાનો નથી.

આત્મા ત્રણ શરીરથી રહિત, અસંગ, અક્રિય, પૂર્ણકામ ને સચ્ચિદાનંદઘન છે એવો વારંવાર વિચાર રાખીને મનને શાંત રાખવાનો પ્રયત્ન કરવો. *

સાત્વિકીશ્રદ્ધા, ધર્મપાલનમાં અખંડ ઉત્સાહ, વાણીનિગ્રહ ને પૂર્વાપરનો પૂરો વિચાર કરીને પ્રવૃત્તિ કરવાના સ્વભાવમાં વધારો કરતા રહેશો. ×

૩૬૨ * પુરશ્ચરણને લગતું સર્વ કામ શ્રદ્ધા, પ્રીતિ, ધૈર્ય, વિવેક ને વ્યવસ્થાથી ચાલતું હશે. શરીર, ઇંદ્રિયો ને અંતઃકરણને સાત્વિકભાવવાળાં રાખવા સાવધાનતાપૂર્વક પ્રયત્ન ચાલતો હશે.

વાણી જીવાત્માના પ્રતિનિધિરૂપ ગણાય છે માટે તેને બહુ પવિત્ર રાખવા ધૈર્ય ને સાવધાનતાથી પ્રયત્ન કરતા હશો. શ્રોતાને પ્રિય લાગે એવું, પરિણામે શ્રોતાનું હિત થાય એવું, યોગ્ય પ્રમાણોથી જાણવામાં આવ્યું હોય એવું, કપટવિનાનું ને પરિમિત બોલવું એ વાણીનું તપ છે. મંત્રજપ ને મોક્ષપ્રતિપાદક શાસ્ત્રનો પાઠ પણ વાણીનું તપ ગણાય છે. કોઇને અપ્રિય લાગે એવું, કોઇનું અપમાન થાય એવું ને શિષ્ટાચારથી વિરુદ્ધ તોછડાઇવાળું ભાષણ

સજ્જનો પોતાના તપના નાશના હેતુરૂપ જાણીને કરતા નથી. અંતઃકરણને તથા વાણી આદિ ઇંદ્રિયોને પરમાત્મામાં એકાગ્ર કરવી તે પરમતપ ને પરમધર્મ કહેવાય છે. મુમુક્ષુએ એ પરમતપનું ને પરમધર્મનું સેવન કરવું જોઇએ. શાસ્ત્ર પણ એમજ કહે છેઃ—

**"मनसश्चेन्द्रियाणां च ह्येकाग्र्यं परमं तपः ।**
**तज्ज्यायः सर्वधर्मेभ्यः स धर्मः पर उच्यते ॥"**

( અંતઃકરણનું ને ઇંદ્રિયોનું જે એકાગ્રપણું તે પરમતપ કહેવાય છે એવી એકાગ્રતારૂપ પરમતપ તે સર્વધર્મોથી શ્રેષ્ઠ પરમધર્મ કહેવાય છે. )

શ્રોત્રિય ને બ્રહ્મનિષ્ઠ પુરુષનો આદરયુક્ત વારંવાર સમાગમ કરી મોક્ષશાસ્ત્રોનાં પદોવડે તથા તે પદોના અર્થોવડે પોતાની બુદ્ધિને વિશુદ્ધ કરી મુમુક્ષુએ પોતાના અંતઃકરણમાં રહેલા ગુણદોષોનો વિચાર કરવો જોઇએ એમ શાસ્ત્રનું કહેવું છેઃ—

**"सत्संगमैः पदपदार्थविशुद्धबुद्धिः कुर्यान्नरः स्वगुणदोषविचारणानि ।"**

( સત્પુરુષોના સમાગમોથી જેણે પદોવડે ને પદોના અર્થોવડે પોતાની બુદ્ધિને ઘણી શુદ્ધ કરી છે એવો પુરુષ પોતાના અંતઃકરણમાં રહેલા ગુણોનો ને દોષોનો વિચાર કરે. )

જેમ કુશલ વૈદ્ય સૂક્ષ્મદષ્ટિવડે રોગીના રોગને ઓળખી તે રોગને દૂર કરવાનો ઉપાય કરે છે તેમ મોક્ષેચ્છુએ સૂક્ષ્મદષ્ટિવડે પોતાના અંતઃકરણમાં રહેલા દોષોને જોવા જોઇએ, અને યોગ્ય ઉપાયવડે ક્રમપૂર્વક તે દોષોને નિવૃત્ત કરવા જોઇએ.

જેમ જીર્ણ રોગેનો ઉપાય કષ્ટસાધ્ય ગણાય છે તેમ અંતઃ-

કરણમાં ઘણા સમયથી રહેલા દોષોની નિવૃત્તિ પણ કષ્ટસાધ્ય ગણાય છે. મુમુક્ષુ જો ધૈર્ય, સાવધાનતા ને સદાગ્રહ રાખી સતત પ્રયત્ન કરે તોજ તે પોતાના અંતઃકરણમાં સ્થિર થયેલા દોષોની નિવૃત્તિ કરવા સમર્થ થાય છે.

અસંગ, અવિકારી ને સચ્ચિદાનંદઘન બ્રહ્મમાં અનાદિ અજ્ઞાનથી, અનાદિ વાસનાથી ને બાહ્યદષ્ટિથી આ વિશ્વ પ્રતીત થાય છે. તે અસંગાદિ સ્વભાવવાળા બ્રહ્મનો જો સાક્ષાત્કાર કરવો હોય તો મુમુક્ષુએ વિવેકાદિવડે ને શ્રવણાદિવડે બ્રહ્મજ્ઞાન પ્રાપ્ત કરી તે બ્રહ્મજ્ઞાનવડે અજ્ઞાનનો, શુભવાસનાઓના સેવનવડે અશુભવાસનાનો ને અંતર્મુખવૃત્તિવડે બાહ્યદૃષ્ટિનો નશ કરવો જોઇએ.

અંતઃકરણમાં સત્ત્વગુણની વૃદ્ધિ કર્યા વિના પોતાનો પ્રાપ્તવ્યવહાર પવિત્રપણે સેવી શકાતો નથી. અંતઃકરણમાં રહેલા રાગ, દ્વેષ, લોભ ને ભયાદિ વિકારો પ્રાપ્તવ્યવહારમાં મલિનતા ઉપજાવે છે, ને મલિનતા બ્રહ્મના જ્ઞાનમાં પ્રતિબંધ કરનારી હોવાથી તે અંતઃકરણમાં બ્રહ્માકારવૃત્તિનો ઉદય થવા દેતી નથી. મુમુક્ષુ જો નિરંતર ઘણામાં ઘણું ધૈર્ય, ઘણામાં ઘણી સાવધાનતા ને ઘણામાં ઘણો સદાગ્રહ રાખે તોજ તે પોતના પ્રાપ્તવ્યવહારની શુદ્ધિ સાચવી રાખવા સમર્થ થાય છે.

શબ્દાદિ વિષયો ને તે વિષયોની પ્રાપ્તિનાં સાધનો અસત્, નિઃસાર ને દુઃખરૂપ છે એમ પોતાના અંતઃકરણને સ્પષ્ટ સમજાય ત્યારેજ તે અંતઃકરણ તે વિષયોમાં ને તેનાં સાધનોમાં ઉદાસીનજેવું થાય છે, નહિ તો રાગવડે તે શબ્દાદિ વિષયોનું ને તેનાં સાધનોનુંજ ચિંતન કર્યા કરે છે, પણ બ્રહ્મનું ચિંતન કરતું નથી.

મુમુક્ષુએ શ્રદ્ધાપ્રીતિથી વ્યવહારપરમાર્થને લગતાં શુભકર્મો યથા-

સામર્થ્ય કરવાં, સુપાત્રે યથાશક્તિ દાન કરવું, વર્ણાશ્રમના ધર્મોનું આદરપૂર્વક પરિપાલન કરવું, ને પરમાર્થની પ્રાપ્તિનાં શ્રવણાદિ સાધનોનું યથાશક્તિ સેવન કરવું, પણ તેમાં કીર્તિની તૃષ્ણા ન ઉપજવા દેવી. કીર્તિની લાલસા રાખી જો તે શુભકર્મો કરવામાં આવે તો તે કર્મોવડે તે મનુષ્યના ચિત્તની જોઇએ તેવી શુદ્ધિ થતી નથી, ને તેથી તેની સૂક્ષ્મતા ને એકાગ્રતા નહિ થવાથી તે બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને સમર્થ થઈ શકતું નથી.

મુમુક્ષુએ પોતાના અંતઃકરણને સૂક્ષ્મતમ કરવાનું છે માટે તેણે શાસ્ત્રોક્ત સ્થૂલકર્મોમાં ઉપયોગપૂરતો આગ્રહ રાખવો, ને અંતઃકરણને ઉત્તરોત્તર સૂક્ષ્મ કરનાર શાસ્ત્રોક્ત શુભકર્મોમાં વધારે આગ્રહ રાખવો. તેણે પામર ને વિષયી માણસોનો સંગ નજ ચાલે તેટલો મનને વિવેકવૈરાગ્યવાળું રાખીને રાખવો. વળી તેણે પોતાનો પ્રાપ્તવ્યવહાર રાગદ્વેષને વશ રાખી સમભાવવડે ધર્મ તથા મોક્ષને વિરોધ ન આવે એવી રીતે કરવો.

અંતઃકરણને ઉત્તરોત્તર વધારે સાવધાનતાવાળું, શુભકામ શીઘ્ર કરવાના સ્વભાવવાળું, વિવેકવાળું, વ્યવસ્થાપૂર્વક કામ કરવાના સ્વભાવવાળું, વિનયી, મધુરભાષણ કરવાના સ્વભાવવાળું, ક્ષમાવાળું, અયોગ્ય સ્પૃહાથી રહિત, પ્રામાણિક, ધૈર્યવાળું, પ્રસન્ન ને નિર્ભય રાખવા સર્વદા ઘણામાં ઘણો પ્રયત્ન કરવો જોઇએ. અંતઃકરણની અશુદ્ધિ, સ્થૂલતા ને ચંચલતા દૂર કરવાથી તે અંતઃકરણ પરમપવિત્ર ને સચ્ચિદાનંદઘન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાને સમર્થ થાય છે.

પ્રાણિપદાર્થની ખોટી તૃષ્ણારૂપ પરિતાપથી રહિત થયેલું સંતોષી ચિત્ત કોઇ પણ દૃશ્ય પ્રાણિપદાર્થથી આત્માનો લેશ પણ વાસ્તવિક સંબંધ નથી એવો પરિપક્વ નિશ્ચય કરીને સર્વદા શીતલ રહે છે.

ચિત્તની શીતલતાની પ્રાપ્તિ અનેક શુભકર્મોરૂપ તપના ફલરૂપ મનાય છે. જે મનુષ્યનું ચિત્ત શીતલ થયું હોય તેને આખું જગત્ પણ શીતલ જણાય છે.

મુમુક્ષુને જ્યારે જ્યારે દેહાદિ જડમાં આત્માની ભ્રાંતિનો ઉદય થાય તથા દશ્ય પ્રાણિપદાર્થમાં સત્યપણાની ભ્રાંતિનો ઉદય થાય ત્યારે ત્યારે તેણે ધૈર્ય, સાવધાનતા ને પ્રીતિથી જડચેતનનો ને નિત્યાનિત્યનો વિચાર કરવો.

શરીર, ઇંદ્રિયો ને મનવડે જીવને બ્રહ્મસાક્ષાત્કાર થાય એવાં શાસ્ત્રોક્ત શુભકર્મો કરવાં, પણ તે ત્રણેવડે જીવને સંસારમાં ભ્રમણ કરાવનારાં અશુભ કર્મો નજ કરવાં.

આત્મામાં દીર્ઘકાલથી પ્રતીત થતા કર્તાપણું તથા ભોક્તાપણું આદિ સાંસારિક ધર્મો બ્રહ્મના પરોક્ષજ્ઞાનથી દૂર થતા નથી, પણ બ્રહ્મના દૃઢ અપરોક્ષજ્ઞાનથીજ આત્મામાંથી તે કલ્પિત સાંસારિક ધર્મો દૂર થાય છે. બ્રહ્મનું દૃઢ અપરોક્ષજ્ઞાન પણ અંતઃકરણની એક વૃત્તિરૂપ છે. એ વૃત્તિનો ઉદય થયે મોટી ઇંદ્રજાલરૂપ સમગ્ર દશ્યપ્રપંચ મિથ્યા પ્રતીત થાય છે. એ વૃત્તિ પણ દશ્યપ્રપંચની અંતરજ હોવાથી દશ્યપ્રપંચનો બાધ કર્યા પછી તે પોતે પણ બાધ પામે છે. જેમ ગાંધર્વશાસ્ત્રના અભ્યાસના પરિપાકથી તે અભ્યાસી મનુષ્યના ગાંધર્વશાસ્ત્રના સંસ્કારવાળા અંતઃકરણને ષડ્જાદિ સ્વરોનો સાક્ષાત્કાર થાય છે તેમ શ્રવણ, મનન ને નિદિધ્યાસનના પરિપાકવડે વિવેકાદિવાળા ને પોતાના સદ્ગુરુના ભક્ત મુમુક્ષુના વેદાંતના સંસ્કારવાળા અંતઃકરણને બ્રહ્મનો સાક્ષાત્કાર થાય છે.

પોતાના ત્રણ દેહોને કલ્પિત સમજી તેને સત્તાસ્ફૂર્તિ આપનાર સચ્ચિદાનંદાદિ સ્વભાવવાળા આત્માનેજ તમે પોતાનું વાસ્તવિક

સ્વરૂપ સમજો, અને બાહ્યદૃષ્ટિએ પ્રતીત થતા નામરૂપક્રિયાત્મક સર્વ જગતનો વિવેકવડે બાધ કરી તેને સત્તાસ્ફૂર્તિ આપનાર, અસંગ, અવિકારી, પૂર્ણકામ, વિભુ ને સચ્ચિદાનંદરૂપ બ્રહ્મ જાણો. આમ સર્વ દૃશ્યનો બાધ કરી અંતરાત્માથી અભિન્ન બ્રહ્મનો સાક્ષાત્કાર કરવાથી તમે કૃતાર્થ થશો.

જે જે પ્રાણિપદાર્થમાં અંતઃકરણ આરૂઢ પ્રીતિવાળું જણાય તે તે પ્રાણિપદાર્થમાંથી વિવેકવૈરાગ્યાદિવડે અંતઃકરણને આરૂઢ પ્રીતિથી રહિત કરતા રહો, ને અંતઃકરણને બ્રહ્મસ્વરૂપમાં વિશેષ પ્રીતિવાળું કરતા રહો. જેવી સાંસારિક પ્રાણિપદાર્થોમાં મનુષ્યને ગાઢી પ્રીતિ છે તેવીજ ગાઢી પ્રીતિ જો મનુષ્યને બ્રહ્મસ્વરૂપમાં થાય તો કયો મનુષ્ય મોક્ષને પ્રાપ્ત ન થાય ?

જેમ સોનાનું કમલ સંકોચવિકાસને નહિ પામતાં સર્વદા પૂર્ણ વિકસિતજ રહે છે તેમ તમે તમારા અંતઃકરણને વિવેક-વિરાગના પરિપાકવડે પ્રતિકૂલ અનુકૂલ મનાતા વ્યાવહારિક પ્રસંગોમાં ખેદહર્ષરૂપ સંકોચવિકાસવિનાનું પરમ પ્રફુલ્લિત રાખવા યોગ્ય પ્રયત્ન કરતા રહેશો.

લવણરાજા જેમ ઐંદ્રજાલિકની માયાવડે પોતાનું રાજાપણું ભૂલી પોતાને ચાંડાલ માનવા લાગ્યો, ચાંડાલનાં જેવાં દુષ્ટ કર્મો કરવા લાગ્યો, ને બહુ દુઃખી થયો તેમ પરમાનંદરૂપ આત્મા અવિદ્યા-નામની ઐંદ્રજાલિકાના ક્રૂર સામર્થ્યથી પોતાનું પરમાનંદસ્વરૂપ ભૂલી, પોતાને જીવ માની, જીવભાવને ઉચિત એવાં દુષ્ટ કર્મો કરી, બહુ દુઃખી થાય છે. જેમ લવણરાજા જ્યારે ચિતાના અગ્નિથી પ્રાપ્ત થયેલી મોહનિદ્રામાંથી જાગ્યો ત્યારે તેનું સર્વ દુઃખ દૂર થઇ તે આનંદ પામ્યો તેમ જીવ પણ જ્યારે જ્ઞાનાગ્નિથી અનાદિકાલથી

પ્રાપ્ત થયેલી મોહનિદ્રામાંથી જાગે છે ત્યારે તેના ત્રિવિધ તાપોની અત્યંત નિવૃત્તિ થઇ તે પરમાનંદસ્વરૂપ થાય છે.

આ જગત્ આત્માને આધારે રહેલા મનનોજ વિલાસ છે એમ સમજી કલ્પક મનને ને કલ્પ્ય જગતને મિથ્યા ગણી અસંગ, અક્રિય, અકર્તા, અભોક્તા, અવિકારી, આપ્તકામ, અચલ, ક્ષુધાતૃષાથી રહિત, ભય શોક ને રાગદ્વેષાદિથી રહિત, સચ્ચિદાનંદઘન, વિભુ, પરમપવિત્ર, પાપપુણ્યરહિત, સૂક્ષ્મતમ ને સ્વયંપ્રકાશ આત્મામાં સર્વદા અભેદભાવે સુસ્થિર રહેવા શ્રદ્ધાપ્રીતિથી સતત પ્રયત્ન કરતા રહેશો. ૐ

૩૯૩ * * શ્રવણનું ફલ મનન છે માટે શ્રવણ કરેલાનું મનન ને પરિપાલન કરવું.

વ્યવહારના ને શરીરના દ્રષ્ટા રહેવા પ્રયત્ન રાખવો.

સત્ય સગા સંસારમાં, ઈશ્વર સદ્દગુરુ સંત;
અન્ય સગાંથી થાય છે, જીવને દુઃખ અનંત. ૧
અનન્યભક્તિથી જીવને, જોડી બ્રહ્મમોઝાર;
રાગદ્વેષનો ત્યાગ કરી, પામો ભવનો પાર. ૨

આત્મામાં ઉપાધિનો અંશ પણ નથી એમ સમજી ઉપાધિના દ્રષ્ટા રહી મનને શીતલ રાખવું. પ્રારબ્ધને ભોગવતાં મુંઝાવું નહિ. મનને પ્રભુમાં સ્થિર કરી નિરુપાધિક સ્થિતિ અનુભવવી.

પરમાત્માના સત્યસ્વરૂપનો વિચાર કરી મનની સૂક્ષ્મતા ને શાંતિ વધારવાં.

૩૯૪ * દ્રષ્ટા રહીને પ્રાપ્તવ્યવહારનાં તથા સંબંધિજનોનાં કામો કરતા હશો.

નેત્રની તથા હૃદયની સંમુખ નિરંતર પરંજ્યોતિને ધારણ કરવાનો

સ્વભાવ પાડવાથી તથા મનવાણીને તે પરજ્યોતિના સ્મરણમાં રાખવાથી જીવાત્મા તે પરંજ્યોતિમા અભેદભાવે સ્થિતિ કરવા સુભાગી થાય છે આમ થવાથી તે જીવનું અનાદિકાલથી પ્રાપ્ત દારિદ્રય દૂર થઇ જાય છે.

ચિન્માત્રભાવનાનો પટ અંતઃકરણને આપ્યા કરવાથી જીવનું હિત સધાય છે.

શુભ પ્રયત્ન શ્રદ્ધા, ભક્તિ, સાવધાનતા ને સદાગ્રહથી ચાલુ રાખવાથી અંતઃકરણ વિકારરહિત તથા આવરણરહિત થઈ બ્રહ્માનુભવ કરવા સમર્થ થાય છે. બ્રહ્મદર્શન થયે સ્વાભાવિકરીતેજ અજ્ઞાનનો ને જગતનો બાધ થાય છે. *

૩૬૫ * અનન્યભક્તિવડે ને અંતરાત્માથી અભિન્ન બ્રહ્મન વિચારવડે મનની સુક્ષ્મતા, સ્થિરતા ને શાંતિમાં વધારો કરતા રહેશો.

દશ્ય સકલ મિથ્યા ગણી, રાગદ્વેષ કરી દૂર;
બ્રહ્માત્મે મન સ્થિર કરી, તરવું માયાપૂર. ૧



## બ્રહ્મનિષ્ઠ મહારાજ શ્રીનથુરામશર્માકૃત પુસ્તકો.

વેદાંતદર્શન. પાકા પુંઠાનું. રૂ. ૩-૮-૦ વેદાંતદર્શન. કાચા ?
રૂ. ૩-૦-૦ સાંખ્યપ્રવચન સંસ્કૃત તથા ગુજરાતી ટીકાસાથે. રૂ. ૧-

યોગકૌસ્તુભ. ચોથી આવૃત્તિ. રૂ. ૧-૮-૦ પરમપદબોધિની.
આવૃત્તિ. રૂ. ૦-૧૪-૦ સંધ્યાને વેદાંતાનુસાર વિચાર. રૂ. ૦-
નાથસારોદય. ત્રીજી આવૃત્તિ. ૦-૮-૬ ભિલડી વાણીનું સ્પષ્ટી
ત્રીજી આવૃત્તિ. ૦-૧-૬.

મનુષ્યમિત્ર. બીજી આવૃત્તિ. રૂ. ૦-૪-૦ સ્વા .વિક ધર્મ.
આવૃત્તિ. રૂ. ૦-૨-૬ સુબોધકલ્પલતા. બીજી આવૃત્તિ. ર ૦-
સદુપદેશદિવાકર પ્રથમ કિરણ. બીજી આવૃત્તિ. રૂ. ૦- :-૦ સદુ
દિવાકર દ્વિતીય કિરણ. રૂ. ૦-૧૨-૦ સદુપ.શદિવ ર તૃતીય કિ
રૂ.૦-૧૨-૦ સદુપદેશદિવાકર ચતુર્થ કિરણ. ; ૧-૨-૦ ઉપદેશગ્રંથાવલિના
અંક થી ૧૦. રૂ. ૦-૪-૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૧૧ થી ૨૫.
આવૃ. . રૂ - -૦ ઉપદેશગ્રંથાવલિના અંક ૨૬ થી ૩૫ રૂ. ૦-૮-૦
અંતર્યામીના આદેશો. સોનેરી નામવાળા ના પુઠાના . ૦-૧૦-૦
યોગપ્રભાકર. ત્રીજી આવૃત્તિ. રૂ. ૦ ૩- શ્રીમદ્ભગવદ્ગીતા સરલાટી.
સહિત બીજી આવૃત્તિ છપાય છે. પ્રશ્નોત્તરરૂપે વિવિધ ઉપદેશ. બી. આવૃત્તિ.
રૂ. ૦-૩-૬ ગીતાદિ પંચરત્ન સટીક. છપાય છે. રાસપચાધ્યાયી ભક્તિપક્ષ-
ની તથા જ્ઞાનપક્ષની વિસ્તૃત ટીકાસહિત. રૂ. ૦-૭-૦, ૦-" -૬. પ્રણવપદ.
ત્રીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦ પ્રણવવિસ્તારપદ બીજી આવૃત્તિ. રૂ. ૦-૨-૦
નાથકાવ્ય. રૂ. ૦-૫-૦ સદુપદેશમાલા પ્રથમભાગ. રૂ. ૦-૩-૬ પત્ર-
કલ્પમંજરી. રૂ. ૦-૩-૦ વિનોદમાલા. રૂ. ૦-૫-૦ દુરાચારગિરિવજ્ર.
રૂ. ૦-૨-૬ રુદ્રસૂક્ત, પુરુષસૂક્ત ને ઈશાવાસ્ય સટીક રૂ. ૦-૪-૦
શ્રીસૂક્ત સટીક. રૂ ૦-૦-૬. વૈરાગ્યસુધાકર. રૂ. ૦-૧-૬. ભક્તિસુધા.
રૂ. ૦-૦-૬ શ્રી યજુર્વેદીય આહ્નિકપ્રકાશ. રૂ. ૦-૮-૦ શ્રીસનાતન-
ધર્મનું નિરૂપણ. રૂ. ૦-૧-૦ સુવિચારચંદ્રિકા. રૂ ૦-૨-૦ મહામંત્ર-
માલિકા. રૂ. ૦-૩-૦ શ્રી શંકરાચાર્યનાં અષ્ટાદશરત્નો સટીક રૂ. ૧-૮-૦.

ઉપર લખેલાં સર્વ પુસ્તકો વ્યવસ્થાપક, **આનંદાશ્રમ, બીલખા,**
કાઠિયાવાડ એ સ્થલેથી ઉપર લખે . મૂલ્યથી મળી શકશે.